## વિદ્યમાન સાક્ષરો.



શ્રી. સ મયાજીરાવ ગાયકવાડ

# અર્પણપત્રિકા.



**શ્રીમંત સરકાર ગાયકવાડ શ્રી સયાજીરાવ મહારાજા**
**સાહેબ સેનાખાસખેલ સમશેર બહાદૂર.**

જેઓશ્રી પોતે વિદ્યાવિભૂષિત થઈ, પોતાની પ્રજાને પિતાતુલ્ય ધર્મબુદ્ધિથી વિદ્યાવતી કરવા અખંડ પ્રવૃત્તિ કરી રહ્યા છે; સર્વદેશીય સાહિત્યની સમૃદ્ધિ અર્થે જેઓશ્રીએ તન, મન, ધનથી સરસ્વતીની પૂજા કરી, તે દેવીના ભક્તોને પોષણ આપેલું છે, અને તેમ કરી ગુર્જર દેશને ઉન્નતિમાર્ગ ઉપર વિચરતો કરી દીધો છે; 'પ્રજાનો ઉત્કર્ષ એજ રાજ્યનો ઉત્કર્ષ' એ સૂત્રની યથાર્થતા સમજી જેઓશ્રીએ પ્રજાજીવનની સાંસારિક, ધાર્મિક, નાગરિક વગેરે સર્વ પ્રકારની કળાઓને સર્વાંશે ખીલવવાના, સમયાનુકૂળ-ભાવીજીવનને બાંધનારા અપ્રતિમ ઉપાયો યોજેલા છે; એ સર્વના ગર્ભમાં રહેલી યથાર્થ રાજબુદ્ધિનું માનસચક્ષુએ હાર્દ સમજતાં, આ ઐતિહાસિક, સાહિત્યોપયોગી કૃતિને ગુર્જર વિદ્વજ્જનમંડળ-પરિષદ્‌ના સંમેલનને માંગલિક પ્રસંગે, એઓશ્રીના જ પાદાંબુજમાં ધરતાં હું મારી કૃતકૃત્યતા માનું છું.

છું હું આપ શ્રીમંતનો
આજ્ઞાંકિત સેવક
પુ. ત્ર. પટેલ.

# પ્રસ્તાવના.



વિદ્યાવિલાસી શ્રીમંત સરકાર સયાજીરાવ ગાયકવાડ એઓશ્રીના આમંત્રણથી ચોથી ગૂજરાતી સાહિત્યપરિષદ્ વડોદરામાં ચાલુ સાલે ભરાવાની ઠરી ત્યારે એક દિવસે સાહિત્યપ્રેમી રા. જયસુખરાય પુરૂષોત્તમરાય જોષીપુરા એમ્. એ. ની સાથે વાત કરતાં એવો વિચાર ઉદ્‌ભવ્યો કે, એ પ્રસંગ ઉપર ગૂજરાતી સાક્ષરોનું એક 'આલ્બમ' પ્રકટ કર્યું હોય તો સારૂં. તે ઉપરથી મી. જોષીપુરાએ એવી સૂચના કરી કે, 'આલ્બમ'માં માત્ર સાક્ષરોની મુખાકૃતિ આવે તેના કરતાં તેની સાથે સાથે તેમની સાહિત્યસેવાનું તથા તેમના જીવનવૃત્તનું સંક્ષિપ્ત વર્ણન આપવામાં આવે તો 'આલ્બમ'ની ઉપયુક્તતામાં વાસ્તવિક વૃદ્ધિ થાય આ સૂચના આદરણીય હોવાથી ગ્રાહ્ય કરવામાં આવી, અને છેવટે તેજ દિશામાં કાર્ય કરવા સારૂ સાધનોનો સંગ્રહ કરવા પ્રવૃત્તિ શરૂ થઇ. પોતાના પરિચયના તમામ સાક્ષરોના ફોટોગ્રાફ તથા તેમનાં જીવનવૃત્તાન્ત રા. જોષીપુરાએ તે તે ગૃહસ્થોને વિજ્ઞપ્તિ કરી મગાવી આપ્યાં; એટલુંજ નહિ પણ સુવિખ્યાત સાક્ષરો જેમની સાથે કશો પરિચય પણ નહતો તેમની પાસે પણ તેવી માગણીઓ કરી સાધનો એકઠાં કર્યાં. મેં પણ મારા મિત્રોદ્વારા કેટલાક સાક્ષરો પાસેથી ફોટોગ્રાફ તથા જીવનવૃત્તાન્તની હકીકત મગાવી. આ કામ ચાલતું હતું એવામાં વળી એવો વિચાર આવ્યો કે, આવા ભવિષ્યમાં ઉપયોગી થઇ પડે એવા સંગ્રહમાં પ્રાચીન સાક્ષરોની પણ હકીકત આવે તો વધારે સારૂં: કારણકે તેથી પુસ્તકના ઉપયોગીપણામાં વળી વધારો થાય અને ગમે તે માણસને ગૂજરાતના સાક્ષરો સબંધી સાધારણ હકીકત એક સ્થળેથી મળી શકે. તેથી એ વિચાર પ્રમાણે છેવટે એવો નિશ્ચય કરવામાં આવ્યો કે, સોળમા શતકથી આરંભી છેક આજ દિન પર્યન્ત જે ગૃહસ્થોએ ગૂજરાતી ભાષાની સેવા કોઇપણ પ્રકારે બજાવી હોય તેઓ પૈકી જેમના ફોટોગ્રાફ મળી શકે તેમના ફોટોગ્રાફ સાથે તમામ સાક્ષરોના લેખોની તથા જીવનની કથા સંક્ષેપમાં આલેખવી. આ પ્રમાણે વ્યવસ્થા કરી હું આજે આ પુસ્તક સમગ્ર ગૂજરાતી પ્રજા સમક્ષ અને વિશેષ કરીને ગૂજરાતી સાહિત્યના વિકાસ તરફ અભિરૂચિ ધરાવનારા ગૃહસ્થો સમક્ષ રજુ કરૂં છું.

વાંચનારને જણાશે કે પુસ્તકમાં જે કાંઇ આપવામાં આવ્યું છે તેના બે ભાગ થાય એમ છે. (૧) ફોટોગ્રાફ અને (૨) સાક્ષરો સંબંધી હકીકત. એ હકીકત રા. જોષીપુરાએ જૂદા જૂદા ગ્રંથોમાંથી, અને પોતાની જાતમાહીતીથી, અને જે સાક્ષરોએ પોતાની જીવનકથાની હકીકત મોકલી આપવા કૃપા કરી હતી તેમની તે હકીકત ઉપરથી તયાર કરી છે. આ સ્થળે મારો ધર્મ છે કે, મારે મુક્તકંઠે એમ કહેવું જોઇએ કે આ પુસ્તકનું આવું સ્વરૂપ રા. જોષીપુરા જેવા વિદ્વાન્ સાક્ષરની નિઃસ્વાર્થ અમૂલ્ય સાહાય્યવિના આવ્યું ન હોત; અને તે માટે હું તેમનો ખરા અંતઃકરણથી આભાર માનું છું. ફોટોગ્રાફનું કામ કેવળ મારી કળાનું પરિણામ છે. જે ગૃહસ્થોએ પોતાના ફોટોગ્રાફ જૂના મોકલ્યા હતા તે ગૃહસ્થોની મુખાકૃતિઓમાં કદાચ ન્યૂનતા નજરે પડશે; કારણ કે તેના

બ્લૉક સારા ન થાય એ સ્પષ્ટ છે. સારા ફોટોગ્રાફ ઉપરથી સારું કામ થાય એ પણ સ્પષ્ટ છે. આ ભેદ ચિત્ર અને ફોટોગ્રાફની કળામાં વૈદગ્ધ્ય ધરાવનારને નજરે પડ્યા વિના રહેશે નહિ

વિદેહી સાક્ષરો પૈકી કેટલાકના ફોટોગ્રાફ અથવા નિદાન ચિત્રો પણ મળી શકવાં દુર્લભ હોવાથી તેમની કૃતિ તથા જીવનની કથાજ આલેખવી સંતોષ માનવો પડ્યો છે. વિદ્યમાન સાહિત્યકારો પૈકી ઘણાએ તો અમારી નમ્ર વિજ્ઞપ્તિ સ્વીકારી ફોટોગ્રાફ તથા જીવનકથા મોકલી આપ્યાં હતાં, પરંતુ કેટલાકે તો વિના ખાનગી નેમ માન્ય કર્યો નથી અને તેથી મારાથી તેમના સંબંધી કાંઇ ઉલ્લેખ થઇ શક્યો નથી. જે જે મહાશયોએ મને આ અનુગ્રહ કર્યો છે તેમનો હું ઋણી બન્યો છું અને તેમનો હું ઉપકાર માનું છું, તેમજ તેમના સંબંધીના હકીકતના અથવા ફોટોગ્રાફમાં કાંઇ ન્યૂનતા રહી ગઈ હોય તેને માટે તેમના તથા મારા સત્તામાં નહિ એવા કારણોથી કોઇ સાક્ષર આ પુસ્તકમાં લેવાના રહી ગયા હોય તો તેમની હું ક્ષમા યાચું છું. મનુષ્યકૃતિ સંપૂર્ણ હોવી સંભવતી નથી, છતાં જેટલે અંશે પૂર્ણતા સધાય તેટલે અંશે અતિશય શ્રમ લેવામાં આવ્યો છે. આખી ગુર્જરીપ્રજાને મારી નમ્ર વિજ્ઞપ્તિ છે કે આ પુસ્તકમાં જે કાંઇ ન્યૂનતા રહી ગઇ હોય એમ તેમને લાગે તે જો મને કૃપા કરી જણાવવામાં આવશે, તો તેની બીજી આવૃત્તિ વખતે તે ન્યૂનતા દૂર કરવા પ્રયત્ન કરીશ. તે ઉપરાંત હું એટલી પણ વિશેષ વિજ્ઞપ્તિ કરું છું કે, હંસની માફક નીરક્ષીર વિવેક કરી ક્ષીરનુંજ ગ્રહણ ગુર્જરી પ્રજા કરે અને પિપીલિકાની માફક માત્ર છિદ્રશોધન નહિ કરે.

અન્ય કોઇ પ્રકારનું, વર્ગીકરણ અનુચિત લાગવાથી, કાલક્રમ પ્રમાણે સાક્ષરોનાં ચરિત્રોને નિયોજવામાં આવ્યાં છે, અને તેથી પણ એક બીજો ઉદ્દેશ પાર પડે છે એથી કયા શતકમાં, કયા દશકમાં, કયા વર્ષમાં સાહિત્ય પ્રવૃત્તિ કેવી અને કેટલી થઇ તથા વિચારવિકાસ કેવો અને કેટલો થયેલો તે આ યોજનાથી સાહિત્યના અભ્યાસી સરળતાથી શોધી શકશે. વિદેહી અને વિદ્યમાન સાક્ષરોને જૂદા જૂદા ગોઠવવામાં આવ્યા છે.

છેવટે મારે જણાવવાની આવશ્યકતા છે કે, ઘણાજ અલ્પકાળમાં આ પુસ્તક વડોદરાના લક્ષ્મીવિલાસ પ્રેસના મેનેજર મી. છોટાલાલે તથા પ્રેમમેન મી. બેન્જામિને ફોટોગ્રાફ સાથે (કે જે કામ વડોદરામાં તેઓ એકલાજ કરે છે) છાપી આપ્યું છે અને તેમણે તે સારી રીતે છપાય તેને માટે સતત શ્રમ કર્યો છે અને ચિંતા રાખી છે તેને માટે હું તે બન્નેનો પણ ઉપકાર માનું છું. તેમજ પારસી લેખકોનાં જીવનવૃત્તાન્તો વગેરે મેળવી આપવામાં બ્હેન ભીખાઇજી લી. પાલમકોટે તથા મી. દિનશાહ કુંવરજી ભાગળવાળાએ જે વિશેષ સહાય કરી છે તેને માટે હું તેમનો આભાર માનું છું.

નરસિંહ મહેતાનું ચિત્ર રા. જોષીપુરાએ પૂરા પાડેલા વર્ણન ઉપરથી સુવિખ્યાત ચિત્રકાર રા. ધુરંધરે તૈયાર કરી આપ્યું છે, તેમનો તથા પાટણમાંથી કવિ ભાલણનું ચિત્ર મેળવી આપનારનો પણ હું આભાર માનું છું.

આ પુસ્તકને સાહિત્ય પરિષદ્ સાથે કશો સંબંધ નથી. મેં માત્ર તેની ચોથી બેઠકના સમયનો લાભ લઇ તે વખતે તેને કેવળ મારેજ ખર્ચે પ્રસિદ્ધિમાં આણ્યું છે.

પુરૂષોત્તમ મજલાલ આર્ટિસ્ટ.



## શ્રીમંત મહારાજા સયાજીરાવ ગાયકવાડ.

**શ્રી** તથા **સરસ્વતી** એ દેવીદ્વયના દુર્લભ કૃપાપાત્ર શ્રીમંત મહારાજા સાહેબનો જન્મ ખાનદેશના એક ગામમાં ઇ. સ. ૧૮૬૩ ના માર્ચની ૧૭ મી તારીખે પીલાજીરાવ ગાયકવાડના વંશમાં થયો છે. ઇ. સ. ૧૮૭૫ માં વડોદરાનાં કૈ. મહારાણી યમુનાબાઇ સાહેબે એઓશ્રીને દત્તક લઇ, વડોદરા રાજ્યનું સ્વામિત્વ સોંપેલું છે. ઇ. સ. ૧૮૮૦ માં શ્રીમંતનાં લગ્ન કૈ. યુવરાજ ફતેહસિંહરાવનાં કૈ. માતુશ્રી શ્રી ચિમનાબાઇ સાથે થયાં હતાં. પરન્તુ તે સદ્‌ગુણી મહારાણી સાહેબનો સ્વર્ગવાસ થતાં ઇ. સ. ૧૮૮૫ માં શ્રીમંત મહારાજા સાહેબનાં દ્વિતીય લગ્ન દેવાસનાં રાજકુંવરી હાલનાં અ. સૌ. શ્રી. મહારાણી ચિમનાબાઇ સાહેબ સાથે થયલાં છે, અને તેમનાથી ત્રણ પુત્રો, અને એક પુત્રી મળી ચાર સંતાનો થયાં છે. ઇ.સ. ૧૮૮૧ થી શ્રીમંત મહારાજા સ્વતંત્ર રાજ્યતંત્ર ચલાવવા લાગ્યા છે. બાળવયથી તેઓશ્રીને મિ. એફ્. એ. એચ્. એલિયટ નામના અંગ્રેજ સિવિલિયનની દેખરેખ નીચે એક ખાસ રાજશાળા ઉઘાડી તેમાં સંગીન શિક્ષણ આપવામાં આવેલું. રાજનીતિને લગતા તમામ વિષયો સાથે ન્યાય, મુલ્કી, ફોઝ, કેળવણી, બ્રિટિશ રાજ્ય સાથેના સંબંધો વગેરે કોઇ પણ પ્રતાપી, સમર્થ રાજકર્ત્તાને માટે આવશ્યક અને ઉપયોગી ગણાતી તમામ બાબતોનું શિક્ષણ પણ મહામહા સમર્થ ગણાતા નિષ્ણાત મંત્રીઓદ્વારા તેમને વિશેષતઃ અપાયલું છે. અને એવા સર્વદેશીય શિક્ષણનું ફળ એ આવેલું છે કે, શ્રીમંત મહારાજા પોતાના રાજ્યના પ્રત્યેક અવયવની ચેષ્ટા ઉપર દૃષ્ટિ રાખી શકે છે એટલું તો નહિ, પરન્તુ તે પ્રત્યેક અવયવને અખિલ રાજ્ય-દેહની ચેષ્ટાને કેટલે અંશે કેવી રીતે અનુકૂળ કરી દેવું, તે પણ આપબુદ્ધિથી સમજી ઘટાવી શકે છે. વડોદરા રાજ્યને પૂર્વકાળની તંદ્રામાંથી ઢંઢોળી જગાડી, સાધનચતુષ્ટયનો ઉપયોગ કરી, આધુનિક સંસ્કૃતિયુક્ત કરી, ઉત્તમોત્તમ ગણાતાં રાજ્યોની પંક્તિમાં મુકી દેવાનું અદ્વિતીય માન શ્રીમંત મહારાજાનેજ ઘટે છે. તેમનું અખિલજીવન પ્રવૃત્તિમયજ છે. નવું નવું જોઇ જાણી પોતાના રાજ્યમાં દાખલ કરવાની ઉપકારક બુદ્ધિથી તેઓશ્રીએ અખિલ ભરતખંડની તથા યુરોપ, અમેરિકા, ચીન, જાપાનઆદિ દેશો ગ્રાહકદૃષ્ટિથી મુસાફરીઓ અનેકવાર ક•

છે; એટલું તો નહિ, પરન્તુ પોતાની પ્રજામાંથી જૂદી જૂદી શક્તિ ધરાવનારી વ્યક્તિઓને પોતાની સાથે લઇ કે સ્વતંત્ર રીતે મોકલી આપી દેશપરદેશની વિદ્યાકળાઓનું ઉત્તમ શિક્ષણ પણ લેવડાવેલું છે. ન્યાય, મુલ્કી, કેળવણી, જાહેર બાંધકામ, રેલ્વે, ખેતીવાડી, વ્યાપાર, હિસાબ, દવા, વગેરે લોકોપયોગી તમામ ખાતાંઓ ઉઘાડી, સુધારી, ધારાધોરણો બાંધી તેઓશ્રીએ તે સર્વને સ્વયંચાલક બનાવી દીધાં છે. વળી પ્રજાજનોને નાગરિકના ધર્મ સમજાવી, તેમને રાજકાર્ય કરવામાં હિસ્સો આપવાના ઉચ્ચ આશયથી ગ્રામપંચ, તાલુકાપંચ, પ્રાંતપંચ, ધારાસભા વગેરે લોકમત દર્શાવનારી સંસ્થાઓ સ્થાપી, 'પ્રજાથી રાજા, અને રાજાથી પ્રજા' એ મહાન્ નીતિમંત્રને યથાર્થ કરી બતાવ્યો છે, એટલું તો નહિ પરન્તુ, પ્રજાની ઉન્નતિ કરવાના સુહેતુથી વિદ્યાદાન મફત આપી પ્રત્યેક વ્યક્તિને માટે તેનો સ્વીકાર કરવાનું ફરજીઆત ઠરાવેલું છે. ગામેગામ પુસ્તકાલય ઉઘાડી પોતાની પ્રજાને તેઓશ્રીએ જ્ઞાનસુધા પીતી કરી છે.સંગ્રહસ્થાનો, ઉદ્યોગગૃહો, વસતિગૃહો વગેરે ઉત્કર્ષસાધક સંસ્થાઓ સ્થાપીને પ્રજાની માનસિક, આર્થિક તથા સાંસારિક દશા ઉચ્ચતર કરવા ઉપાયો યોજેલા છે. કરોળિયાની જાળની પેઠે આગગાડીઓની જાળો રચી પ્રજા-પ્રવાસમાં સુગમતા કરી આપી છે. અર્થાત, શ્રીમંત મહારાજાએ પોતાની પ્રજાનું સમગ્ર રીતે કલ્યાણ કરવાની, આધુનિક કાળમાં યોગ્ય ગણાતી કોઇ પણ યોજના કરી નથી એવું કોઇથી કહી શકાય તેમ નથી.

શ્રીમંત મહારાજા સાહેબનું એક નૃપતિ કરતાં વ્યક્તિ તરીકેનું જીવન જાણવા લાયક છે. તેઓ સાહેબ પોતે નિરંતર વિદ્યાર્થીજ છે; લેખક છે, વક્તા છે; એટલે નેતા પણ છે. ઇતિહાસ અને તત્ત્વદર્શનના વિષયો તેમને ખાસ કરીને પ્રિય છે. તેઓશ્રીએ પોતે Rise and Fall of the Roman Empire, (2) Famine tour in the Baroda Territory નામક ઉપયોગી ગ્રંથો ઉપરાંત સુપ્રસિદ્ધ 'East & West' માસિકમાં અનેક લેખો લખેલા છે. ગુર્જર તથા મરાઠી સાહિત્યની અભિવૃદ્ધિ કરવામાં તેઓશ્રીએ અઢળક ધનવ્યય કરેલો છે. ગુર્જર પ્રાચીન સાહિત્યનો પુનરૂદ્ધાર કરવા તેઓશ્રીએ 'પ્રાચીનકાવ્યમાળા' ના ગ્રંથો છપાવી પ્રસિદ્ધ કરેલા છે. એ ઉપરાંત ઇતિહાસ, વિજ્ઞાન, તત્ત્વજ્ઞાન, ધર્મશાસ્ત્રો વગેરે સર્વ પ્રકારના અનેક ગ્રંથો તેમણે મ્હોટે ખરચે તયાર કરાવ્યા છે,

અને હજુ કરાવતા જાય છે. ગૂજરાતી ભાષામાં ન જડતા શબ્દોની ખોટ પૂરવા તેઓશ્રીએ પ્રત્યેક પ્રકારના વિજ્ઞાનશાસ્ત્રના, કાયદાના, નવા નવા શબ્દો યોજાવી ગુર્જરગિરાનો શબ્દભંડોળ વધરાવી દીધો છે; અને રાજ્યના ખાતે ખાતામાં ગૂજરાતી લખાણ સાંગોપાંગ દાખલ કરવાની પ્રસંગે પ્રસંગે શુભેચ્છા આગ્રહપૂર્વક દેખાડેલી છે. સાહિત્યકારોને ઉત્તેજન આપી લખતા રાખવાના હેતુથી તેઓશ્રી પ્રત્યેક વર્ષે અમુક મ્હોટો ખરચ વિદ્યાખાતા મારફત કર્યેજ જાય છે. આ તેઓ શ્રીમંતની પ્રવૃત્તિથી તથા યુરોપ, અને ભરતખંડમાં અનેક પ્રસંગે તેઓશ્રીએ આપેલાં વિદ્વત્તા ભરેલાં ભાષણોથી તેઓ એક મહારાષ્ટ્રીય રાજવંશી છતાં ગુર્જર સાક્ષરના પ્રતિષ્ઠાપ્રદ પદને પામેલા છે એવું સહજ કહી શકાય તેમ છે.

## અ. સૌ. શ્રીમંત મહારાણી ચિમનાબાઇ સાહેબ, ગાયકવાડ.

અ. સૌ. શ્રીમંત ચિમનાબાઈ સાહેબ દેવાસનાં રાજકુંવરી છે, અને તેઓશ્રીનું શુભ લગ્ન ઈ. સ. ૧૮૮૫ માં શ્રીમંત સરકાર મહારાજા સયાજીરાવ ગાયકવાડ સાથે થયલું છે. શ્રીમંત મહારાણી સાહેબ અંગ્રેજી, ગૂજરાતી તથા મરાઠી ભાષાઓનું સારૂં જ્ઞાન ધરાવે છે એટલું તો નહિ; પરન્તુ દિનપ્રતિદિન પોતાના જ્ઞાનમાં વૃદ્ધિ કરતાં રહે છે. ઈ. સ. ૧૮૯૩–૯૪ માં તેમને "ક્રાઉન ઓફ ઇન્ડિયા"નો ઈલકાબ કૈ. મહારાણી વિકટોરિયાએ બક્ષેલો છે. ગૃહિણી ધર્મ બજાવવાની સાથે તેઓશ્રી રાજ્ઞીધર્મ બજાવવાના કામમાં સર્વદા તત્પર રહે છે. સ્ત્રીજાતિની ઉન્નતિ કરવી, એ તેઓશ્રીની સર્વ પ્રવૃત્તિઓનો મહામંત્ર છે. સ્ત્રીવર્ગની ઉન્નતિ થયા વિના પુરૂષવર્ગની ઉન્નતિ થનાર નથી, એવું તેમનું માનવું છે, અને તેજ કારણથી તેઓશ્રી હંમેશાં સ્ત્રી–ઉપયોગી વિષયોનો અભ્યાસ કર્યા કરે છે. પોતાના પતિ સાથે દેશવિદેશ પ્રવાસ કરી તેમણે અવલોકન તથા અનુભવજ્ઞાન પ્રાપ્ત કરેલું છે, અને તે જ્ઞાનનો પોતાના રાજ્યમાં યથાવિધિ ઉપયોગ કરી તેઓશ્રી પ્રજાકલ્યાણ કરવાને પ્રયત્નશીલ થઇ રહ્યાં છે. હિંદુસ્તાનની સ્ત્રીઓની સ્થિતિનો સૂક્ષ્મ અભ્યાસ કરી તેમનો ઉત્કર્ષ કરવાના હેતુથી તેઓશ્રીએ The Position of Women in Indian Life એ નામક એક દળદાર પુસ્તક અંગ્રેજીમાં લખી પ્રસિદ્ધ કરેલું છે. કૈ. યુવરાજ ફતેસિંહરાવના લગ્નોત્સવ પ્રસંગે

તેમણે બાળ-મેળામાં, કલકત્તામાં ભરાયલા પ્રદર્શનને પ્રસંગે કોન્ફરન્સમાં તથા ત્યાંની મહિલા સમિતિમાં સુંદર ભાષણો આપેલાં છે. પોતાના રાજ્યની સ્ત્રીઓની ઉન્નતિ કરવા સારૂ તેઓશ્રીએ 'અનાથ મહિલાશ્રમ' સ્થાપવાની મજબૂત હીલચાલ કરેલી છે. જોવા જાણવામાં તેઓ પોતાનું ગૌરવ સમજે છે, અને તેમનાં જ્ઞાનાદિનાં વખાણ અમેરિકાદિ દેશોનાં પત્રોમાં પણ થયલાં છે. ક્ષાત્રધર્મ પ્રમાણે તેઓ બંદુક વા નિશાન મારવામાં કુશળતા ધરાવે છે, અને એક વીરપુરૂષ જેટલી હિમ્મત રાખી તેઓ વ્યાઘ્રાદિ હિંસક પ્રાણીઓનો શિકાર પણ કરી શકે છે. તેઓ સ્વભાવે ઉદાર, માયાળુ તથા ઉપકારી છે. તેમને પોતાને ત્રણ પુત્રો તથા એક પુત્રી છે; અને તેઓ સર્વે સુશિક્ષિત થયલાં છે. પ્રગતિસાધક સુધારાની હિમાયત કરતાં પણ, તેઓશ્રી ચુસ્ત હિંદુના જેવા વિચારો ધરાવી, પોતાના સદાચરણથી પ્રજાપ્રીતિને મેળવવા ભાગ્યશાળી થયલા છે.



## મહારાજા સર ભાવસિંહજી.

ભાવનગર રાજ્યના ભૂપતિ મહારાજા સર ભાવસિંહજી કે. સી. એસ. આઇ. નો જન્મ ઇ. સ. ૧૮૭૫ ના એપ્રિલની ૨૬ મી તારીખે સ્વ. મહારાજા સર તખ્તસિંહજી જી. સી. આઈ. ઇ. ના પાટવી કુમાર તરીકે થયો હતો. એઓશ્રીનાં માતુશ્રી માજીરાજબા ગોંડળના ઠાકોરસાહેબ સર ભગવતસિંહજીનાં બ્હેન થાય. નવ વર્ષની વયે મહારાજા સાહેબને રાજકોટની રાજકુમાર કૉલેજમાં સ્વ મિ. ચેસ્ટર મૅકનૉટનના અધ્યક્ષપણા નીચે ભણવા મુકેલા અને ત્યાં સાડાચાર વર્ષ અભ્યાસ કરી, તેઓશ્રીએ પોતાના ગુરૂને સંતોષ આપી હાધો હતો. ત્યારબાદ કોલ્હાપુરના મહારાજા સાથે ધારવાડમાં રહીને તેઓ સાહેબે સાડા ત્રણ વર્ષ મિ. ફ્રેઝરની દેખરેખ નીચે આગળ અભ્યાસ વધારેલો. ઇ. સ. ૧૮૯૦ માં ઉત્તર હિંદુસ્તાનમાં તથા ઇ. સ. ૧૮૯૧ માં દક્ષિણ હિંદુસ્તાનમાં છેક સિલોન સુધી તેઓશ્રીએ પ્રવાસ કરેલો હતો. ઇ. સ. ૧૮૯૩ માં દેવગઢબારયાના રાજકર્ત્તા મહારાવળ શ્રી માનસિંહજીની કુંવરી શ્રી દેવકુંવરબા સાથે તેઓશ્રીનું લગ્ન થયલું. એજ વ-

ર્ષમાં તેઓશ્રીએ પુને જઈ ઇમ્પિરીઅલ લૅન્સર્સની સરદારી માટે કુશળતા મેળવી અને ૧૯૦૪ માં ભાવનગર લૅન્સર્સના કમાન્ડન્ટ થયલા. ઇ. સ. ૧૮૯૫ સુધી રાજ્યને લગતાં તમામ ખાતાંઓનું અનુભવજ્ઞાન લીધેલું. ઇ. સ. ૧૮૯૬ માં તેઓશ્રી ગાદીનશીન થતાં, ઇ. સ. ૧૮૯૭ માં દુષ્કાળ પડયો, અને તેના નિવારણાર્થ તેઓશ્રીએ કાયદો ઘડી પસાર કર્યો. ઇ. સ. ૧૮૯૭ માં રાજકુમાર કૉલેજને અંગે 'ભાવસિંહજી હૉલ' બંધાવી આપી પોતાની માતૃશાળા ભણી પ્રેમ દર્શાવ્યો છે, એટલું તો નહિ, પરન્તુ તેને લગતા ચાળીશ વર્ષના ઇતિહાસનું તેઓશ્રીએ એક પુસ્તક પણ રચી પ્રસિદ્ધ કર્યુ છે. ઇ. સ. ૧૮૯૯–૧૯૦૦ ના દુષ્કાળ પ્રસંગે ૧૪ લાખની મહેસુલ માફ કરી તેઓશ્રીએ પ્રજા–સંકટ ટાળેલું. ઇ. સ. ૧૯૦૩ માં તેઓશ્રીનાં મહારાણી એક શ્રીમનહરકુંવરબા નામે પુત્રી મુકી સ્વર્ગવાસ પામ્યાં. આ કુંવરી ભરત, શીવણાદિ સૂચિકર્મમાં અપ્રતિમ નિપુણતા ધરાવી સુપ્રસિદ્ધિ પામેલાં છે. ઇ. સ. ૧૯૦૪ માં બ્રિટિશ શહેનશાહત તરફથી એઓશ્રીને કે. સી એસ. આઇ. નો માનચંદ્રક પ્રાપ્ત થયો, અને ૧૯૦૫ માં ખીરસરા દરબારનાં પુત્રી કુંવરી શ્રીનન્દકુંવરબા સાથે તેઓશ્રીનાં દ્વિતીય લગ્ન થયલાં છે. ઇ. સ. ૧૯૦૯ માં તેઓશ્રીને 'મહારાજા' ની પદવી પ્રાપ્ત થઇ. ઇ. સ. ૧૯૧૦ માં સિહોર પાલીતાણા રેલ્વે શરૂ કરી, અને હાલમાં ઢસાકુંડલા રેલ્વે તૈયાર થાય છે. ઇ. સ. ૧૯૧૧ માં દિલ્હીદરબારમાં પધારવું થતાં તેઓશ્રીનાં મહારાણી અ. સૌ. શ્રીનંદકુંવરબાને શહેનશાહ જ્યૉર્જના મુબારક હાથથી "ક્રાઉન ઓફ ઇન્ડિયા," નો ખેતાબ પ્રાપ્ત થયો છે. મહારાજા સાહેબને શિકારનો ઘણોજ શોખ છે, અને ઇ. સ. ૧૯૧૧ સુધીમાં તેઓશ્રીએ પાંત્રીશ દીપડાઓ માર્યા છે. પોતાના રાજ્યનાં બધાં કામકાજો ઉપર જાત દેખરેખ રાખી તેઓશ્રી પ્રજાપ્રિયતાને પામ્યા છે. મહારાજાશ્રીને સંગીતનો ખાસ શૉખ છે, અને એ વિષયમાં તેઓ ઘણી નિપુણતા ધરાવે છે. અત્યારસુધીમાં તેઓશ્રી તરફથી સંગીતમાળા પ્રથમ ગુચ્છ, સંગીતમાલા દ્વિતીય ગુચ્છ, સગીતમાલા તૃતીય ગુચ્છ, વનસ્પતિ ગુણાદર્શ, સગીત નીતિવિનોદ, હૉરેશિયસ (સંગીતાત્મક ભાષાન્તરરૂપે,) સગીત બાલોપદેશ, (ગૂજરાતી ભાષાન્તરરૂપે) સગીત ઇલિયડ સર્ગ ૧–૨–૩, તથા આર્યોષધ સંક્ષિપ્ત નોંધ વગેરે ગ્રંથો રચાઇ પ્રસિદ્ધિને પામેલા છે. કાવ્યના ગ્રંથો સચિત્ર હોવાથી વસ્તુનિદર્શન સારૂં કરાવી શકે છે.






એઓ નામદારનો જન્મ ઇ. સ. ૧૮૬૭ માં ધર્મપુરના મહારાજા નારણ્દેવજીનાં બીજાં રાજકુંવરી રૂપે થયો છે. બાળવયમાંથી તેમનામાં ગંભીરતા, બુદ્ધિ તથા મૃદુતાનાં ચિન્હો દેખાતાં હતાં. પિતાશ્રીના ઘરમાં તેઓ નામદાર માત્ર વાંચવું લખવું શીખેલાં; પરન્તુ પંદર વર્ષની વયે તેમનાં લગ્ન ગોંડળના નામદાર ઠાકોર સાહેબશ્રી ભગવતસિંહજી સાથે થતાં તેઓશ્રીની બુદ્ધિ અધિકાધિક વિકસવા લાગી. સાંસારિક વિષયોમાં સંરક્ષક બુદ્ધિ ધરાવનાર પિતાગૃહમાંથી નીસરી અધિક વિશાળદૃષ્ટિથી વિલોકનાર પતિગૃહમાં પ્રવેશ કરતાં તેમના વિચાર આચારમાં મ્હોટું પરિવર્તન થવાનો પ્રસંગ પ્રાપ્ત થઇ આવ્યો; અને તેને અનુકૂળ તેમનું જીવન-ભવન રચાવા લાગ્યું. પોતાના બુદ્ધિશાળી પતિની મનોવૃત્તિને અનુસરી તેઓશ્રીએ પડદાનો ત્યાગ કરી, વિદેશગમન કરી, પૃથ્વીના વિવિધ દેશોમાં પ્રવાસ પણ કરેલો છે. સત્યને માગ વિચરતાં તેઓશ્રી આંચકો ખાતાં નથી. તેઓશ્રી અવકાશની વેળા શુદ્ધ સાહિત્યનાં પુસ્તકો વાંચવામાં તથા અંગ્રેજી ભાષાનો અભ્યાસ વધારવામાં પસાર કરે છે. પુરાણો તેમને પ્રિય છે, અને ગૃહવ્યવસ્થા તેમનો ઇષ્ટ વિષય છે. ઇ. સ. ૧૮૯૦ માં ભયંકર બિમારી થઇ આવતાં તેઓશ્રી ઇંગ્લંડ જઇ બે વર્ષ ત્યાં નિવાસ કરી રહેલાં, અને ઇ. સ. ૧૮૯૨ માં કૈ. મહારાણી વિક્ટોરિયાએ તેઓશ્રીને ઑર્ડર આફ્ ધી ક્રાઉન ઑફ્ ઇન્ડિયાનો ઇલકાબ બક્ષેલો. સ્ત્રીકેળવણીનાં તેઓ નામદાર ચુસ્ત હિમાયતી છે, અને વિદ્યા સાથે સદ્‌ગુણોને તેઓશ્રી 'સોના સાથે સુગંધ, બરાબર ગણે છે. કન્યાકેળવણી વિષયે તેમણે અનેક ભાષણો પ્રસંગોપાત્ત આપેલાં છે અને તે સર્વે મનન કરવા યોગ્ય છે. રાજકોટની ફીમેલ ટ્રેનિંગ કૉલેજમાં તેઓશ્રીએ આપેલું ભાષણ વાંચવાથી તેઓશ્રીની ઉજ્વલ ભાવનાઓ તુરત સમજી શકાય તેમ છે. ઇ. સ. ૧૮૯૫ માં તેઓશ્રી પોતાના ગાદીવારસ રાજકુમારને ઇટનની શાળામાં મુકવા નિમિત્તે બીજીવાર ઇંગ્લંડ પધારેલાં, અને રૂશિયાના ઝારના રાજ્યારોહણને પ્રસંગે તેમણે મૉસ્કોમાં હાજરી પણ આપેલી. વહેમાદિ વિષયોમાં જો કે તેઓશ્રીને લેશમાત્ર શ્રદ્ધા નથી, તથાપિ તેઓશ્રીની ધર્મબુદ્ધિ ઘણીજ પ્રબળ છે. તેઓશ્રીએ માણુસની સાંભરણમાં ન હોય



અ સૌ. મહારાણીશ્રી નંદકુંવરબા.



સ્વ. ઠાકોરસાહેબ યશવંતસિંહજી.

તેવો ' લક્ષ્યચંડિયન્ ' કરેલો છે. તેમણે "ગોમંડળ પરિક્રમ" નામક દળદાર પુસ્તક લખી, તથા ત્રીજી સાહિત્યપરિષદ્‌ના સત્કારમંડળના પ્રમુખ તરીકે વિદ્વતાભરેલો લેખ રચી, વાંચી સંભળાવી, સાહિત્યની સેવા પણ કરેલી છે. તેઓશ્રીને ત્રણ પુત્રીઓ તથા ચાર પુત્રો છે, અને તે સર્વે વિદ્યાવિભૂષિત થયલાં છે.

## સ્વ. ઠાકોર સાહેબ સર યશવંતસિંહજી.

મહારાણાશ્રી સર યશવંતસિંહજી ફત્તેસિંહજી અવટંકે ઝાલા રાજપુત લીંબડીના નામદાર ઠાકોર સાહેબ બહાદુર તારીખ ૨૩ મી મે ૧૮૫૯ ના રોજ લીંબડીમાં જન્મ્યા હતા. જન્મ સમયે તેઓશ્રીના પિતાશ્રી રાજગાદી ઉપર હતા. નામદાર ઠાકોર સાહેબ ફત્તેહસિંહજીનો ૧૮૬૨ ની સાલમાં કૈલાસવાસ થતાં સ્ટેટ ઉપર નામદાર બ્રીટીશ સરકાર તરફથી મેનેજમેન્ટ થયું હતું. નામદાર ઠાકોર સાહેબ સર યશવતસિંહજીએ પાંચ વર્ષની વયે વિદ્યાભ્યાસ લીંબડીમાં શરૂ કરી, સને ૧૮૭૧ માં રાજકોટ રાજકુમાર કૉલેજમાં દાખલ થઈ, સને ૧૮૭૬ માં તે કૉલેજનો અભ્યાસક્રમ પૂરો કર્યો હતો. અને કેળવણી લેતી વખતે તે સૌથી વધારે બુદ્ધિમાન્, ચાલાક, નમ્ર, વિવેકી, ઉમંગી તથા જે કરવું તે સૌથી સારૂં કરવું એવી ટેવવાળા, હોવાથી તે પહેલે નંબરે આવતા, તેમજ અંગબળની કસરતો વગેરેમાં પણ શ્રેષ્ઠ ઠરતા અને દરેક મેળાવડામાં પહેલા નંબરનું ઈનામ પ્રાપ્ત કરતા. તે વખતના પ્રિન્સીપાલ મે. મેકનૉટન સાહેબ તથા દરેકે દરેક પોલીટીકલ ઓફીસર જે રાજકુમાર કૉલેજની મુલાકાત લેતા તે બધા તેમનાથી સહુ સંતોષ પામતા અને ભવિષ્યમાં બહુજ સારા રાજ્યકર્ત્તા નીવડશે એમ આગાહી કરતા. સને ૧૮૭૩–૭૪ ના રીપોર્ટમાં મુંબઈના નામદાર ગવર્નર સાહેબે તેમને માટે ઉચ્ચ વિચારો દર્શાવ્યા હતા. સને ૧૮૭૬ માં કેળવણી પુરી કરીને તેઓશ્રી પહેલીવાર ઇંગ્લંડની સફરે પધાર્યા અને કાઠીયાવાડના રાજકર્તાઓમાં તે ઇંગ્લંડ જનાર પહેલાજ હતા. અને ત્યાં લોર્ડ સાલ્સબરી વગેરે પ્રધાનમંડળના મેમ્બરો અને ઉમરાવો તેમજ અન્ય બહુ આગળ પડતી અને પ્રખ્યાત વ્યક્તિઓના સમાગમમાં તેઓશ્રી આવ્યા હતા. તે દરેક જણ તેમની અસાધારણ બુદ્ધિ અને હોશીયારીથી ખુશી થયા હતા. ઇંગ્લંડથી પાછા સ્વદેશ પધાર્યા પછી સને ૧૮૭૭ માં તેઓને પોતાના રાજ્યનો સ્વતંત્ર અખત્યાર પ્રાપ્ત

મુંબાઈના નામદાર ગવર્નર સાહેબની કાઉન્સીલના મેમ્બર થવાનું પ્રથમ માન રાજાઓમાં તેઓશ્રીએ બુદ્ધિબળ, રાજ્યકાર્યબળનો અનુભવ અને કાયદાના ઉંચા જ્ઞાનને લીધે મેળવ્યું હતું. જે વખતે નીમણુંક કરવામાં આવી ત્યારે તે વખતના નામદાર ગવર્નર સર જેમ્સ ફરગ્યુસન સાહેબે તે ઓશ્રી માટે ઉચ્ચ પ્રકારના શબ્દોમાં લખ્યું હતું. મલીકા માયાઝમા નામદાર મહારાણીશ્રી વીકટોરીયાની સને ૧૮૮૭ ની જ્યુબીલી વખતે તેઓશ્રી કાઠીયાવાડના રાજાઓના પ્રતિનીધિ તરીકે બીજીવાર ઇંગ્લંડ પધાર્યા હતા અને તે વખતે તેઓશ્રીને K. C I E નો માનવંત ખીતાબ તથા મહારાણીશ્રીની સહીવાળો ફોટોગ્રાફ મહારાણીશ્રીના ખુદના હાથથી એનાયત કરાયેલ હતાં. ત્યાંથી તેઓશ્રી અમેરિકાની સફરે પધાર્યા હતા. જ્યાં તેઓશ્રી પ્રેસીડન્ટ ક્લીવલેન્ડને મળ્યા હતા. તે વખતનાં ઇંગ્લંડના તેમજ અમેરિકાનાં ન્યુસપેપરોએ તેઓશ્રીની બહુ પ્રશંસા કરી હતી. કાઠીયાવાડના રાજકર્તાઓમાં તે સૌથી વધારે સુશિક્ષિત અને રાજનીતિજ્ઞ રાજકર્તા ગણાતા હતા અને તેમના ઉચ્ચ સદ્ગુણો અને નૈતિક વર્તન માટે તેમની પ્રશંસા જેટલી કરીએ તેટલી ઓછી હતી.

તેઓશ્રી ધર્મ સંબંધી બહુ ઉંચું જ્ઞાન ધરાવતા હતા અને તત્વજ્ઞાન વિષયક ગ્રંથોના અચ્છા અભ્યાસી હતા અને શાસ્ત્ર નિર્દિષ્ટ રિત્યા પ્રજાને પુત્રવત્ પાળી પિતા પુત્રનો સંબંધ સાચવી શક્યા હતા; અને પ્રજાને માટે અતિ ઉચ્ચ લાગણીઓ ધરાવતા હોવાથી તથા તેમને અમલમાં મુકતા હોવાથી પ્રજા પ્રેમ પૂર્ણ સંપાદન કરી શક્યા હતા. તેમની રાજનીતિજ્ઞતા તથા રાજકારભાર ચલાવવાની કુનેહનાં સર જેમ્સ ફરગ્યુસન તથા લોર્ડ રે સાહેબ જેવા ગવર્નર સાહેબોએ પણ ઘણી વખત વખાણ કર્યાં હતાં.

નેકનામદાર મલીકેમો આઝમ શહેનશાહ એડવર્ડ ધી સેવન્થ જ્યારે યુવરાજપદે હિન્દમાં પધાર્યા હતા ત્યારે તેઓશ્રી સર યશવંતસિંહજી બાહાદુરને મળ્યા હતા. અને તેમને માટે બોલ્યા હતા કે–He would never forget the young prince તે ઉપરાંત તેઓશ્રી ડયુક ઑફ કૅનોટ, માર્કવીસ ઓફ લેન્સડાઉન, અર્લ ઑફ નોર્થબ્રુક, માર્કવીસ આફ ડફરીન, માર્કવીસ ઑફ રીપન વગેરે નામાંકિત આંગ્લભૌમ વાસીઓના સહવાસમાં આવ્યા હતા અને દરેક જણે તેમની

બાહોશીનાં ઉત્તમોત્તમ વખાણ કર્યાં હતાં. તેમજ સ્વર્ગસ્થ ન્યાયમૂર્તિ મહાદેવ ગોવિંદ રાનડે, ન્યાયમૂર્તિ તૈલંગ, સોરાબજી શાપુરજી બંગાળી, સરમંગળદાસ નથુભાઈ વગેરે દેશી ગૃહસ્થોની સાથે તેઓશ્રી અંગતમિત્રતા ધરાવતા હતા. તેઓશ્રીએ [illegible]ટાં છવાયાં આપેલાં ભાષણો જૂદા જૂદા વર્ત્તમાનપત્રોમાં છપાયેલ હતાં, પણ ખાસ પુસ્તકરૂપે અથવા જુદા છપાયેલાં નથી. તેઓશ્રીના નામનું યશવંત જીવન ચરિત્ર પૂર્વભાગ લખાયેલ છે. તેઓશ્રીના લગ્ન ચાર વખત થયાં હતાં. બે લગ્ન સં. [illegible]૯૩૦ મા અને બીજાં બે લગ્ન સંવત [illegible]૯૩૫ માં થયેલ હતાં. તેઓશ્રીને સંતતિ નહોતી, તેથી તેમની ઇચ્છાનુસાર લીંબડી સ્ટેટના ભાયાત મહારાણાશ્રી દોલતસિંહજીને નામદાર ગવર્નમેન્ટે તા. [illegible]૫-૪-૧૯૦૮ ના રોજ ગાદીનશીન કર્યા છે અને તેઓ સાહેબ હાલ લીંબડીની પ્રજાનું પાલન કરેછે. નામદાર સર યશવંતસિંહજી બહાદુરે તા. ૧૫ મી એપ્રિલ [illegible]૯૦૭ ના રોજ મહાબળેશ્વરના પવિત્ર તીર્થમાં દેહ ત્યાગ કર્યો હતો.






## સ્વ. ઠાકોરસાહેબ સુરસિંહજી.




કાઠિયાવાડ માંહેલા ચોથા વર્ગના સંસ્થાન લાઠીના રાજકર્તા તરીકે તેમનો જન્મ ઇ. સ. ૧૮૭૪ માં થયો હતો. તેમના પિતા ઠાકોરશ્રી તખ્તસિંહજી તથા તેમનાં માતા તેમને બાળવયમાંજ મુકી સ્વર્ગવાસી થયાં હતા. તેઓ ગોહિલ રજપૂત છે. નવ વર્ષની વયે તેમને રાજકોટવાળી રાજકુમાર કૉલેજમાં દાખલ કરવામાં આવ્યા હતા; ત્યાં " ભણનારને વિદ્યા સાથે ભાગ્યેજ પ્રીતિ હોય છે " તેથી " નામનો " અભ્યાસ કરી તેમણે તે સંસ્થા ૧૭, ૧૮ વર્ષની વયે છોડેલી. ત્યારબાદ ત્રણ ચાર વર્ષ સુધી તેમને રાજ્યકારભારનો અનુભવ આપવામાં આવ્યો હતો. તે દરમિયાન તેમણે કાશ્મીર તથા હિંદનો પ્રવાસ પણ કરી લીધેલો હતો. ઇ. સ. ૧૮૯૫ માં તેઓ ગાદીનશીન થયલા, અને માત્ર પાંચ વર્ષ પૂરાં રાજ્ય કરી તેઓ ઇ. સ. ૧૯૦૦ માં ફક્ત એક રાત્રી માંદગી ભોગવી વિદેહ થયા હતા. તેમણે પોતાની પાછળ ત્રણ સ્ત્રીઓ, બે [illegible] અને એક પુત્રી મુકેલી છે, અને [illegible]

જ્યેષ્ઠ પુત્ર હાલમાં લાઠીના રાજકર્તા થયલા છે.

ગુર્જર સાહિત્યમાં તેઓશ્રી 'કુલાપી'ના ઉપનામથી અક્ષય કીર્તિને પામ્યા છે. તેમની કવિતાઓનો એક સંગ્રહ-**કલાપીનો કેકારવ**-રા. મણિશંકર ભટ્ટ (**કાન્તે**) પ્રસિદ્ધિમાં મુકી, તેમની અતિ આર્દ્ર, મોહક, અને માર્મિક લેખિની—લીલાનું જનસમાજને આસ્વાદન કરાવેલું છે. 'કશ્મીરનો પ્રવાસ અથવા સ્વર્ગનું સ્વપ્નું' એ નામક નાનું પુસ્તક તેમના સાક્ષર જીવનનું પ્રથમ કિરણ છે. એ ઉપરાંત 'સ્વિડનબાર્ગના ધર્મવિચારો, અને તે સંબંધે થોડી એક ચર્ચા' 'જેશળ તોળલાદિ ચાર સંવાદો' પણ તેમના પ્રસિદ્ધ લેખો છે. તેમનું રચેલું ખંડકાવ્ય 'હમીરકાવ્ય' અપૂર્ણ પણ હજુ અપ્રસિદ્ધ સ્થિતિમાં પડેલું છે. એ ઉપરાંત તેમના પત્રો, તેમની કવિતાઓનો એક મ્હોટો સંગ્રહ પણ અપ્રસિદ્ધજ છે.

કલાપી કવિ-તત્વજ્ઞ હતા. પિંડ-બ્રહ્માંડના એક્ય સ્વરૂપની તેમને ઝાંખી થતી હતી. સૃષ્ટિ-સૌન્દર્યના તેઓ જ્ઞાતા હતા; માનવપ્રકૃતિના તેઓ અભ્યાસી હતા. 'સત્ય-પ્રેમ' એ એમના જીવનનું 'બીજક' હતું. પ્રેમ તથા સ્વાર્પણની ભાવનાના પ્રવાહમાં તેઓ તણાતા હતા. 'લાગણી, એ તેમની કવિતાનું લક્ષણ છે. 'રાજ્યદ્વારોના ખૂની ભપકા, તેમને પ્રિય ન હતા. પ્રેમમાંજ તેઓ પ્રવૃત્તિ સમજતા હતા. તેમનાં કાવ્યોમાં પ્રેમ દર્દ વ્યાપેલું છે. તેમની ગઝલોમાં હૃદયના ઉમળકાઓ છે. વૈરાગ્ય તો તેમની કવિતાઓમાંથી હેરી રહેલો છે. અર્થાત, નવી ઢબ ઉપર હાલમાં લખાતાં કાવ્યોમાં કલાપીનું સ્થાન અદ્વિતીય તથા ઉપકારક લેખવામાં કશો બાધ નથીજ.



## ભક્ત કવિ નરસિંહ મહેતા.

ગુર્જરગિરાના પરમ પૂજ્ય પિતા–આદિ કવિ નરસિંહ મહેતાનો જન્મ ઈ. સ. ૧૪૧૨ માં તલાજા ગામમાં થયો હતો. અને ત્યાંથી નીકળી તેઓ ઈ. સ. ૧૪૩૩–૩૫ સુધીમાં જૂનાગઢમાં જઈને કાયમ નિવાસ કરી રહ્યા હતા. તેઓ વડનગરા નાગર ગૃહસ્થ હતા. તેમના પિતાનું નામ **કૃષ્ણદાસ** હતું, અને સુપ્રસિદ્ધ **પર્વત** મહેતો તેમના કાકા થતા હતા. નરસિંહ મહેતાને આઠ વર્ષની વયના મુકી તેના પિતા કૃષ્ણદાસે સ્વર્ગવાસ કર્યો હતો, અને તે દિવસથી તેઓ પોતાના કોઈ એક જ્યેષ્ઠ બન્ધુના આશ્રય નીચે જઈ રહ્યા હતા એવું કહેવાય છે. તેમણે પોતાના સમયમાં લેવાતી કેળવણી લીધી હતી. વળી મહેતાજી આલસ્યના ઉપાસક હોય એવું પણ કહી શકાતું નથી; કારણ કે તેઓ "ઉદ્યમ" કરવા જતા હતા એવું તેમની હારમાળાના એક પદ ઉપરથી નીકળી આવે છે. તેમની ભાભીએ તેમને પરિહાસયુક્ત વાણીમાં કડવાં વચનો કહેલાં, અને તે તેમના મનમાં "વલૂંધી" રહેલાં. તે ઉપરથી તેઓ પોતાના ભાઈના ઘરનો ત્યાગ કરીને "તપ કાજ" વન વિષે ચાલ્યા ગયલા. કહેવાય છે કે, તેમણે સાત દિવસ સુધી ગોપનાથ મહાદેવના મંદિરમાં, અન્નજળ વિના રહીને, શિવ–સ્તુતિ કરેલી, અને તેના પરિણામમાં શંભુએ પ્રસન્ન થઈ તેને વર યાચવાનું કહેલું. શિવ–કૃપાથી મહેતાજીએ શ્રીકૃષ્ણની રાસલીલાનાં સાક્ષાત્ દર્શન કરેલાં; અને પછી શ્રી આજ્ઞાથીજ "તાલ ત્રાતા ને ગીત ગાતા" તેઓ આ પૃથ્વીપટ્ટ ઉપર ગૃહસ્થાશ્રમનો અનુભવ લેવાને, અને તેમ કરતાં હરિનો મહિમા ગાઈ બતાવવાને પધારેલા. શિવજી પ્રસન્ન થયા તે દિવસથી અને તેજ ક્ષણેથી ઐહિક સુખ ઉપરથી તેમનું ચિત્ત ઉડી ગયું; તેજ ક્ષણેથી આ સંસાર એક તુચ્છ, અસાર સ્વપ્નવત્ વસ્તુની સમાન તેમને ભાસવા લાગ્યો; તેમના હૃદયમાં અપ્રશમનીય પ્રેમતેજપુંજની ઉજ્જ્વલ પ્રભાનાં કિરણો સ્ફુરવા લાગ્યાં; નિર્વિકારી, પ્રેમાનન્દમય, તેમના પ્રોત્સાહિત હૃદયના હૃદયમાંથી ઉભરાતી, પ્રવાહિત થતી–અસ્ખલિત અવિરત દોડતી કવિતા–સરિતાના જલની સીકર–વૃષ્ટિવડે તેઓ મનુષ્યના મનના મેલનું પ્રક્ષાલન કરવા લાગ્યા.

**મહેતાજીનો ગૃહસ્થાશ્રમ.**

જૂનાગઢ પાસે આવેલા મજેવડી ગામમાં રહેતા એક નાગરગૃહસ્થની માણેક નામની કન્યાવેરે તેઓ પરણ્યા હતા.

તે " સતી સાધવી " સ્રી મહેતાજીનું દર્દ સમજી ગઈ હતી, અને તેથી તેમનો સંસાર સાદો, સરલ અને સુખપ્રદ નીવડયો હતો. મહેતી સંસાર સાચવતી, અને મહેતાજી મસ્તક ઉપર " ત્રિકોણ પાઘડી " અને શરીર ઉપર ઝીણા વસ્ત્રના વાઘા-જામા, અને કટિ ઉપર પિછોડીબંધ ધારણ કરી, હાથમાં કરતાલ કાંસિયા લઈ, કંઠમા તુલસીની માલા ધાલી, બાલમુકુંદની સેવામાં તલ્લીન થઈ રહેતા હતા. " તું વનમાલી કહાવે, હું કુસુમ વનવેલડી " એવા શબ્દોમાં તેઓ પોતાની પુલિંગતાને છુપાવતા હતા. મહેતાજીને બે સંતાન હતાં-એક પુત્ર તથા એક પુત્રી. પુત્રનો વિવાહ વડનગરના પ્રધાન મદન મહેતાની પુત્રી સાથે કરવામાં આવેલો; પરન્તુ તે બાલકનું અલ્પકાળમાં મૃત્યુ થયું. તેનું નામ શ્યામલદાસ હતું. પુત્રી કુંવરબાઈનું લગ્ન ઉના ગામમાં રહેતા શ્રીરંગ મહેતાના પુત્ર સાથે કરવામાં આવેલું. પુત્ર પુત્રીની હૈયાતીમાંજ માણેક મહેતીનો સ્વર્ગવાસ થયો હતો. પુત્રીનું સીમન્ત આવતાં મહેતાજીએ તે અવસર ઘણીજ અસરકારક રીતે ઉકેલી, પોતાની પુત્રીને સંતોષ આપ્યો હતો. હુંડી તથા હારમાળાને લગતી કથાઓ મહેતાજીની ભક્તિ પરીક્ષાના સુંદર ઉદાહરણો છે.

**મહેતાજીની કવિતા**

મહેતાજી આદિ કવિ છે તે તેમના ઉચ્ચ પ્રકારના કવિત્વને લીધેજ; તેમની ભક્તિપરાયણ બુદ્ધિ તથા તેની લોકપ્રસિદ્ધિ માટેજ. નિષ્કામ પ્રેમલક્ષણા ભક્તિ એ તેમની કવિતાનો મુખ્ય વિષય છે. તેમની કવિતાઓમાં કોઈ સ્થળે અન્તર્દાહના ઉદ્‌ગારો, તો કોઈ સ્થળે મધુર, કોમળ, કામોત્દીપક શબ્દગ્રથિત વાકયોનો સમાવેશ થયેલો છે. વ્હાલપના બોલોથી તે છલકાય છે; સંસારમાધુર્યના રસથી તે રસબસ છે; મૃદુતાસૂચક સ્વરોથી તે મગમગી રહી છે. શૃગાર, ભક્તિ, બાલલીલા, સુરતસંગ્રામ, ચાતુરી, સહસ્રપદી રાસના પદો, શ્યામલદાસનો વિવાહ, નરસિંહવિલાસ, ગોવિંદગમન, ચાતુરી છત્રીશી, શૃંગારમાળા, વસંતવિલાસ, હારમાળા, હિંડોળો આદિ અનેક શૃંગાર તથા વૈરાગ્યના વિષયો ઉપર તેમણે પોતાની કવિતા-શક્તિ અજમાવી છે. ' સુરતસંગ્રામ ' નું કાવ્ય " અપભ્રષ્ટ ગિરા " માં લખાયું છે એમ મહેતાજી કહે છે તેથી મહેતાના સમયની ભાષા અપભ્રષ્ટ કહેવાતી હશે એવું અનુમાન નીકળે છે. હારમાળાનું પ્રત્યેક પદ મહેતાજીના હૃદયનો ઉભળકો છે. વર્ષાૠતુમાં મેઘમાલાના પરસ્પર અથડાવાથી થતી ગાજવીજની પેઠે મહેતાજીના આ કાવ્યમાં પરસ્પર વિરોધી પક્ષના પ્રશ્નોત્તરના પરિણામમાં

થતી શબ્દગર્જના એક પ્રકારનું ગાંભીર્ય ઉત્પન્ન કરી અભિનવરસ ઝરવી દે છે. મહેતાના સમયમાં કૃષ્ણભક્તિ કેટલે અંશે પ્રિય હતી; તે વખતના નાગરો કેવી ઢબનો પોશાક પહેરતા, રાજ્યાધિકારીઓ તથા જ્ઞાતિઓની સત્તા કેટલે અંશે પ્રબળ હતીઃ એ સર્વ વિષયો ઉપર અજવાળું નાખવામાં હારમાળાની ઐતિહાસિક ઉપયોગિતા રહેલી છે. આ હારમાળાનું કાવ્ય નરસિંહ મહેતાની કૃતિ છે કે નહિ એ વિષય અદ્યાપિ પર્યન્ત વિવાદગ્રસ્ત રહેલો છે. કવિ નર્મદાશંકર, રા. બ. હરગોવિંદદાસ કાંટાવાળા વગેરે તે કાવ્યનું કર્તાપણું મહાકવિ પ્રેમાનન્દને અર્પે છે; અને કવિ દલપતરામ, સ્વર્ગસ્થ હરિલાલ ધ્રુવ, રા. ઇચ્છારામ સૂર્યરામ, તથા રા. જયસુખરાય પુ. જોષીપુરા, તે કાવ્યનું કર્તાપણું નરસિંહ મહેતાને અર્પે છે. રા. હરિરાય ભ. બુચે ત્રીજી સાહિત્ય પરિષદમાં ત્રોડજોડ કરનારો એક લેખ રજુ કરી, તે કાવ્યના અમુક ભાગનું કર્તાપણું કવિ પ્રેમાનંદને તથા અમુક ભાગનું કર્તાપણું નરસિંહ મહેતાને અર્પેલું છે. તે ઉપરાંત હાલમાં એક લેખ "ગુજરાતી" પત્રના તા. ૨૨-૧૦-૧૧ ના અંકમાં એવા પ્રકારનો આવેલો છે કે, તે કાવ્ય ગુજરાત પાટણના કોઇ વિશ્વનાથ જાની અવટંકના કવિથી લખાયલું છે. આ વિવાદનો અંત ક્યારે અને કેવી રીતે આવશે તે અત્યારે કહી શકાતું નથી. હારમાળાનું કાવ્ય નરસિંહ મહેતાએ સંવત્ ૧૫૧૨ માં લખેલું હતું.

નરસિંહ મહેતાનાં પ્રભાતીયાં દેશ પ્રસિદ્ધ છે. સમગ્ર રીતે જોતાં, તેઓ બાનીમાં અસલી પણ સુગમ, સરલ પણ પ્રસંગોપાત્ત ભવ્ય, ગેય તથા જ્ઞેય છે; શ્રોતાનો શ્રમ ટાળનારાં, અને જ્ઞાનીને આનન્દ આપનારાં છે. પ્રભાતસમયની શાંત અને શીતલ અનિલ લહરીઓની સાથે એકમેક થઇ જતો તે પ્રભાતીયાંનો ઘંટડીના ટંકારના જેવો લલિત અને મધુર સુસ્વર કર્ણેન્દ્રિયને આહ્‌લાદ આપી, તંદ્રાનો નાશ કરી, પ્રાણીઓના મન ઉપર કોઇ નવલ પ્રકારની અદ્‌ભુત અસર કરી દે છે. મહેતાજીની કવિતા સાદી ભાષામાં સરલ અલંકારોથી શોભી રહી છે; રસિક શબ્દોના તેમાં ઓઘ વળે છે; વિલાસતત્ત્વ તેમાં વ્યાપી રહ્યું છે; "મરકલડા કરી વહાલા સન્મુખ, શણગટડાવાળી" જોતી વનિતાના જેવી તેમની કવિતા છે. તેમની કવિતામાં ઝાંઝરનો ઝમકો, પગનો રણઝણ રણઝણ પ્રહાર, તારુણીની તાળીનો તાલ, "અડપડીયાળી આંખલડી" ની મર્મભેદકતા, ડગલાંની ડગમગતા, અને "કુમકુમને પગલે પધારો રાજ, કુમકુમને પગલે" એ

ન્દોમાં વર્ણવેલી સૌભાગ્યસૂચક મંગલતા છે. મહેતાજીની કવિતાનો અભ્યાસી સહજ જોઇ શકે તેમ છે કે, મહેતાજી સંસ્કારી કવિ છે, અને તેમનું ભાષાજ્ઞાન ઉંડું છે; દેવકથાના તેઓ સારા જ્ઞાતા છે. તેમનાં કાવ્યો પિંગલમાં આવતા છંદોમાં લખાયલાં નથી; પરંતુ રાગરાગણીઓમાં તે બધાં લખાયલાં છે. સંગીતના તેઓ સારા જ્ઞાતા હતા એ વાત તેમનાં કાવ્યો ઉપરથી સિદ્ધ થઇ શકે છે, તેમ સંસ્કૃતનું જ્ઞાન પણ તેમનું સારૂં હોવું જોઇએ એવું અનુમાન તેમની ભાષા, તેમણે વાપરેલા અલંકારો, કવિતામાં વેરેલાં ઉદાહરણો: એ સર્વ ઉપરથી સહજ કરી શકાય તેમ છે. મહેતાજીની મૂળ ભાષા કેવા પ્રકારની હતી તે વિષયે કશું ખાત્રીપૂર્વક કહી શકાય તેમ નથી; પરન્તુ એટલું તો ચોકસ કે, તેમની ભાષા આપણી હાલની ભાષાના જેવી તો નહિ, પરન્તુ તેમના પોતાના સમયમાં ગણાતી શુદ્ધ "અપભ્રષ્ટ"–ગુજરાતી તો હોવીજ જોઇએ.

મહેતાજીની ભાષા તથા કવિતાની છાપ તેમની પાછળ થયલા કવિઓ તથા લેખકો ઉપર બહુ ઉંડી પડેલી છે. મહેતાજીના જીવનને લગતા વિષયો તેમના હાથથી આદર પામી ગવાયા છે, એટલું તો નહિ પરન્તુ પ્રેમાનંદ, દયારામ, હરદાસ જેવા મહાકવિઓ તથા કેટલીક સ્ત્રીકવિઓએ તે ભક્તરાજનો મહિમા વધારી વધારીને ગાયો છે. આપણા સાહિત્યક્ષેત્રમાં શૃંગારનું બીજ રોપનાર મહેતાજીની રસમૂર્તિ અદ્યાપિ પર્યન્ત નાટકો, કાવ્યો તથા ગદ્યલેખોમાં વિલસંતી રહેતી હોય, એવું આપણા અનુભવમાં આવ્યા વિના રહેતું નથી.

મહેતાજી "સંસારિયાં લોકલડાં" ના કવિ છે. સંસારમાં પ્રવૃત્ત થયલા જીવોના ઉદ્ધાર અર્થે તેમની કવિતા ઘણું કરી શકે તેવી છે. તેમાં સાદું બ્રહ્મજ્ઞાન વ્યાપી રહ્યું છે; સંસારીને પ્રિય લાગે તેવું. પરન્તુ તે બ્રહ્મજ્ઞાન એટલું તો ઉચ્ચ છે કે તે વિષે જેટલું લખવા ધારીએ તેટલું લખી શકાય. મહેતાજી સર્વપ્રિય કવિ થઈ પડ્યા છે તે તેમની "કેશરભીની" બ્રહ્મજ્ઞાનવાળી કવિતાને લીધેજ. "સંસાર વેવાર સાચવિયે, વિકારથી વેગળા રહિયે રે" એ સિદ્ધાન્ત ગ્રહણ કરીને તેમણે પોતાના જીવનના પ્રાતઃકાલમાં શિવભક્તિ, મધ્યાન્હકાળમાં કૃષ્ણભક્તિ અને સંધ્યાકાલે વેદાંતી થઈ બ્રહ્મજ્ઞાનમાં પોતાની સર્વ વૃત્તિઓ લીન કરી દીધી હતી. મહેતાજીને પ્રેમમદારી જેમ નચાવતો હતો તેમ તેઓ નાચતા હતા. "સ્નેહની સાંકળ" માં તેઓ સંક-

ળાયલા હતા. મ્હેતાજી પોતાને ગોપી રૂપે વર્ણે છે. પોતે, " દીવટિયા " થઈ, હાથમાં જ્ઞાનરૂપી મસાલ ધારી ઈશ્વરલીલાનાં દર્શન કરે છે. "નેતિ નેતિ" પુકારતા તેઓ અદ્વૈત બ્રહ્મનો અનુભવ કરે છે. " ઘણા ઘરનો જે હોય પરોણો, તેનું મન સ્થિર ન હોયે રે" એ સિદ્ધાન્તથી તેઓ એકજ ઈશ્વરનું સ્મરણ કરતા હતા. મ્હેતાજીને મન શ્રીહરિ બ્રહ્માંડમાં એકજ છે; તે જુજવાં રૂપ ધારણ કરે છે; " પ્રેમના તંતમાં " પકડાય તેવો છે; જેમ " વાળમાં પડયું તેલ " ખ્હેકી નીકળે છે તેમ તે આ જગત્‌માં ખ્હેકી નીકળે છે. દેહશુદ્ધિ કરતાં ચિત્તશુદ્ધિ તેમને અધિક પ્રિય હતી. મનુષ્ય માત્રે પોતપોતાના ધર્મ સંભારી, સંભાળી, કર્મ માત્રનો " મર્મ " વિચારી લેવો, એવો તેમનો ઉપદેશ હતો.

એવા એ મ્હેતાજી નિરતિશય સુખનો લ્હાવો લેવા સારૂ પાકી વયે વિદેહ થયા. તેઓ કયે દિવસે સ્વરૂપસ્થ થયા તે વાત તેમની જન્મતિથિની પેઠે આપણા જાણુવામાં આવતી નથી. જરાવસ્થા વિષે લખેલું તેમનું પદ—આપણા ભક્તરાજની ઉતરતી અવસ્થાના ગંભીર શબ્દોનો રવ આપણા કર્ણમાં ગાજતો સમાઈ જાય છે, અને શાન્તરસમાં સ્નાન કરાવી આપણને બોધે છે કે, "સુખમાં સંભારજોરે જો હોય પેલા ભવનું પુન્ય."

---



## મીરાંબાઇ.

આ સ્ત્રીકવિનો જન્મ ઇ. સ. ૧૪૦૩ માં થયલો, એવું સ્વ. ગોવર્ધનરામ "આબુ પર્વત ઉપરના લેખોને " આધારે કહે છે. બાબુ કીરતપ્રસાદ ઇ. સ. ૧૪૧૯ ને મીરાંનું જન્મ વર્ષ ગણે છે. 'મહાજનમંડળ ' તથા ' સતીમંડળ 'ના કર્ત્તાઓ ઇ. સ. ૧૪૨૪ ને તેનું જન્મવર્ષ કલ્પે છે. અર્થાત્ મીરાંબાઇના જન્મવર્ષ વિષે સનિશ્ચિય કશું પણ કહી શકાતું નથી. તથાપિ તે મ્હેતા નરસિંહની સમકાલીન હતી એ વાત તો નિઃસંદેહ. એક મત એવો છે કે, મીરાં મારવાડના જેમલ રાઠોડની પુત્રી અને મેવાડના કુંભારાણાની રાણી હતી. બીજો મત એવો છે કે, **મીરાં** જેમલ રાઠોડની બ્હેન અને કુંભારાણાના પૌત્ર રાણા સંગના કુમાર ભોજરાજની બાળવિધવા હતી. કવિ દયારામકૃત મીરાંચરિત્ર પહેલા મતનું મૂળ છે. કવિ નર્મદ આ પહેલો મત સ્વીકારે છે. કબીર, અકબર બાદશાહના સમયમાં થયલો કવિ તુલસીદાસ, વગેરે કાવ્યકારો પણ પોતાનાં કાવ્યમાં મીરાંના નામનું સૂચન કરે છે; અને તેથી પૂર્વોક્ત પહેલો મત સમર્થન પ

છે. પંડિત દેવીપ્રસાદ બીજા મતના ઉત્પાદક છે. સબળ પુરાવાને અભાવે કશા નિર્ણય ઉપર અવાતું નથી. તથાપિ મીરાંકૃત—

"સંસારીનું સુખ કાચું, પરણીને રંડાવું પાછું,
તેને ઘેર શીદ જઇયે રે. મોહન પ્યારા."

તથા—

"કાનુડો ન જાણે મારી પ્રીત,
બાઇ અમે તો બાળ કુંવારાં રે."

એ બે જૂદાં જૂદાં પદોના અર્થ ઘટાવવાથી સહજ અનુમાન નીકળી શકે તેમ છે કે, મીરાં પરણ્યા પછી તુરતજ રાંડેલી તો હોવીજ જોઇએ; પરન્તુ પરણ્યા પછી સંસારપ્રવેશ થયા પૂર્વે તેને વૈધવ્ય પ્રાપ્ત થયું હશે તેથી તે પોતાને બાળ કુંવારી રૂપે વર્ણવતી હોવી જોઇએ. કવિતા લખતી વેળા કવિઓ બધા શબ્દો તોળી તોળીને લખતા નથી, એ સૂત્રનો જો સ્વીકાર કરવામાં આવે, તો પૂર્વકથિત બે પદો વચ્ચે રહેલા—દેખાતા ભેદનું સમાધાન થઇ જવાનો સંપૂર્ણ સંભવ છે, અને તેના પરિણામમાં, ભોજરાજજી જો કુમારપદે ગુજરી ગયા હોય, તો મીરાંને તેની સ્ત્રી ગણ્યા વિના ચાલે તેમ નથી. મીરાંનાં ઘણાંખરાં પદો આત્મલક્ષીજ છે; કારણ કે મીરાંનો ઉભરાઇ જતો પ્રેમજ તેનાં પદોનો વિષય બનેલો છે. કાનુડાની સાથે તેને પ્રીતિ બંધાઇ હતી તેથી તે સંસારીના ક્ષણિક સુખને તુચ્છકારીને, પોતાનું અખંડ સૌભાગ્ય પતિરૂપ શ્રીકૃષ્ણમાંજ માનતી હતી.

નરસિંહનો કાળ કૃષ્ણકીર્તનનો હતો. મીરાં, નરસિંહ, ભાલણ વગેરે પંદરમા શતકના કવિઓથી ઘણે ભાગે શ્રીકૃષ્ણનાં ગીતડાં લલકારાઇ રહ્યાં છે. શૈવમાર્ગની શુષ્કતા કરતાં વૈષ્ણવમાર્ગની રસિકતા જનસમાજને અધિક અંશે પ્રિય થઈ પડી હોય એવું આપણા સમજવામાં આવે છે. નરસિંહની પેઠે મીરાંબાઇએ શૃંગારજ ગાયો છે. તેણીને "પ્રેમની કટારી" લાગી હતી. તેણીને જગ "ખારો" લાગ્યો હતો. તેણીના મહેલમાં "હરિસંતનનો વાસ" હતો. તેના પતિ રાણાએ જ્યારે તેણીને "સાધુની સંગત" છોડી દેવાનો સંદેશ કહાવ્યો, ત્યારે તેણીએ જવાબમાં રાણાને રાજપાટ છોડી દેવાનું કહાવ્યું હતું. અન્તે મીરાં રાણાનો દેશ છોડી, સાંઢ ઉપર સ્વારી કરી, દૂર વિદેશ જવા નીકળી પડેલી; અને દ્વારિકામાં શ્રીકૃષ્ણની સેવામાં મચી રહી તેણીએ ત્યાંજ દેહ છોડેલો. મીરાંનો શૃંગાર મીઠો છે અને નરસિંહની રસમૂર્તિ તેમાં તરતી હોય એવું તેનાં કાવ્યના વાચકને સહજ ભાન થાય તેમ છે. મીરાં મેવાડની હતી તેથી નરસિંહના પ્રેમ કાવ્યોમાં જે જે શબ્દો

જોવામાં આવતા નથી તે તે શબ્દો મીરાંના કાવ્યમાંથી મળી આવે છે. નરસિંહ પુરૂષ હતો છતાં ગોપીરૂપ બનેલો, પરન્તુ મીરાં સ્ત્રી હતી અને ગોપી રૂપે થઇ રહેલી હતી. એથી કરીને નરસિંહના મુખમાં શૃંગાર જેટલો શોભે છે તેના કરતાં અધિક અંશે તેણીના મુખમાં શોભી રહે છે. નરસિંહે કૃષ્ણકીર્તન કરવામાં શૃંગારવિષયક શબ્દોની ગુંથણી કરીને ગાયું છે; અને મીરાંએ તો મર્યાદાશીલ સ્વાભાવિક વાણીમાં પોતાની ઠરેલ પ્રીતિભાવના પ્રદર્શિત કરેલી.

મીરાં જન્મથી ગૂજરાતણ ન હતી છતાં તેણીનાં કાવ્યો શુદ્ધ ગૂજરાતીમાં જોવામાં આવે છે તેનું કારણ, અનુમાનને આધારે, એટલુંજ કે, મીરાંએ ગૂજરાતમાં–કાઠિયાવાડમાં આવી વાસ કર્યાં પછી ભાગ્યુંતૂટયું ગૂજરાતી ભાષાનું જ્ઞાન સાધુસંતના સમાગમદ્વારા કે લોકસમાગમદ્વારા પ્રાપ્ત કરી લીધું હશે; અને તેવી ભાંગી તૂટી ગૂજરાતી ભાષામાં કૃષ્ણકીર્તન ગાવાનો રિવાજ રાખ્યો હશે. પાછળથી તેનાં પદો પ્રજાપ્રિય થઈ પડ્યાં, અને કાલાન્તરે મુખે ગવાતાં ગવાતાં આધુનિક ભાષાપરિવેષને પામી ગયાં; અને મીરાં ગૂજરાતી કવિની પંક્તિમાં મુકાઈ ગઈ. મીરાંએ જે કંઈ ગાયું છે તે બધું કૃષ્ણવિષયકજ છે. મીરાં તથા નરસિંહમાં તફાવત એટલોજ કે, મીરાંએ સંસારને શૂન્યવત્ માની તેનો સમૂળો ત્યાગ કર્યો, અને નરસિંહે સંસારીના ધર્મો બજાવી, મનને "વિકારો" થી વેગળ્યું રાખ્યું.



આ ગૂજરાતી આદિ સ્ત્રી કવિ મીરાંનું મરણ ઈ. સ. ૧૪૭૦ ના વર્ષમાં થયું હોય એમ મનાય છે. નરસિંહ મહેતાની પેઠે આ સ્ત્રી કવિનાં પદો લોકપ્રિય થઈ પડ્યાં છે એજ તેણીનું માહાત્મ્ય છે.



## ભાલણ.

કવિ ભાલણનો જન્મ નરસિંહ મહેતા પહેલાં કે પછી બે ચાર વર્ષે થયો હતો. એટલે નરસિંહ મહેતો તથા ભાલણ એ બન્ને સમકાલીન કવિઓ હતા. ભાલણનું જન્મવર્ષ ઇ. સ. ૧૪૩૯ હોય એવું અટકળવામાં આવે છે. ગૂજરાત પાટણ તેની જન્મભૂમિ હતી, અને તે ત્રિવેદી મોઢ બ્રાહ્મણ હતો. તેનો પિતા મંગળજી સંસ્કારી હતો અને તેણે પોતાના સંસ્કારોથી ભાલણને સંસ્કૃત કરેલો હતો. જ્ઞાતિએ બ્રા-

હાણ એટલે સ્વાભાવિક રીતે તેની બુદ્ધિ સંસ્કાર પામેલી તો હોવીજ જોઇએ. ધર્મશાસ્ત્રો તથા પુરાણાદિનો અભ્યાસ બ્રાહ્મણને આવશ્યક ગણાય છે તેથી બ્રાહ્મણબુદ્ધિએ ભાલણ જેવા પુરૂષનું તે વિષય ભણી ધ્યાન ખેંચાય તેમાં આશ્ચર્ય પામવા જેવું નથી.

ભાલણની બાળાવસ્થા કેવા પ્રકારની હતી તે વિષે હજુ સુધી કશું જાણવામાં આવ્યું નથી; તથાપિ તેણે લખેલાં કાવ્યો, અને તેમાં તેણે બતાવેલું પોતાનું જ્ઞાન, એ પરોક્ષ સાધનદ્વયવડે આપણને અનુમાન કરવાનું કારણ મળે છે કે, તેણે પોતાના શૈશવથી આર્યધર્મનાં પુસ્તકો—પુરાણો વગેરેનો અભ્યાસ કરવા માંડેલો હોવોજ જોઇએ.

કવિ ભાલણે સપ્તશતી, કાદંબરી, નળાખ્યાન, રામબાળલીલા, ઉદ્ધવ આવાગમન, ભાગવત દશમસ્કંધ, શિવ ભીલડીસંવાદ, ગોપીગોવિન્દ સંવાદ, રૂક્મિણીવિવાહ, ધ્રુવાખ્યાન, વગેરે ગ્રંથો લખેલા છે ખરા, પરન્તુ તેમાંના તમામ હજુ લોક પ્રસિદ્ધિમાં આવવા પામ્યા નથી. રામબાળલીલા તથા ઉદ્ધવ આવાગમન, એ બન્ને તેની સ્વતંત્ર કૃતિઓ ગણાય તેમ છે; કારણ કે તે સિવાયના બીજા બધા ગ્રંથો સંસ્કૃત પુસ્તકોનાં લગભગ ભાષાન્તરો છે. કાદંબરીનું ભાષાન્તર તે કવિની નિપુણતા બતાવી શકનારૂં માપ કદાચિત્ બની શકે; પરન્તુ તેનું સંશોધન થઈ તે હજી બહાર પડવા પામી નથી. તેનાં પ્રસિદ્ધ થયલાં કાવ્યોમાંથી **નળાખ્યાન** ઈ. સ. ૧૪૮૯ માં લખાયલું હતું, એવું તે કાવ્યના અઠ્ઠાવીશમા કડવાની આઠમી કડી ઉપરથી કહી શકાય છે. આ કાવ્ય તથા ધ્રુવાખ્યાનનું કાવ્ય કવિએ કોઈ નાગરને આપેલાં, પરન્તુ તે તેને પાછાં પ્રાપ્ત ન થઈ શક્યાં તેથી તેમને બીજી વખત લખી નાંખવાની તેને પાછી મહેનત પડેલી, એ વાત તેજ કડવાની નવમી કડીમાંથી નીકળી આવે છેઃ—

"નાગર કાજે શ્રમ હુવેળા, કવિને કરમે લાગ્યોજી;"
"ધ્રુવાખ્યાન ને નળાખ્યાન બે. પુનરપિ કરી અનુરાગ્યોજી."

ભાલણે પોતાને 'કવિ રૂપે કોઇપણ સ્થળે બતાવ્યો હોય તો તે ઉપર આપેલા ચરણમાંજ; અન્ય સર્વ સ્થળે તો તે પોતાને "ભાલણ પ્રભુ રઘુનાથ"—ભાલણ નહિ પરન્તુ શંકરાચાર્યના સૂત્રભાષ્ય ઉપર **રત્નપ્રભાકર** નામની ટીકા કરનાર રામચંદ્રને **અન્તર્યામી જગત્સાક્ષી સર્વ કર્ત્તા રઘૂદ્વહ** રૂપે જેમ વર્ણવે છે, તેમ પોતાનામાં જ્ઞાનશક્તિરૂપ વસી રહેલ રઘુનાથ—પરમાત્મા રૂપે વર્ણે છે. ગૂજરાતી ભાષામાં નળાખ્યાન

તથા ફુવાખ્યાન લખી આપવાનું પ્રથમ માન ભાલણને છે. નરસિંહ તથા ભાલણ જો કે સમકાલીન કવિઓ છે, તથાપિ તે ઉભય કવિ કુળસ્થાપકોની ભાષા તથા શૈલી તથા જ્ઞાન વચ્ચે મ્હોટો તફાવત જોવામાં આવે છે. હૃદયના ઉમળકાથી નરસિંહમાં જેટલી કોમળતા આવી રહેલી છે તેટલી કોમળતા ભાલણમાં નથી આવવા પામી એટલું તો નહિ, પરંતુ ભાષાન્તરકારની ભાષામાં જેટલે અંશે કર્કશતા આવી જવાનો સંભવ રહે છે તેટલી કર્કશતા તેનામાં સહજ દૃષ્ટિગોચર થયા વિના રહેતી નથી. નરસિંહની ભાષા વાચકના હૃદય ઉપર સચોટ છાપ પાડનારી છે, અને ભાલણ તેવું તેટલે અંશે કરી શકતો નથી. આ જ કારણથી ભાલણ નરસિંહ જેટલો જૂનો છતાં તેના જેટલી સુપ્રસિદ્ધિ પામી શક્યો નથી. પ્રૌઢ સંસ્કૃત શૈલીની છાયા ભાલણમાં પ્રત્યક્ષ થાય છે; જ્યારે નરસિંહની સ્વતંત્ર બુદ્ધિ સકળ જનસમાજને ગ્રૈય તથા આનન્દકર થઈ પડનારી છે. એ બધું ગમે તેમ હોય, પરન્તુ ભાલણ તથા નરસિંહ એ બંન્ને પંદરમા શતકના કવિઓ છે, અને પદ્મનાભ પણ પંદરમા શતકમાં થયો છે, તેથી તે ત્રણે કવિઓની ભાષા તપાસતાં પ્રશ્ન પરંપરા ઉભી થયા વિના રહેતી નથી. નરસિંહ તથા ભાલણની ભાષા પદ્મનાભની ભાષાથી તદન જૂદી તરેહની છે. ત્યારે શું તે કવિદ્વંદની ભાષાઓ વિકૃતિ પામી ગઇ હશે ? જો તેવું હોય તો ભાલણ કે જે લોકપ્રસિદ્ધિ પામ્યોનથી તેની ભાષા આટલે અંશે કેવી રીતે વિકૃત થઈ જવા પામી હશે ? ! નરસિંહની ભાષા ક્દાપિ લોકપ્રસિદ્ધિને લીધે વિકૃતિને પામે; પરન્તુ ભાલણની ભાષા, તેવા અનુકૂળ સંયોગોને અભાવે, દેખાતી વિકૃતિને કેમ પામી શકે ? ! એમ નહિ, અને ક્દાપિ એવું કહેવામાં આવે કે તે ઉભય કવિઓની ભાષા જેવીને તેવીજ છે, તો પછી શું પદ્મનાભની ભાષાને જૂની ગૂજરાતી કહી શકાય ? તે કવિની ભાષા મારવાડી સહવાસથી મારવાડી રંગને તો નહિ પામી હોય ? એ વિષય, પૂર્વોક્ત કારણોને લીધે, સાક્ષરોની ચર્ચાને પાત્ર ગણી શકાય તેમ છે; અને તેટલા માટે તેનું સમાધાન થવાની જરૂર છે.

ભાલણની ધર્મશ્રદ્ધા કેવા પ્રકારની હતી. તે વિષે સનિશ્ચય કશું કહી શકાતું નથી. શિવ, રામ, કૃષ્ણ, શક્તિ અને સર્વ દેવ દેવીઓ ઉપર તેણે લખેલું છે. ને

રથી તે અમુક એક પંથનો અનુયાયી હતો, એવું આપણાથી કહી શકાય નહિ. નરસિંહની પેઠે આપણે તેને અદ્વૈત મતનો ગણીએ તો ખોટું નથી; કારણ કે તે તે સર્વ દેવ દેવીઓની પાછળ ઉભતી વિશ્વશક્તિ–નિર્ગુણ બ્રહ્મને જ જોતો હતો. તેમ જો ન હોત, તો તે સર્વ દેવ દેવીઓની સ્તુતિ કરત નહિ. " રઘુનાથ " શબ્દ પણ લાક્ષણિક જ લાગે છે. વળી તેણે બનાવેલું બ્રહ્મતત્ત્વ નામનું અષ્ટક પણ આપણને તેના તે મતને માટે સાક્ષી આપે એમ છે.

ભાલણના સંબંધમાં તેના ગુરૂબન્ધુ નરસિંહના જેવીજ લોક કથાઓ ચાલે છે; પરન્તુ તે બધી પણ તેટલી પ્રસિદ્ધિને પામી નથી. તથાપિ જનસમાજ તેની ભણી કેવી દૃષ્ટિથી જોતી હતી તેનો તેઓ પુરાવો આપે છે.

" ભાલણને ત્રણ પુત્રો હતા. એમાંના વિષ્ણુદાસે ઇ. સ. ૧૪૮૯ માં રામાયણનો ઉત્તરકાંડ લખીને પૂરો કરેલો છે ". તેના બીજા પુત્રનું નામ ભીમ ? હતું. અને તેના ત્રીજા પુત્ર ચતુર્ભુજે મોઢેરા પુરાણનું ભાષાન્તર કાવ્ય રૂપે કરેલું છે.

ભાલણ કવિનું ઘર પાટણમાં ઘીવટા નામના નગરભાગમાં આવેલું છે. અને તેમાં તેની પાવડીઓ, વસ્ત્રો ઈત્યાદિ રાખવામાં આવેલાં છે; અને તે સર્વે પૂજાય છે. આ વાત ભાલણ કવિનું માહાત્મ્ય દર્શાવનારી લેખી શકાય ખરી. ઇ. સ. ૧૫૨૯ ના અરસામાં તેમણે દેહોત્સર્ગ કરેલો, અને તેમની સમાધ પાટણથી એક ગાઉ ઉપર આવેલ હરિહર મહાદેવના મંદિરની પાસે જોવામાં આવે છે. દેવકથા કરતાં કરતાં મ.ઢુપી કથા–કાદંબરીના ભાષાન્તર રૂપે–કરનાર–કલ્પિત કથાનાં ગુજરાતી સાહિત્ય ક્ષેત્રમાં બીજ રોપનાર ભાલણ કવિ હતો એટલું ઉપસંહારમાં કહી આપણે વિરમીશું.

**ટીપઃ–ભાલણનાં ચિત્રોનું સ્પષ્ટીકરણ.**

૧ કવિ ભાલણ કે જે પુરૂષોત્તમ મહારાજના નામથી પાટણમાં પૂજાય છે. તેમની સમાધિસ્થ સ્થિતિની પતરામાં છબી છે. તે સરસ્વતી દેવીના ઉપાસક હતા તેથી તેની સામે મયુર—સરસ્વતિનું વાહન છે. વળી પુસ્તક મુકવાની એક બેસણી પણ છે. આ છબી તેની પોતાની પ્રતિમા ગણાય છે તથા પૂજાય છે.

૨ નીચે, પતરું જડેલ તેમની જીર્ણ લાકડાંની પાવડીઓ છે. તેની ઉપર પ્રતિમા છે. તે પ્રતિમાની પશ્ચિમમાં ભાલણ કવિનાં વસ્ત્રો છેઃ જેમાંનાં માથાનો ફેંટો, લંગોટ, અબોટીયું, ટોપી, કૌપિન વગેરે ભગવા રંગનાં તે સમયનાં અદ્યપિ પર્યન્ત મોજુદ છે.

ભક્તકવિ નરસિંહ મહેતાએ જે સમયે એટલે ઇ. સ. ૧૪૫૬ ના ચૈત્રમાસમાં હારમાળાનું કાવ્ય રચી–ગાઇ–પ્રસિદ્ધિમાં મુકેલું, તે પૂર્વે તેજ વર્ષમાં **પદ્મનાભ** કવિએ માર્ગશીર્ષમાસમાં "સંવત પનર બારોતરૂ તિણઈ દિનિ સોમવાર," ને રોજ **કાન્હડદેપ્રબંધ** નામનો કાવ્ય ગ્રંથ લખેલો છે. આ કવિનું બીજું કોઇ કાવ્ય અદ્યાપિ પર્યન્ત પ્રસિદ્ધિમાં આવેલું નથી. કવિનો જન્મ કયાવર્ષમાં કયે દિવસે થયો હતો તે વિષે જાણવાનું કોઇપણ સાધન જોવામાં આવતું નથી. તેનું પોતાનું પૂર્વોક્ત કાવ્ય પણ થોડું ઘણું અજવાળું પાડી શકે છે. તે કાવ્યમાં લખ્યા પ્રમાણે, તે કવિ વિસલનગરા નાગર હતા. મારવાડમાં આવેલા ઝાલોર–ઝાલ્હુરના રાજા સોનગિરા ચોહાણ **કાન્હડદે**ની કીર્તિનું તે પ્રબંધમાં વર્ણન આપવામાં આવેલું છે. કહેવાય છે કે અલ્લાઉદ્દીન ખીલજીનું લશ્કર જે સમયે કરણવાઘેલાના પાટનગર અણહિલપૂર (હાલના ગુજરાત પાટણ) ઉપર ચઢાઇ લઇ જતું હતું, તે વખતે તે કાન્હડદેએ આવશ્યક સરલતા કરી આપવાની ના પાડી હતી, અને તેથી ગૂજરાત જીત્યા બાદ તે મુસલમાન પાદશાહનું સૈન્ય ઝાલોર ઉપર ચઢી ગયું હતું. ઘણા કાળ સુધી વિગ્રહ ચાલ્યા બાદ આખરે કાન્હડદે રણમાં પડયો હતો. આ કાન્હડદેથી પાંચમી પેઢીએ થયલા અખેરાજ નામના રાજાએ આ કવિને આશ્રય આપી પોતાના પૂર્વજનું એક વીરકાવ્ય લખાવી કાઢયું.

આ કાવ્યનું સંશોધન રા. ડાહ્યાભાઈ પીતાંબરદાસ દેરાસરી કરે છે, અને તે વિષય ઉપર તેમણે રાજકોટમાં ભરાયલી ત્રીજી સાહિત્ય પરિષદમાં એક નિબંધ વાંચ્યો હતો. આ તેમની સેવાથી સાહિત્યને લગતો કેટલોક ઇતિહાસ પ્રસિદ્ધિમાં આવવા પામ્યો છે. થોડા વર્ષથી પદ્મનાભને એક જૈન કવિ રૂપે ગણવામાં આવતો હતો, એ વાતનો નિર્ણય તે નિબંધથી થઈ જવા પામ્યો છે. પરન્તુ તે કાવ્ય ઉપર અવલંબી રહેલા બીજા એક ઐતિહાસિક વિષય સંબંધમાં અત્ર ન્યૂનાધિક અંશે કહેવાનું રહે છે.

આપણા સાહિત્યનો જીર્ણોદ્ધાર કરવાનું કામ સ્વર્ગવાસી ઍલેક્ઝાન્ડર કિન્લૉક ફોર્બ્સે કેટલાક ગુજરાતીઓની દથી પોતાને હાથ ધરેલું, અનેતેના

મમાં રાસમાળાનુ પુસ્તક રચાવા પામ્યુ હતું. આ રાસમાળામા આપેલી કરણ વાઘેલાને લગતી કથા કેટલેક અશે થોડા વર્ષો ઉપર મી. કિન્કેડના લેખથી વિવાદ નો વિષય થઇ પડેલી. સ્વર્ગવાસી સાક્ષર નંદશંકર તુલજાશકર મહેતાએ તે કથાબીજ લઈને **કરણવાઘેલો** એ નામની એક રસીલી નવલ કથા લખી નાખી છે. એ કથામા આપવામા આવેલી કરણના પ્રધાન માધવ તથા કેશવને લગતો હકીકત **કાન્હડદે પ્રબંધ**મા કવિ પદ્મનાભે આપેલી કથાને મળતી આવે છે. તેથી એવુ અનુ માન કરવાનુ કારણ મળે છે કે, **કાન્હડદે પ્રબંધ** લોક પ્રસિદ્ધિને પામ્યો હશેજ, અને રજપૂત વીરોના યશોગાન ગાનાર ભાટ ચારણો તે કાવ્ય પાઠે કરી ગામેગામ ગાતા ફરતા હશે. એટલે **કાન્હડદેપ્રબંધ**જ રાસમાળામાં આપવામા આવેલી કથાનું મૂળ હોવુ જોઇએ આ વાત આટલેથી મુકી આપણે હવે બીજા વિષય ઉપર ઉતરીશું.

કાન્હડદે પ્રબંધ ઐતિહાસિક વૃત્તાતો માટે "વિશ્વસનીય" ગણાય કે કેમ? આ વિષય ઉપર હું વિશેષ કહેવા ધારતો નથી, તથાપિ કોઇ પણ પ્રકારનો નિર્ણય થાય તે પૂર્વે આપણા ઇતિહાસજ્ઞો સમક્ષ મારે મારી પાસે આવેલી હકીકત રજુ કરી દેવી જોઇએ.

અલ્લાઉદ્દીન ખીલજીએ ઇ. સ. ૧૨૯૭ મા ગુજરાત ઉપર ચઢાઈ મોકલી હતો. તે પછી આસરે બસો વર્ષ પછી પદ્મનાભ કવિએ **કાન્હડદેપ્રબંધ** રચ્યો; અને તે પણ **કાન્હડદે**ના વશજ અખેરાજના આશ્રય નીચે રહીને. પદ્મનાભ રાજકવિ હતો, એ વાર્તા સહજ પ્રશ્ન કરાવે છે કે, તેના કાવ્યમા જે નૃપતિ-પ્રશસાદિ છે તે અતિશયોક્તિ તો નહિ હશે? તેમા આપેલી તમામ હકીકતનો આધાર સ્વકલ્પના, લોક વાર્તા, કે પોતાના રાજા, તેની આસપાસનાં મડળને ખુશી કરવાની સ્વવૃત્તિ તો નહિ હોય? એ બધું ગમે તેમ હો, પરન્તુ મુસલમાન ઇતિહાસકારો માધવ તથા કેશવનું નામ માત્ર પણ આપતા નથી, અર્થાત્ ગૂજરાતની વાડી લૂટાવી દેવાનું આળ માધવ ઉપર મુકતા નથી ગૂજરાતમાં ઇ. સ. ૧૨૯૭ પૂર્વે મુસલમાનોનો પગ નહતો એવું પણ કહી શકાતું નથી. 'મીરાતે એહમદી' નામના ફારસી ભાષામા લખાયલા ઇતિહાસના પુસ્તકમા એવુ જણાવેલુ છે કે, રાજા કરણ ગૂજરાતમા વસતા મુસલમાનો ઉપર સખ્ત જૂલમ ગુજારતો હતો તેથી અલ્લાઉદ્દીને ગૂજરાત ઉપર ચઢાઇ કરેલી.

વળી એજ પુસ્તકના પ્રથમ ખંડમાં કરણ સાથે અલ્લાઉદ્દીને કરેલી લડાઈઓનું ખાસ વર્ણન આપવામાં આવેલું છે તેમાં પણ માધવનું નામ કોઈ સ્થળે જોવામાં આવતું નથી. તારીખે ફીરસ્તા, તબકાતે અકબરી, વગેરે ફારસી ઇતિહાસો પણ તે વિષે કશું કહેતા નથી એટલું તો નહિ, પરન્તુ કરણરાયની રાણી તથા કુંવરીને લગતી ઝીણી ઝીણી હકીકતો તેઓ આપે છે, તો પછી માધવ જેવો પ્રધાન અલ્લાઉદ્દીન જેવા લોભી તથા અભિમાની પાદશાહ કને જઈ, તેને ગૂજરાત જીતવાને સમજાવે, અને અલ્લાઉદ્દીન તે પ્રધાનને મોખરે કરી, ગૂજરાત ઉપર ચઢાઈ મોકલે, એ વૃત્તાંત તેમાં શા માટે આપવામાં નહિ આવેલું હોય ? તે સમજી શકાતું નથી. ભીખારી માધવ અલ્લાઉદ્દીનને નજર કેવી રીતે કરી શક્યો હશે ? ફારસી ઇતિહાસમાં જ્યારે માધવનું નામ નથી તો પછી માધવને દોષિત કયા આધારે ઠરાવવો ! પદ્મનાભ જેવા એક કવિના લેખમાત્રથી !

બીજી જાણવા જેવી હકીકત એ છે કે, ગૂજરાત દેશથી મુસલમાનો અપરિચિત ન હતા. કારણ કે મહમદગીજનવીએ સોમનાથથી પાછા ફરતાં અણહિલવાડમાં ચાર માસ સુધી મુકામ કરેલો એટલું તો નહિ, પરન્તુ 'જોહર'–અણહિલવાડને પોતાનું પાટનગર બનાવી રસાળ ગૂજરાત ઉપર રાજ્ય કરી રહેવાનો પણ તે સુલતાનને વિચાર થયલો. કુતુબુદ્દીને ગૂજરાત જીતી તેમાં પોતાનું થાણું બેસાડેલું; પરન્તુ પાછળથી રાજપૂતોએ દેશનો ફરી કબ્જો લીધેલો. ત્યાર બાદ, સુલતાન ગ્યાસુદ્દીન બલબનના દરબારમાં 'રસાળ અને ખુબીદાર' ગૂજરાતને જીતવા ચર્ચા ચાલેલી; પરન્તુ ઉત્તર તરફથી ચઢી આવતા મોગલોના હુમલાઓને લીધે તે સુલતાન પોતાનો ઇરાદો બર લાવી શક્યો નહતો. આ સર્વ ઉપરથી સહજ અનુમાન થઇ શકે છે કે, મુસલમાનો ગૂજરાત જીતવા ટાંપી રહેલા; પરન્તુ તેને સ્વાધીન કરી લેવા અનુકૂળ સંયોગો માટે રાહ જોતા બેઠા હતા. કરણથી તેની પ્રજાએ ત્રાસ પામી તેને જે 'ઘેલો' ઉપનામ આપ્યું છે તે સૂચવે છે કે, તે સમયની જનસમાજને કરણનાં કૃત્યો પ્રિય તો નહિજ લાગતાં હોય ! એવું હોય તો મુસલમાનો તેનો લાભ લઇ, કરણ ઉપર ચઢી આવે તેમાં કશું આશ્ચર્ય જનક નથી. મુસલમાનોના ચઢી આવ્યા બાદ, માધવે કદાચ કરણને નાશી છૂટવાની સલાહ આપી હશે. પાછળથી માધવ રાજની

હોઇને, કારણ જીવતો હશે તો પાછો આવશે, એવું કલ્પીને મુસલમાનો સાથે ભળી ગયો હશે, અને તે ઉપરથી લોકમત એવું બંધાવા પામ્યું હશે કે, માધવ રાજદ્રોહી થઇ મુસલમાનો સાથે ભળી ગયો ! આ પ્રમાણે જો બન્યું હોય, તો તેના મરણ બાદ પચીસ પચાસ વર્ષે 'માધવ મુસલમાનનો હતો, એવી લોકવાયકા થઇ જવાનો સંપૂર્ણ સંભવ છે. પદ્મનાભના સમયમાં કદાચ તેવી લોકવાયકા ઘરઘાલી બેઠી હશે, અને તેથી પદ્મનાભ કવિએ તે વાત ખરી માની–પોતાની કલ્પનાના બળે રંગી, પોતાના કાવ્યમાં વણી દીધી હશે, એવું અનુમાન સહજ ખેંચી કઢાય તેમ છે. પદ્મનાભ કલ્પના કરવામાં કુશળ છે એ વાત તેણે અલ્લાઉદીનના મુખથી પ્રશ્ન રૂપે માધવને પૂછાવેલી હકીકત ઉપરથી સિદ્ધ થઇ જાય છે.

"પૂછે વાત પાદશાહ ઇસી,
ગુજરાતી તે કહીએં કીસી,"
"કિસ્યું ખંભાયત અણહલપુર,
કિસ્યું દિવ ગઢ માંગલહૂર.

અલ્લાઉદ્દીનમાં અજ્ઞાન કેટલું બધું ! કે, તેને હિંદુસ્તાનના દેશોની ખબર પણ નહિ ! હિંદથી વાકેફ મુસલમાનો શું તેમની પાસે નહિ હોય ? અસ્તુ.

પદ્મનાભકૃત **કાન્હડદેપ્રબંધ** તે સમયની ભાષા કેવી હતી તે વિષે એક અચ્છું ચિત્ર આપે છે. નરસિંહ મહેતાની ભાષા વિકૃતિ પામતી આધુનિક સ્વરૂપને પામી; પરન્તુ **કાન્હડેપ્રબંધ** ભાટચારણો સિવાય અન્ય રીતે લોકપ્રિય ન થઇ પડવાથી અપ્રસિદ્ધ સ્થિતિમાં ગૂજરાતના ખૂણામાં પડયો રહ્યો, અને તેના પરિણામમાં તેની મૂળ ભાષાનું સંરક્ષણ થઇ રહ્યું. ગૂજરાતી ભાષાના ઇતિહાસકારને એ ગ્રંથ મનન કરવા યોગ્ય છે; કારણ કે નરસિંહની "અપભ્રષ્ટ" ગિરા કેવા પ્રકારની હોવી જોઇએ એ પ્રશ્નનું સ્પષ્ટીકરણ તે ગ્રંથની ભાષાથી થઇ શકે તેમ છે. મારવાડમાં રહેલા પદ્મનાભની ભાષામાં મારવાડી તત્ત્વ પણ કદાચ પ્રવેશ કરી ગયું હશે ! ભાલણની ભાષા પણ સાથે સાથે જોવાની છે. આ કવિનું મરણ કયા વર્ષમાં ક્યાં, કયે દિવસ થયલું તે જાણી શકાતું નથી.



## ભીમ.

આ ઉદીચ્ય મોઢ બ્રાહ્મણ કવિનો જન્મ ઈ. સ. ૧૪૮૪ માં સિદ્ધપુર વિષે થયો હતો. અને તેણે ભાલણની પેઠે દેવકથા તથા માનુષીકથા કાવ્ય રૂપે લખેલી છે; પરન્તુ તેણે હરિલીલા સોળકળા નામના ગ્રંથ સિવાય બીજું કંઇ ખાસ લખ્યું હોય એવું જાણવામાં આવતું નથી, તેથી તેના વિષે આપણે કશી વધારે હકીકત મેળવી શકીએ તેમ નથી.

## પંદરમા શતકના અન્ય કવિઓ

ગૂજરાતી સાહિત્યોદ્યાનમાં પૂર્વે બતાવી ગયા તેવાં તરૂવરો ઉપરાંત બીજા નાના તરૂઓ પણ ન્યૂનાધિક સુવાસ ફેલાવતા ઉગી રહેલા હતા. પરન્તુ તેવા કવિઓનાં નામો ઉપરાંત તેમના સંબંધમાં કશું પણ જાણવામાં આવ્યું નથી. તે કવિઓનાં નામ, નરહરિ, ઉદ્ધવ અને સુરભટ એ પ્રમાણે અનુક્રમે છે. આમાંના ઉદ્ધવે ઉર્ફે ભીમભટ્ટે રામાયણ લખેલ છે.

વળી તે શતકમાં વિષ્ણુદાસ નામનો કવિ થઇ ગયો છે. ખંભાત (સ્તંભતીર્થ) તેની જન્મભૂમિ હતી. કવિ નર્મદાશંકર કહે છે કે, “ એણે કોઇ બાળકૃષ્ણ ભટને ગુરૂ સ્થાપી રામાયણ તથા મહાભારત એ બે મ્હોટાં પુસ્તકો રચેલાં છે રામાયણનો કિષ્કિન્ધાકાંડ ઇ. સ. ૧૫૯૮ માં કર્યો છે, અને અયોધ્યા કાંડ, બાળકાંડ, તથા ઉત્તરકાંડ એ ઇ. સ. ૧૬૬૦ માં સમાપ્ત કર્યાં છે. ” પ્રાચીનકાવ્યમાળાકાર એવું જણાવે છે કે, તે વિષ્ણુદાસે ઇ. સ. ૧૫૧૯ માં રામાયણનો ઉત્તરકાંડ લખેલો છે. એમ જો હોય તો તે કવિનો જન્મ ઇ. સ. ૧૫૦૦ પહેલાં થયો હોવો જોઇએ. અને એમ હોય તોજ તે કવિની ગણના પંદરમા શતકમાં થઇ શકે. પરન્તુ જ્યાંસુધી સબળ કારણો મળી શકે નહિ, ત્યાંસુધી કોઇ એક નિર્ણય ઉપર આપણાથી આવી શકાતું નથી. તે કવિની ભાષાશૈલી વિષે કવિ નર્મદ લખે છે કે, “ વિષ્ણુદાસે મ્હોટાં પુસ્તકો કર્યાં છે, પણ તેમાં કેવળ નીરસ કથનજ છે, એવું કે ગ્રંથનાં પાત્રજનને સાધારણ અથવા હલકી સ્થિતિના સ્વભાવગુણથી વર્ણવ્યાં છે. ભાષા ચડકતી, શબ્દપ્રયોગ ખોટા, અલંકાર તાણીતૂશીને આણેલા, વાક્યોની પુનરૂક્તિ ઇત્યાદિ

હોય છે. કવન રાગ-ઢાળમાં મુકેલું છે. + + + તેમની કવિતાવાણી મોળી અને નિસ્તેજ છે.”



## સંક્ષિપ્ત વિવેચન.

ઉપર પ્રમાણે ગુજરાતના સુપ્રસિદ્ધ કવિઓનાં વૃત્તાંતો જાણ્યા પછી આપણે કહી શકીએ તેમ છીએ કે, ગુજરાતી સાહિત્યનો પ્રભાતકાલ ભક્તિરસથી શાંત તથા મંગલતામય હતો. તથાપિ સામાજિક જીવનને સમુદ્ર સાથે સરખાવીએ તો, સમુદ્રની સપાટી ઉપર ક્ષોભ દેખાયાવિના રહેતો નથી. ગુજરાતમાં મુસલમાની રાજ્ય આ શતકના આરંભમાંજ સ્થપાયું હતું, પરંતુ તેના યોગે ભક્તિપરાયણ આત્માઓ-નરસિંહ તથા મીરાંને કશી પણ ઉપાધિ આવી નડી ન હતી. નરસિંહ જૂનાગઢમાં રહીને, અને મીરાં દ્વારામતીમાં રહીને પોતાના પ્રિયતમ યશોદાનંદનની સ્તુતિનાં રસમય ગીતડાં લલકારી જનસમાજને રસનિમગ્ન કરી નાંખતાં હતાં. પ્રાતઃકાલીન બાલસૂર્ય નરસિંહનાં શાંત કિરણો ઉદય પામી પોતાનું શાંત તેજ હિંદુસ્તાનના ચારે ખૂણામાં રેલાવવા લાગ્યાં હતાં, અને મીરાં પોતાના ભક્તબન્ધુ નરસિંહની પેઠે પોતાની અપ્રતિમ ભક્તિનો સ્વાદ ચખાડવવા મંડી હતી. નરસિંહએ તથા મીરાંએ વાવેલાં બીજ તે શતકના ઉત્તરાર્ધમાં અને ત્યાર પછી ઉત્તરોત્તર પ્રત્યેક શતકમાં કોઇને કોઇ રૂપમાં પ્રકટ થઇ રહેતાં ગયાં. એ યુગનું લક્ષણ ભક્તિ-કૃષ્ણભક્તિ હોય એવું લાગે છે નરસિંહની આસપાસ બંધાઇ રહેલું અહો, ઉપગ્રહોનું મંડળ ભક્તિપ્રભા પ્રસારી રહેલું છે. આ શતકના સર્વ કવિઓની કૃતિઓ તપાસતાં-પદ્મનાભની નહિ-સહજ જણાઇ આવે છે કે, ગુજરાતમાં કૃષ્ણભક્તિ પ્રવેશ પામી ઉંડાં મૂળ ઘાલી બેઠી હતી; અને ઠામ ઠામ કાવ્યકારો એક રૂપે નહિ તો બીજે રૂપે શ્રીકૃષ્ણની લીલાજ ગાતા હતા. નરસિંહનો રાગ સર્વને લાગેલો, અને તે ઉપરથી કહી શકાય કે, નરસિંહ તથા મીરાંના પ્રકાશથી તે શતકના ઉત્તરાર્ધના કવિઓ પ્રજ્વલંત થયા હતા. પંડિત બ્રાહ્મણ બોપદેવ કૃત શ્રીમદ્ ભાગવતની છાપ નરસિંહ ઉપર પડી, અને નરસિંહની ધૂને તેના પછી થયેલા કાવ્યકારોને તથા ભક્તોને ધૂણાવ્યા; એટલું તો નહિ પરન્તુ તે સમયની ક્ષોભ પામતી જનસમાજના હૃદયમાં શાંતિજનક રસ રેડીને ધર્મબુદ્ધિમાં તેમે

અસ્ખલિત રાખી દીધી. આ શતકનું ખરે-ખરૂં માહાત્મ્ય તો એટલીજ હકીકતમાં સમાયલું છે કે, તે કાળથી સંસ્કૃત સાહિત્યમાં સંરક્ષિત થઇ રહેલી દેવકથા તથા બ્રહ્મવિદ્યાનું જ્ઞાન કવિઓદ્વારા સ્વભાષામાં જનસમાજને મળતું થયું; અને તે કવિઓનો શ્રમ ફલીભૂત થવા પામ્યો. જાગેલી ધર્મબુદ્ધિએ પોતાનો પ્રભાવ દર્શાવવો શરૂ કર્યો, અને ગૂજરાતમાં કાળના વહેવાની સાથે ધર્મશાસ્ત્રો તથા પુરાણોનું જ્ઞાન એક પછી એકથયલા કવિમુખથી પ્રાકૃતજનસમાજને પ્રાપ્ત થતું ગયું. કલિયુગમાં ભક્તિયુગનો આરંભ થયો, અને નરસિંહ તથા મીરાંથી પ્રેરાયલી કવિબુદ્ધિ વિકાસ પામવા લાગી–ચંચળ થઇ ધર્મમાર્ગે વિચરવા લાગી. નરસિંહશાળાસ્થપાઇ, અનેગૂજરાતનાં પ્રતિભાવાળાં સંતાનો તેનો આશ્રય લઇ પોતાની બુદ્ધિનો પ્રસાદ પ્રજાગણને ચખડાવવા મંડયાં. ગૂજરાતનો તે બાલભાનુ હજુ હોલાયો નથી, અને હોલાશે કે કેમ તે પણ કહી શકાતું નથી.






કવિ **નાકર**–નાકરદાસ "વટપુર"–વડોદરાનો રહેવાશી હતો. તેના પિતાનું નામ **વીકાજી** હતું. જ્ઞાતિએ દિશાવાળ વણિક હતો. તે કયા વર્ષમાં જન્મ્યો હતો તે ખાત્રી સાથે કહી શકાતું નથી; તથાપિ તે કવિ સોળમા શતકમાં થયો હતો એવું તેનાં કાવ્યો ઉપરથી સમજી શકાય છે. ઇ. સ. ૧૫૧૬ ના વર્ષમાં તે ઉમરેઠ દર્શનાર્થ ગયલો; તે વખતે તેણે હરિશ્ચંદ્રાખ્યાન લખેલું, અને ઇ. સ. ૧૫૪૪ માં તેણે ધ્રુવાખ્યાન લખી કાઢેલું. તે બન્ને વર્ષો ઉપરથી સહજ અનુમાન નીકળી શકે છે, કે તેનો જન્મ ઈ. સ. ૧૫૦૦ પૂર્વે નહિ તો તેના સોળમા શતકમાં તો થયોજ હોવો જોઇએ.

તેણે લખેલાં કાવ્યો ઉપરથી સમજાય છે કે, તે પોતાના હિતાર્થે કાવ્યો લખતો નહિ; પરન્તુ તે પોતાના કાવ્યગ્રંથો લખી લખીને બ્રાહ્મણને અર્પણ કરી દેતો હતો. તેણે ઇ. સ. ૧૫૧૬ માં હરિશ્ચંદ્રાખ્યાન, (૨-૩) ઈ. સ. ૧૫૪૪ માં શિવવિવાહ તથા ધ્રુવાખ્યાન તથા (૪) -

મહાભારતમાંથી વિરાટપર્વ, અને ( ૫ ) ઓખાહરણ નામનાં કાવ્યો તથા પદો લખેલાં છે. ઉપરના કાવ્યોમાંથી શિવવિવાહ તથા ધ્રુવાખ્યાન તેણે ઇ. સ. ૧૫૪૪ પૂર્વે લખેલાં; પરન્તુ તે ગ્રંથો નાના હોવાથી બ્રાહ્મણ—" વૃદ્ધ કુળ નાગર મદનસુત વાડવ " નું મન "રીઝયું" નહિ; એટલે તેણે તે ગ્રંથો વિસ્તારથી ફરીથી લખી કાઢેલા. તેણે શિવવિવાહ પ્રથમ લખેલો; અને પછી ધ્રુવાખ્યાન લખેલું છે.

નાકરે છંદોમાં કાવ્યો બનાવ્યાં નથી. રામગ્રી, આશાવરી, સામેરી વગેરે રાગરાગણીઓમાં કડવાં પાડી તેણે કવિતાઓ-દ્વારા—પૌરાણિક વસ્તુઓ લઇને-ગાયું છે. દેવકથા વાંચી વંચાવી ભક્તિ કરવી તથા ભક્તિરસ જગાડવા ભણી તેનું લક્ષ હોય એવું તેનાં કાવ્યોપરથી સમજી શકાય છે. તેની ભાષા સંસ્કારી, ભક્તિરસવાળી, પરન્તુ અલંકાર વિનાની સાદી અને સરલ છે. તે કયા વર્ષમાં મરણ પામ્યો છે તે જાણવાનું કશું પણ સાધન નથી.





## તુલસી.

કવિ તુલસીનો જન્મ કાઠિઆવાડમાં આવેલ જૂનાગઢ સંસ્થાનના તાબાના ગામ કુતિઆણા ( કુંદનપુર કે કુંતલપુર ) માં ઇ. સ. ૧૫૩૦-૩૫ સુધીમાં થયો હતો. તે સારસ્વત બ્રાહ્મણ હતો, અને તેના પિતાનું નામ માધવ હતું. તેણે દેવકથાઓ લખી હશે, એવું કહી શકાય છે. ધ્રુવાખ્યાન નામનો ઇ. સ. ૧૫૫૮ માં લખાયલો તેનો એક ગ્રંથ માત્ર અદ્યાપિ પર્યન્ત પ્રસિદ્ધિમાં આવ્યો છે. એ સિવાય તેને લગતી બીજી હકીકત જાણવામાં આવી નથી.



## વસ્તો.

અપ્રસિદ્ધતામાંજ પોતાનું માહાત્મ્ય સમજનારાં આપણાં દેશરત્નો જેવી રીતે પોતાનાં જીવનવૃત્ત ક્યાંય પણ આપી ગયાં નથી, તેમ વસ્તાની બાબતમાં પણ થયલું છે. વસ્તાનું જન્મવર્ષ કયું હતું તે કહી શકાતું નથી; તથાપિ એટલું તો કહી શકાય છે કે, તેનો જન્મ સોળમાં શતકમાં

ઇ. સ. ૧૫૪૦ થી ૫૦ સુધીમાં થયો હોવો જોઇએ. તે બોરસદનો રહીશ હતો. તેના પિતાનું નામ કાળા હતું; અને તે "ડાંડિઆકુળ" ના લેઉઆ પાટિદાર-કણબી હતો. તે વૈષ્ણવસંપ્રદાય પાળતો હતો, અને બ્રાહ્મણોની ઉપર તેની શ્રદ્ધા સારી હતી. વસ્તાના સંબંધમાં તેના સાંસારિક જીવન વિષયે જો કે સવિસ્તર હકીકત મળતી નથી, તથાપિ તેણે પોતે પોતાના "સુભદ્રાહરણ" નામના કાવ્યમાં પોતાને લગતી કેટલીક હકીકત આપી છે. તે બાળ બ્રહ્મચારી હતો, અને તેનાં માતાપિતાએ તેને સંસારમાં પ્રવેશ કરાવવા અર્થે અતિ દુરાગ્રહથી પ્રયત્ન પણ કરેલો. પરન્તુ વસ્તો એક ટળી બીજો થયલોજ નહિ. પરિણામ એ આવેલું કે, તેને પોતાના બાપુકા ઘરમાંથી વિદાય કરી દેવામાં આવેલો. તેણે ઠેઠ રામેશ્વર સુધી યાત્રાઓ કરેલી, અને સત્સમાગમનાં સુસ્વાદુ ફળ ચાખેલાં. ગોકર્ણેશ્વરની યાત્રાએ જતાં પર્વત ઉપરથી પડી જવાથી તે એક પગે લંગડો બની ગયલો. તે બનાવ બન્યો તે પહેલાં તેનાં "માતતાત અને પિતામહ" મરી ગયાં હતાં; તથા તેના પોતાના ભાઇઓએ તેને "દૂર હાંકી મેલ્યો" હતો. પછી ગોકુળ મથુરાંની યાત્રાએ જઇ આવી તેણે બુરાનપુરમાં વસી પોતાની 'જિંદગી પૂરી કરી હતી.' એનું જીવન કેવળ ભક્તિપરાયણ હતું તથા સ્વાર્થબુદ્ધિનો તેનામાં અંશ પણ ન હતો. "પરણવાની મંછા" ધરનારને તે "ગદ્ધાઇ" માં પડનાર લેખતો હતો.

વસ્તાએ ત્રણ ગ્રંથો લખેલા છેઃ—(૧) શુકદેવ આખ્યાન ઇ. સ. ૧૫૬૮; (૨) સુભદ્રાહરણ અને (૩) સાધુચરિત્ર. આ ત્રીજા ગ્રંથમાં તેણે ભકતકવિ નરસિંહ મહેતા, મીરાંબાઇ તથા નાભાજીની સ્તુતિ કરેલી છે.

તે કયા વર્ષમાં ક્યાં મરણ પામેલો તે અદ્યાપિ પર્યન્ત અપ્રસિદ્ધિમાંજ છે.




કવિ વચ્છરાજ, કાવ્યદોહનકાર કહે છે તે પ્રમાણે, જંબુસરનો વતની હતો. જ્ઞાતિએ તે નાગર હોય એવું લાગે છે; કારણ કે પ્રેમાનન્દનો શિષ્ય વીરજીસ્વકૃત સુરેખાહરણ નામના કાવ્યના પ્રારંભમાં કવિઓની સ્તુતિ કરતાં "વછનાગર ગુણ-સાગર" નું સ્મરણ કરતાં તેને કરવાનું લખે છે! તેના પિતાનું

ચક હતું. તેનો જન્મ ક્યા વર્ષમાં થયલો તે કહી શકાતું નથી. તથાપિ તેણે રસમંજરીની વાર્તા તથા સ્ત્રીચરિત્ર નામના ગ્રંથો લખેલા છે, તેમાંથી પહેલા ગ્રંથના અંતમાં તેણે તે ગ્રંથ સમાપ્ત કર્યાનું વર્ષ ઇ. સ. ૧૫૭૯, સંવત્ ૧૬૩૫ આપેલું છે, તેથી તે ઇ. સ. ૧૫૫૦ ના અરસામાં થઇ ગયો હોય એવું કહી શકાય છે. બીજું એક કાવ્ય કબીરપદનું તેનું લખેલું કહેવાય છે તે ઉપરથી તે કબીરપંથી હશે એવું અનુમાન નીકળી શકે ખરૂં.

આ કવિની રસમંજરીની વાર્તાનેતેના ઉત્તરકાલીન શ્યામળભટ્ટની વાર્તાઓનું બીજ ગણી શકાય. કારણ કે રસમંજરીની વાર્તામાં સ્ત્રીચરિત્રોનો "રસવાદ" કરવામાં આવેલો છે, એટલું તો નહિ પરન્તુ શ્યામળ તેની કૃતિનું અનુકરણ કરનાર છે એ વાત, રસમંજરીની વાર્તાનો વિષય, તેની રચના, તેના વસ્તુવિકાસ, તથા તેની લેખનપદ્ધતિ ઉપરથી સિદ્ધ પણ કરી શકાય તેમ છે. રસમંજરીની વાર્તાના કાવ્યમાં મુકાયલા છપ્પા, ચોપાઇઓ તથા દોહરાઓના પડઘા શ્યામલની કથાઓમાં સ્પષ્ટ સંભળાય છે. ગૂજરાતી સાહિત્યમાં છપ્પા, ચોપાઇ, દોહરા વગેરે છંદો તથા કેવળ કલ્પિત વાર્તાને પ્રથમ પ્રવેશ કરાવ્યાનું માન આજ કવિને મળે તેમ છે.

આ કવિનું મરણ વર્ષ પણ તેના કવિબન્ધુઓની પેઠે અંધકારમાંજ રહેવા પામ્યું છે.



## શિવદાસ.

આ કવિ સ્તંભતીર્થ (ખંભાત)નો રહીશ હતો. જ્ઞાતિએ નાગર હતો. તેણે ઇ. સ. ૧૬૧૭ ના વર્ષમાં "દક્ષિણ દેશ બિજાપુરમા" રહીને દ્રાપદીસ્વયંવર આખ્યાન લખેલું છે. વળી તેણે હાગવ-આખ્યાન, એકાદશી માહાત્મ્ય તથા પરચુરણ પદો લખ્યાં હોય એમ પણ જાણવામાં આવે છે. તેનો જન્મ ક્યા વર્ષમાં થયો છે તે જણાયું નથી, તથાપિ તે ઇ. સ. ૧૬૦૦ પૂર્વે જન્મ્યો હશે એવું અનુમાન કરી શકાય છે.



## નરહરિ.

નરહરિ કવિ વિષે કશું પણ જાણવામાં આવેલું નથી. માત્ર તે ભગવદ્‌ગીતાનું ગૂજરાતી ભાષાન્તર કરનાર છે એટલુંજ

જાણવામાં આવ્યું છે. તે ગ્રંથના અન્તમાં તેણે તે ગ્રંથ સમાપ્ત કર્યાની તારીખ આપતાં ઇ. સ. ૧૬૨૧ ની સાલ આપી છે; તેથી તેના સંબંધમાં એટલુંજ અનુમાન નીકળી શકે તેમ છે કે, તે સોળમા શતકનો કવિ હોવો જોઇએ. ભગવદ્ગીતા જેવા આધ્યાત્મિક વિચારોથી ભરપૂર મૂળ સંસ્કૃત ગ્રંથનું પદ્યમાં ભાષાન્તર કરવામાં તેણે ઘણી ચતુરાઇ વાપરેલી છે. કોઇ કોઇ પ્રસંગે તેણે ટીકાપણ આપેલી છે. ગ્રંથની ભાષા સરલ પણ જૂની ઢબની છે, તથા કોઇ કોઇ પ્રસંગે સંસ્કૃત શબ્દોની અસલ જોડણી તેણે તોડી પણ નાંખેલી છે. વળી હાલની શબ્દજોડણી તથા શબ્દોનાં રૂપો કરતાં જૂદા પ્રકારની જોડણી તથા રૂપો પણ તેની કવિતામાં જોવામાં આવે છે. એ વિષયમાં કવિદોષ કરતાં નકલ કરનારાઓનો દોષ પણ હોય !



## દેવીદાસ.

કવિ દેવીદાસનું જન્મ વર્ષ જાણવામાં નથી. તથાપિ તે પેટલાદ તાબે સોજીત્રાનો વતની હતો, અને તેણે ત્યાં રહીને ઇ. સ. ૧૬૦૪ માં રુક્મિણીહરણ નામનું ત્રીશ કડવામાં કાવ્ય લખેલું છે, તે ઉપરથી કહી શકાય છે કે તેનો જન્મ સોળમા શતકમાં થયોજ હોવો જોઇએ. તે જ્ઞાતિએ ગાંધર્વ હતો.



## મુરારી

આ કવિ કોણ, ક્યાનો વતની તથા ક્યા વર્ષમાં થયલો તે જણાયું નથી. તથાપિ કાવ્યદોહન ભાગ ૬ માં તેનું જે ઈશ્વરવિવાહ નામનું કાવ્ય છપાયું છે તે કાવ્યની તે પ્રત ઇ. સ. ૧૬૧૯ ના વર્ષની છે. તેથી તે કવિ સોળમા શતકનો કદાપિ કરી શકે ! તેના પિતાનું નામ જગન્નાથ છે એવું તેના કાવ્ય ઉપરથી જણાય છે.



## [illegible]સ્વામી.

આ કવિ વિષે કશું પણ જાણવામાં આવ્યું નથી; તથાપિ કાવ્યદોહનના ભાગ ૬ માં તે કવિકૃત ગૌરીચરિત્ર છપાયું છે તે ઉપરથી તે સ્વામી હશે એવું અનુમાન

થાય છે. તે ગૌરીચરિત્રની એક પ્રત ઉપર ઇ. સ. ૧૬૧૯ ની સાલ છે એમ કાવ્ય દોહનકાર કહે છે. જો તેમ હોય તો તે કવિ સોળમા શતકમાં કદાચ્ થયો હોય!



નરસિંહ મહેતા આદિએ પંદરમા શતકમાં ગૂજરાતી સાહિત્ય ક્ષેત્રમાં જે બીજ રોપી, અંકુરિત કરેલાં તેમનું યથા વિધિ પાલનપોષણ સોળમા શતકમાં થઇ રહ્યું હતું. તુલસી, વસ્તો તથા વચ્છરાજ એ કવિ ત્રિપુટીએ ગૂજરાતના જૂદા જૂદા પ્રદેશો સંભાળી રાખીને કાવ્યવેલડીને સૂકાઇ જવા ન દેતાં ઘણી સંભાળથી લીલી સૂકી સંભાળી રાખી. મહેતાના સમયથી શરૂ થયલી જ્ઞાન તથા દેવકથાની કવિતાઓમાંથી ઉક્ત કવિઓમાંના પહેલા બેએ દેવકથાઓને ઝીલી લીધી, અને તેમની ખીલવટ કરવાનું કામ જારી રાખ્યું; એટલું તો નહિ, પરન્તુ પોતાની પાછળ આવનાર કાવ્યપ્રેમી પ્રેમાનન્દશાળા—પુરાણયુગને માટે આવશ્યક માર્ગદર્શક તથા સૂચક સાધનો ઉભા કરવા માંડેલાં. આ સર્વ કારણોને લીધે આપણે આ શતકને પોષણ યુગનું નામ આપીએ તો તેમાં કશું ખોટું નથી. ગૂજરાતી સાહિત્યમાં કલ્પિત વાર્તાઓનું બીજ પણ આજ યુગમાં વચ્છરાજને હાથે રોપાયું હતું.



"કાળ માયાનું નાટક" સમજનાર તથા "કાળ" માત્રના બંધનથી મુક્ત રહેનાર અખાનો જન્મ ક્યા વર્ષમાં, ક્યાં તથા કયે દિવસ થયો હતો તે વિષે આપણા જાણવામાં કશું પણ આવતું નથી. "અખેગીતા" નામના પોતાના કાવ્યગ્રંથના અંતમાં તે પોતે તે ગ્રંથ ઇ. સ. ૧૬૪૯ ના ચૈત્રમાસની શુ. દિ. ૯ ને સોમવારે પુરો કર્યાનું જણાવે છે; તે ઉપરથી અનુમાન કરી શકાય છે કે તેનો જન્મ ઇ. સ. ૧૬૧૫ ના અરસામાં થયો હોવો જોઇએ. રા. નર્મદાશંકર તથા રા. ઇચ્છારામ સૂર્યરામના લખવા મુજબ તે શ્રીમાળી સોની જ્ઞાતિનો હતો. તે અમદાવાદમાં આવી, ખાડિયામાં આવેલી દેસાઇની પોળમાં રહેવા લાગ્યો તે પૂર્વે તે જેતલપુરમાં રહેતો હતો એવું સારાન્યતઃ કહેવાય છે. અખાને જ્ઞાનમય

કવિતાઓ લખવાનું કેવી રીતે સુઝી આવ્યું તેના સંબંધમાં અનેક વાતો કહેવામાં આવે છે. અને તેમાં કશી નવાઇ નથી; કારણ કે આપણા દેશમાં જે જે મહાપુરૂષો થઇ ગયા છે, તે તે તમામનાં જીવનવૃત્તાંતો અપ્રસિદ્ધિમાંજ રહેવા પામ્યાં છે,અને તેમના પછી થયલી પૂજકબુદ્ધિવાળી પ્રજાએ તે સર્વ મહાત્માઓની કીર્તિ ગાવા અર્થે તેમનાં નામ સાથે કંઇ કંઇ ચમત્કારવાળી, માહાત્મ્ય દર્શાવનારી કથાઓ સંકળાવી દીધી છે. અખો તેવી આર્યબુદ્ધિને અપવાદરૂપ ન રહી શકયો. કહેવાય છે કે, અખાને એક બ્હેન હતી તે પહેલવહેલી મરી ગઇ, અને તેના પરિણામમાં અખામાં વૈરાગ્યનું બીજ રોપાયું. તે બે વાર પરણેલો અને બન્ને વખત ઘરભંગ થયલો, અને તેનું ફળ એ આવ્યું કે અખાનો વૈરાગ્ય અંકુરિત થયો. પછી અખાને એક બાઇએ પોતાને વાસ્તે સોનાની કંઠી બનાવવા આપી, અને અખાએ તેમાં ઘટતું સોનું ઉમેરી એક કંઠી કરી આપી; પરન્તુ તે બાઇને તેના તે કૃત્યથી અવિશ્વાસ ઉત્પન્ન થયો, અને તે અખા કને પૂછવા માટે ગઇ. અખાએ તેણીના મનની વાત કઢાવી અને તે જાણીને તેને ઘણો પરિતાપ થયો. ( વિશેષ હકીકત નર્મગદ્ય તથા કા. દો. ભં. ૮. ). આવી આવી વાતોથી તેનો વૈરાગ્ય પલ્લવિત થયો, અને છેવટ તીર્થયાત્રાએ નીકળતાં વૈષ્ણવ મહારાજો તથા ડોળઘાલુ બ્રહ્મજ્ઞાનીઓનો પરિચય થવાથી તેનો વૈરાગ્ય વૃક્ષરૂપે પરિણમીને જ્ઞાનફળ ઉત્પન્ન કરવાને સમર્થ થઇ ચૂકયો. અખાની કવિતા અનુભવના ઉદ્ગારો છે, તેથી સહજ કળી શકાય છે કે, તેને આ અસાર સંસારની પ્રત્યેક શ્રેણિનો સંપૂર્ણ અપરોક્ષ અનુભવ થયલો હોવોજ જોઇએ. જ્ઞાનની શોધમાં તે ઘણું આથડેલો, પરન્તુ "રેણી વિના કેણી" કથનારાજ તેના જોવામાં આવેલા. આખરે તેને ભાન થયલું કે.

"પરબ્રહ્મ આય પોતામાં વસે,
સદગુરૂ ગમે તે જો અભ્યસે,
ત્રાંબા પીતળ નિપજે ધાત,
આપે છે સુવર્ણની જાત;
કાષ્ઠ પાષાણુ ન થાએ હેમ,
અખા જ્ઞાન વિન બીજું તેમ
તું તીરથ કાં સારૂં જુએ,
કાં પોતાને પ્રતિબિંબે રૂવે ?"

કોઈ વ્યક્તિનું નામ નહિ હતું: તે બ્રહ્માનન્દ તે પોતાનું આત્મસ્વરૂપ-આત્મજ્ઞાનજ હતું. આ અમારા અનુમાનને સિદ્ધ કરનાર પ્રમાણો અખાનાં કાવ્યમાંથીજ મળી આવે છે. કારણ કે '**અખેગીતા**' ના આરંભમાંજ અખો બ્રહ્માનન્દને "ચિદશક્તિ" કહીને લખે છે કે "અણુછતો અખો અધ્યારોપ કરે, તે કથા **નિજ** આનંદની" વળી તેજ કાવ્યના પહેલા કડવાની છઠ્ઠી કડીમાં "હરિ તે ગુરૂ, ગુરૂ ગોવિંદ એવું નામ" પણ લખેલું છે વળી **ગુરૂ શિષ્યસંવાદ** નામના કાવ્યમાં તે લખે છે કે,—

"હું હુને પ્રણમી કહું, નમો નમો નિજધામ."
મહા અનુભવ મહા પુરૂષનો, સાર ચઢી કર્યો ગ્રંથ;

વળી એ સર્વ ઉપરાંત અખાનું પ્રત્યેક કાવ્ય વાંચતાં સહજ સમજાઇ આવે છે કે, અખો સ્વ અનુભવ-આત્મજ્ઞાન સિવાય કોઇ એક પણ સાધનને પ્રમાણરૂપે માનતો નથી. અર્થાત્ અખાની દ્રષ્ટિએ પડેલી સ્વપ્ન સરખા સંસારની અસારતા અને તેના પરિણામમાં તેને ઉત્પન્ન થઇ આવેલો વૈરાગ્યજ તેનો મ્હોટો ગુરૂ થઇ પડેલો. અખાનો અન્ય કોઇ ગુરૂ હોય એવું તેનાં કાવ્યો ઉપરથી નીકળતું નથી.

અખો કવિ નહિ, પરન્તુ જ્ઞાની હતો. તે પોતે પોતાના કવિત્વ માટે કેટલા વિનયથી બોલે છે તે નીચે આપેલી લીટીઓ-પરથી સમજાશે:—

" જાન્હવી આગળ જેમ વોકળો,
સુરતરૂ બદરી યથા,
પારિજાતક પાસે આરણી,
મહાકવિ આગળ હું તથા;"

તે "મગણ તગણ" જાણતો ન હતો; "ચાતુરી ચડ ચમકો" તે પોતાના કાવ્યમાં આણી શકતો નથી; તે તો કેવળ "દારૂક કેરી પુતળી"ની માફક સૂત્રધારની કળચાંપણીથી કવિતા નહિ, પણ "અનેક ચાળ" કરનાર હતો. વળી તે પોતેજ પોતાના **કવિ અંગ** વિષયક એક છપ્પામાં કહે છે કે, જ્ઞાનીની કૃતિને-શબ્દ ગુંથણીને કવિતા ગણવાની નથી કોઇએ; કારણ કે "કિરણ સૂર્યનાં" વર્ણવી શકાતાં નથી, અને "શબ્દ તણો છેડો" આવી શકતો નથી. અખાએ કવિતાના રૂપમાં પોતાના હૃદયના ઉમળકા બ્હાર કાઢવા બને તેટલો બધો પ્રયત્ન કર્યો છે, તથાપિ તેનાં તમામ કાવ્યો વાંચી જતાં આપણને સહજ સુવ્યક્ત થઇ આવે છે કે, તે જ્ઞાની-કવિ તેનાથી પૂરો ધરાયો નથી. તેના મનનો છેલ્લામાં છેલ્લો ઉભરો તે બ્હાર કાઢી બતાવી શક્યો નથી, એટલું

તો નહિ, પરન્તુ જ્યારે શબ્દનો ભંડાર—દ્રષ્ટાન્તોનો ભંડાર ખૂટી જવા પામ્યો, ત્યારે નિરૂપાય થઇ તેને બલાત્કારે એક પ્રકારનું મૌન ધારણ કરવું પડેલું છે.

અખાને બંધન પ્રિય નહતાં, કારણ કે તે જીવનમુક્ત થઈ ગયો હતો. અને તેથી તેણે વેદાંત જેવા ગહન વિષયને બને તેટલો દાખલા દ્રષ્ટાંતથી સ્પષ્ટ કરી બતાવી "પ્રાકૃત" ભાષામાં—ગૂજરાતીમાં ઉતાર્યો છે—ગાઈ બતાવ્યો છે. તે કહે છે કેઃ—

"સંસ્કૃત બોલે તે શું થયું ? કાંઈ પ્રાકૃતમાંથી નાસી ગયું ?"

જે નિત્ય છે તે સર્વ કાળે રહેવાનુંજ છે, અને સર્વ દશામાં પણ નામ રૂપ બદલાવાથી તત્ત્વ બદલાઈ જતું નથી. અને તેવા હેતુથી અખાએ પોતાની માતૃભાષામાં—પોતે જેવી ભાષા બોલતો હતો તેવી ભાષામાં પોતાના ઉદ્‌ગારોનો પ્રવાહ ચલાવેલો છે. અખાની કટાક્ષાત્મક ભાષા કોઈ પ્રસંગે અતડી, અપરિચિત, અને અગમ્ય પણ થઈ પડે છે; પરન્તુ તે વાતનું પ્રાયશ્ચિત તેનાથી અપાયલી દ્રષ્ટાંત—પરંપરાથી થઈ જાય છે. જ્ઞાન એ તેની કવિતાનું લક્ષણ છે; શબ્દ ચમત્કૃતિ નહિ. નિંદા કે સ્તુતિની દરકાર રાખ્યાવિના તેણે જૂદા જૂદા પંથવાળાઓને, મત્તપ્રવર્તકોને તથા સાધુ સંન્યાસીનાં નામધારીઓને શબ્દબાણોથી વીંધી નાંખેલા છે. મસ્ત માતંગની પેઠે જ્ઞાની અખો પોતાના સપાટામાંથી કોઇને પણ બચવા દેતો નથી. પાર પહોંચ્યા પછી ભીતિ કોની ? અખાની બોધક કવિતામાં પ્રસંગે પ્રસંગે મર્મહાસ્યની છોળો ઉછળી રહેલી જોવામાં આવે છે.

અખાએ અખેગીતા, ચિત્તવિચાર સંવાદ, કૈવલ્યગીતા, ગુરુશિષ્યસંવાદ, અનુભવબિંદુ, બ્રહ્મલીલા, ૭૪૬ છપ્પા, તથા ૪૧ પદો લખેલા છે તે સિવાય કાવ્યદોહનકાર કહે છે તેમ તેણે પરમપદપ્રાપ્તિ તથા પંચદશીતાત્પર્ય નામનાં બીજાં બે કાવ્યો લખેલાં છે. આમાંથી હિંદુસ્તાનીમાં લખાયલી **બ્રહ્મલીલા** તે **સંતપ્રિયાજ** હોવી જોઇએ.

અખાનાં પૂર્વોક્ત કાવ્યો એટલાં બધાં તો ગંભીર અને ગહન વિચારોથી ભરેલાં છે કે, તેમાંના અકેક ઉપર લખતાં લેખિની થાકી જાય. તથાપિ આપણે સંક્ષેપમાં તેના વિચારો બતાવીને અખાવાણીનું હાર્દ સમજી લઈશું.

'**ब्रह्म सत्यम् जगत् मिथ्या, अहं-ब्रह्मास्मि,**' તથા '**तत्त्वमसि,**' એ વેદાંતનાં વાક્યત્રયમાં રહેલું ખરૂં રહસ્ય અખાના અનુભવમાં આવેલું, એવું તેની વાવાઝોડા જેવી કવિતાઓમાંથી સ્પષ્ટ સમજાઇ આવે છે. તે પોતાના જ્ઞાનથી એટલો

તો ઇ બનેલો કે, તે પોતે "હું હુંને પ્રણમી કહું, નમો નમો નિજધામ" એવું લખીને પોતાનેજ પરમાત્મા સ્વરૂપ માની લે છે. તેના મત પ્રમાણે કર્મની "ચકચુંધ" વગડામાં થતા તાપણાના જેવી છે; સ્નાન, સંધ્યા, તર્પણ વગેરે અવિદ્યામાં અથડાતા જીવને માટે છે. "ઉંડાજળમાં" બ્રહ્મરૂપી રત્ન પડેલું છે; પરન્તુ માયારૂપી "તુંબી" મનુષ્યને કોટેવળગેલી છે તેથી તે ઉંડા ઉતરી તે રત્નને પ્રાપ્ત કરી શકતો નથી. તીર્થમાત્ર પ્રતિબિંબ રૂપે છે, તેટલા માટે તેને ન જોતાં બિંબને જોઇ લેવું–સાક્ષાત્કાર કરી લેવો એજ ઇષ્ટ છે. જો તીર્થજ જોવાં હોય તો તનરૂપી તીર્થ જોઇ તેની વિષે વિરાજતા વિલસંતા આત્માદેવનાં દર્શન કરી લેવાથી "કોટી આપદા" ટળી જવાનીજ. સંસારના સતત પ્રવાહમાં જે તત્ત્વ નિત્ય જેમનું તેમ અવિકૃત અદ્રશ્ય થઇ રહે છે તે જ પરબ્રહ્મ છે. આ પ્રમાણે આપણા જોવામાં આવે છે કે અખો કેવળ જ્ઞાન સિવાય બીજા કશામાં બીલકુલ માનતોજ નથી.

અખાની કવિતાઓ જ્ઞાનની છે–કઠિન છે છતાં તેમાંનાં ઉખાણાંઓ એટલાં બધાં લોકપ્રિય થઇ પડયાં છે કે, ગૂજરાતની જનસમાજના મુખમાંથી તેઓ અવારનવાર પડતાં જોવામાં આવે છે.

અખો કયા વર્ષમાં વિદેહ થયો તે વિષે આપણે સનિશ્ચય કહી શકતા નથી, તથાપિ તેનું મૃત્યુ ઇ. સ. ૧૬૭૫ ના અરસામાં થયું હોય એવું અટકળી શકાય છે.



## દ્વારકાંદાસ.

"વિપ્રગુરૂ" પ્રેમાનન્દની દીક્ષા લઈ કવિતા કરતાં શીખેલ દ્વારકાંદાસ કવિનો જન્મ, પોતે પોતાના ગોવર્દ્ધનપૂજા નામના કાવ્યના અંતમાં લખે છે તેમ, ઈ. સ. ૧૬૨૪ માં "વીરક્ષેત્રની માંય" થયો હતો. તે જ્ઞાતિએ વાણીયો હતો. તેણે કૃષ્ણકીર્ત્તન કરેલાં છે તે ઉપરથી સહજ કહી શકાય છે કે, તે વૈષ્ણવી સંપ્રદાય પાળતો હતો; તથાપિ તે અંધ હડુડનો વૈષ્ણવ નહિ હતો, તેણે "સિદ્ધિ" મેળવવા અર્થે શિવસ્તુતિનાં પદો પણ લલકારેલાં છે; એટલું તો નહિ, પરન્તુ તેની વૃત્તિઓ અદ્વૈતવાદ ભણી પણ વળેલી હોય એવું અનુમાન તેનાં પદો ઉપરથી થઈ શકે છે. બાળાવસ્થામાંથી તેને કવિતા કરવાનું વ્યસન લાગેલું નહિ; પરન્તુ તે જ્યારે "પચાશ" વર્ષની વયનો થયો, ત્યારે તેને પ્રેમાનન્દ

કવિનો " મેળાપ " થયલો, અને તે દિવસથી તેણે તેને ગુરૂમાની–તેનાજ " પ્રતાપથી " " વૃદ્ધપણે " કવિતા કરવાનો આરંભ કરેલો. તે પોતાને કવિ માનતોજ નહિ; અને પોતે જે જે કવિતાઓ રચતો હતો તે તે તમામ પ્રેમાનન્દનેજ અર્પી દેતો હતો. તે મહાકવિની કૃપાથી કાવ્યશાસ્ત્રનો અભ્યાસ કરી તેણે દ્વાદશમાસ, વનવિવાહ, દાણલીલા, ગોવર્દ્ધનપૂજા, કૃષ્ણ જન્મોત્સવ, કૃષ્ણભજનનાં પદ, શંકરસ્તુતિ, તિથિઓ, સાતવાર અને કૃષ્ણલીલા ઉપર કવિતાઓમા લખેલુ છે તે પ્રત્યેક કાવ્ય કયા વર્ષમાં તેણે લખેલું છે તે જાણી શકાતું નથી. તથાપિ તે બધાં તેની વૃદ્ધાવસ્થાના ભક્તિમય ઉદ્‌ગારો છે. કૃષ્ણકીર્તન કરતાં કરતાં તેનાં કાવ્યોમાં તે શાંત ભક્તિરસમાં બોળાયલો શૃંગાર વર્ણવે છે, કોઈ કોઈ પ્રસંગે સાદા અલંકારો ચળક ચળક થાય છે. તેનાં કાવ્યોની ભાષા સાદી, પણ સંસ્કારી છે. તેનું મરણ વર્ષ જણાતું નથી; તથાપિ તે વૃદ્ધ થઈને મુવો હોય તો ઈ. સ. ૧૬૮૫ ના અરસામાં તેનો દેહ પડ્યો હોવો જોઈએ.




બ્રહ્મજ્ઞાની કવિ ગોપાળદાસનું જન્મ વર્ષ જાણી શકાતું નથી. તથાપિ તેણે ગોપાળગીતા નામનું જ્ઞાનવિષયક એક કાવ્ય " રાજનગર અમદાવાદ "માં રહીને રચેલું છે, તેના અંતમાં આપવામાં આવતા ઈ. સ. ૧૬૫૦ ના વર્ષથી, એટલું કહી શકાય કે, તેનો જન્મ સત્તરમા શતકમાં થયો હતો. તેના પિતાનું નામ નારાયણદાસ હતું, અને રાજહંસ સ્વામી સોમરાજ નામનો તેનો કોઈ ગુરૂ હતો. તે પોતાની માતૃભૂમિ તરીકે વૃંદાવતી?–સુરત બતાવે છે. તેણે (૧) ગોપાળગીતા, (૨) બુદ્ધિવહુને શિખામણ, તથા બીજાં કેટલાંએક જ્ઞાનનાં પદો લખેલાં છે. બ્રહ્મજ્ઞાન સિવાય અન્ય કોઇ વિષય ઉપર તેણે લખ્યું હોય એવું કહી શકાતું નથી. તેની મરણતિથિ હજુ અંધારામાં છે.



તો દૃ બનેલો કે, તે પોતે " હું હુંને પ્રણમી કહું, નમો નમો નિજધામ " એવું લખીને પોતાનેજ પરમાત્મા સ્વરૂપ માની લે છે. તેના મત પ્રમાણે કર્મની " ચકચુંધ " વગડામાં થતા તાપણાના જેવી છે; સ્નાન, સંધ્યા, તર્પણ વગેરે અવિદ્યામાં અથડાતા જીવને માટે છે. " ઉંડાજળમાં " બ્રહ્મરૂપી રત્ન પડેલું છે; પરન્તુ માયારૂપી " તુંબી " મનુષ્યને કોટેવળગેલી છે તેથી તે ઉંડો ઉતરી તે રત્નને પ્રાપ્ત કરી શકતો નથી. તીર્થમાત્ર પ્રતિબિંબ રૂપે છે, તેટલા માટે તેને ન જોતાં બિંબને જોઇ લેવું–સાક્ષાત્કાર કરી લેવો એજ ઇષ્ટ છે. જો તીર્થજ જોવાં હોય તો તનરૂપી તીર્થ જોઇ તેની વિષે વિરાજતા વિસમંતા આત્માદેવનાં દર્શન કરી લેવાથી " કોટી આપદા " ટળી જવાનીજ. સંસારના સતત પ્રવાહમાં જે તત્ત્વ નિત્ય જેમનું તેમ અવિકૃત અદશ્ય થઇ રહે છે તે જ પરબ્રહ્મ છે. આ પ્રમાણે આપણા જોવામાં આવે છે કે અખો કેવળ જ્ઞાન સિવાય બીજા કશામાં બીલકુલ માનતોજ નથી.

અખાની કવિતાઓ જ્ઞાનની છે–કઠિન છે છતાં તેમાંનાં ઉખાણાંઓ એટલાં બધાં લોકપ્રિય થઇ પડ્યાં છે કે, ગુજરાતની જનસમાજના મુખમાંથી તેઓ અવારનવાર પડતાં જોવામાં આવે છે.

અખો કયા વર્ષમાં વિદેહ થયો તે વિષે આપણે સનિશ્ચય કહી શકતા નથી, તથાપિ તેનું મૃત્યુ ઇ. સ. ૧૬૭૫ ના અરસામાં થયું હોય એવું અટકળી શકાય છે.




" વિપ્રગુરૂ " પ્રેમાનન્દની દીક્ષા લઈ કવિતા કરતાં શીખેલ દ્વારકાંદાસ કવિનો જન્મ, પોતે પોતાના ગોવર્દ્ધનપૂજા નામના કાવ્યના અંતમાં લખે છે તેમ, ઈ. સ. ૧૬૨૪ માં " વીરક્ષેત્રની માંય " થયો હતો. તે જ્ઞાતિએ વાણીયો હતો. તેણે કૃષ્ણકીર્ત્તન કરેલાં છે તે ઉપરથી સહજ કહી શકાય છે કે, તે વૈષ્ણવી સંપ્રદાય પાળતો હતો; તથાપિ તે અંધ હઠુડો વૈષ્ણવ નહિ હતો, તેણે " સિદ્ધિ " મેળવવા અર્થે શિવસ્તુતિનાં પદો પણ લલકારેલાં છે; એટલું તો નહિ, પરન્તુ તેની વૃત્તિઓ અદ્વૈતવાદ ભણી પણ વળેલી હોય એવું અનુમાન તેનાં પદો ઉપરથી થઈ શકે છે. બાળાવસ્થામાંથી તેને કવિતા કરવાનું વ્યસન લાગેલું નહિ; પરન્તુ તે જ્યારે " પચાશ " વર્ષની વયનો થયો, ત્યારે તેને પ્રેમાનન્દ

કવિનો "મેળાપ" થયલો, અને તે દિવસથી તેણે તેને ગુરૂમાની-તેનાજ "પ્રતાપથી" "વૃદ્ધપણે" કવિતા કરવાનો આરંભ કરેલો. તે પોતાને કવિ માનતોજ નહિ; અને પોતે જે જે કવિતાઓ રચતો હતો તે તે તમામ પ્રેમાનન્દનેજ અર્પી દેતો હતો. તે મહાકવિની કૃપાથી કાવ્યશાસ્ત્રનો અભ્યાસ કરી તેણે દ્વાદશમાસ, વનવિવાહ, દાણલીલા, ગોવર્દ્ધનપૂજા, કૃષ્ણ જન્મોત્સવ, કૃષ્ણભજનના પદ, શંકરસ્તુતિ, તિથિઓ, સાતવાર અને કૃષ્ણલીલા ઉપર કવિતાઓમા લખેલુ છે તે પ્રત્યેક કાવ્ય કયા વર્ષમાં તેણે લખેલું છે તે જાણી શકાતું નથી. તથાપિ તે બધાં તેની વૃદ્ધાવસ્થાના ભક્તિમય ઉદ્‌ગારો છે. કૃષ્ણકીર્તન કરતાં કરતાં તેનાં કાવ્યોમાં તે શાંત ભક્તિરસમાં બોળાયલો શૃંગાર વર્ણવે છે; કોઈ કોઈ પ્રસંગે સાદા અલંકારો ચળકચળક થાય છે. તેનાં કાવ્યોની ભાષા સાદી, પણ સંસ્કારી છે. તેનું ભરણ વર્ષ જણાતું નથી; તથાપિ તે વૃદ્ધ થઈને મુવો હોય તો ઈ. સ. ૧૬૮૫ ના અરસામાં તેનો દેહ પડ્યો હોવો જોઇએ.



## ગોપાળદાસ.

બ્રહ્મજ્ઞાની કવિ ગોપાળદાસનું જન્મ વર્ષ જાણી શકાતું નથી. તથાપિ તેણે ગોપાળગીતા નામનું જ્ઞાનવિષયક એક કાવ્ય "રાજનગર અમદાવાદ"માં રહીને રચેલું છે, તેના અંતમાં આપવામાં આવતા ઇ. સ. ૧૬૫૦ ના વર્ષથી, એટલું કહી શકાય કે, તેનો જન્મ સત્તરમા શતકમાં થયો હતો. તેના પિતાનું નામ નારાયણદાસ હતું, અને રાજહંસ સ્વામી સોમરાજ નામનો તેનો કોઈ ગુરૂ હતો. તે પોતાની માતૃભૂમિ તરીકે વૃંદાવતી?-સુરત બતાવે છે. તેણે (૧) ગોપાળગીતા, (૨) બુદ્ધિવહુને શિખામણ, તથા બીજાં કેટલાંએક જ્ઞાનનાં પદો લખેલાં છે. બ્રહ્મજ્ઞાન સિવાય અન્ય કોઇ વિષય ઉપર તેણે લખ્યું હોય એવું કહી શકાતું નથી. તેની મરણતિથિ હજુ અંધારામાં છે.






મુકુંદ નામના ભક્તકવિ તથા ભક્તોના પૂજારીનો જન્મ ક્યા વર્ષમાં થયો છે તે કહી શકાતું નથી. તથાપિ તે " દ્વારકાં માંહે વિશ્રામ" કરી–નિવાસ કરી રહેતો હતો એવું તેનાં કાવ્યો ઉપરથી નીકળી આવે છે. પોતાના પિતાનું નામ તે આપતો નથી;પરન્તુ કેશવાનંદ ગુરૂ પાસે રહીને પોતે "કાવ્યનો અભ્યાસ " કરેલો, એવું તે જણાવે છે. વળી તે " ભાષાગ્રંથ "–હિંદી પણ "ભલીભાત" શીખેલો. અને ત્યારબાદ તેણે તે ભાષાનું સાહિત્ય " નિજભાષામાં " ઉતારવા માંડેલું. તે " ઉદીચ્ય "માંથી ઉત્પન્ન થયલ ગુગળી બ્રાહ્મણ જ્ઞાતિનો હતો. તે ગુગળી બ્રાહ્મણો "પૂજારી" પરમેશ્વરના–સેવક પ્રભુકેરા ઘરના ગણાતા હતા અને ગણાય છે.

તેણે ' શ્રીમત્ સંત પ્રતાપથી " ભક્તોની ચરિત્રમાળા ઇ. સ. ૧૬૫૨ માં બનાવવી શરૂ કરેલી. તે આખી માળા જો કે હાલ સુધી હાથ આવી નથી; તથાપિ તે ચરિત્રમાળામાં આપેલું ગોરક્ષચરિત્ર તેની તે માળાનો " અષ્ટમો " મણકો છે એવું તે કાવ્ય ઉપરથી સમજી શકાય છે. તે કવિ તે કાવ્યમાં કહે છે કે, " એક સો હજુ પૂરા કરવા તનમન ધરી દઢ પાઠ. " તે માળાનો મેર કબીરચરિત્ર છે એવું તે કવિ તે કબીરચરિત્રમાં જણાવે છે. વળી તે માળા ગણવાનું કબીર ચરિત્રથી શરૂ કર્યું હોય એવું પણ સમજી શકાય છે, કારણ કે તે પણ ઇ. સ. ૧૬૫૨ માં તેણે લખેલું છે. કવિની માળાના બીજા મણકાઓ પ્રસિદ્ધિમાં આવવા પામ્યા નથી. તેણે રાધાવિનોદ નામનું બીજું એક પદ પણ લખેલું છે.

કવિ શ્રીરણછોડજીનો પૂજારી હતો; એટલે તે તે દેવનું નામ કાવ્યોમાં વારંવાર આપે છે. તથાપિ તે અદ્વૈતમતનો હતો. હિંદુ તથા મુસલમાનો–" યવનો " ઈશ્વરના ઘર આગળ એક સરખા છે એવું તે માનતો હતો. જ્ઞાનનો ઉદય થતાં પહેલાં કર્મયોગની ઉપયોગિતા તે સ્વીકારતો હતો. તેની ભાષામાં હિંદીના સંસ્કારો જોવામાં આવે છે. કેટલાંક પદો તો તેણે હિંદીમાંજ લખેલાં છે. વાણીનો પ્રવાહ અસ્ખલિત છે, શાંત છે. અલંકારોની ઉજાસવિનાની તેની કવિતા ભક્તિપરાયણ આત્માઓને પ્રિય લાગે તેવી છે. તેની કવિતા કડવાંબદ્ધ છે. તેનું મરણવર્ષ અદ્યાપિ પર્યન્ત જાણી શકાયું નથી.

---



## કવિવર પ્રેમાનંદ.

સત્તરમાં શતકમાં થઈ ગયલા કવિઓમાં કવિવર પ્રેમાનન્દનું સ્થાન એકંદરે અદ્વિતીય છે. આ પ્રેમાનન્દ કવિનો જન્મ વડોદરામાં, ડાહ્યાભાઇ પંડિતે **કવિચરિત્ર** નામના ગ્રંથમાં લખ્યા મુજબ, ઇ. સ ૧૬૩૬ માં થયો હતો. કવિ નર્મદાશંકર તેનો જન્મ ઇ. સ. ૧૬૪૪ ના વર્ષમાં થયો હોય એવું જણાવે છે; પરન્તુ પ્રેમાનન્દના શિષ્ય **વીરજી**એ ઇ. સ. ૧૬૬૪માં ઓખાહરણ લખેલું છે, તેના પ્રારંભમાં તે કવિ પોતાના કવિપૂર્વજોની સ્તુતિ કરતાં પ્રેમાનન્દનું નામ પણ ગણાવે છે. તો તે સમયે પ્રેમાનન્દ સુપ્રસિદ્ધિને પામેલો હોવો જોઇએ. એજ આધારે કહી શકાય કે કવિચરિત્રમાં આપેલું તેનું જન્મવર્ષ ખરૂં હોવું જોઇએ; કારણ કે ઇ. સ. ૧૬૪૪ ને તેનું જન્મવર્ષ સ્વીકારવાથી સહજ પ્રશ્ન કરવાનો અવકાશ મળે તેમ છે કે, પ્રેમાનન્દ પોતાને વીશમે વર્ષે શું પોતાનું ચહમંડળ બાંધી લેવા શક્તિવાન્ થયો હતો ? અથવા તો શું તે કવિ તરીકે તેટલી વયે જોઇએ તેટલી પ્રતિષ્ઠાને પામી પૂજ્ય ગણાવાને પાત્ર થઇ ચૂક્યો હતો ? આ પ્રશ્નનો ઉત્તર નકારમાં જ સહજ આપી શકાય તેમ છે, અને તેથી પ્રેમાનન્દનું જન્મવર્ષ ઇ. સ ૧૬૩૬ જ ગણવું પડશે. તે જ્ઞાતિએ ચોવીશા બ્રાહ્મણ હતો. તેના પિતામહનું નામ જયદેવ તથા પિતાનું નામ કૃષ્ણારામ હતું. પ્રેમાનન્દને જીવણરામ તથા વલ્લભરામ નામના બે પુત્રો હતા. તેમાંથી પેહલાની શાખા નિર્વંશ ગઇ છે, અને બીજાની શાખા, પ્રાચીન કાવ્યમાળા છપાઇ, તે સમયે કરૂણાશંકર નામના ગૃહસ્થથી હયાતીમાં હતી. પરન્તુ કવિ નર્મદાશંકર કહે છે કે, પ્રેમાનન્દના પુત્રનું નામ રઘુરામ હતું, અને તેના વંશમાં જન્મેલો મન.સુખરામ નામનો ગૃહસ્થ પોતાને મળેલો હતો. એમ જો હોય તો તે ઉભય વંશવૃક્ષમાંથી કોને વિશ્વાસપાત્ર ગણવું એવો પ્રશ્ન ઉભો થયાવિના રહેતો નથી. પ્રાચીનકાવ્યમાળાકાર પ્રેમાનન્દના પુત્રનું નામ વલ્લભ હતું એમ જણાવે છે, ત્યારે કવિ નર્મદ પેલા મનઃસુખરામને આધારે તેના પુત્રનું નામ રઘુનાથ આપે છે. એ બેમાંથી કોણ સાચું છે તે કહી શકાતું નથી. તથાપિ પ્રાચીન કાવ્યમાળામાં **દુઃશાસન રૂધીરપાન** નામના વલ્લભકૃત કાવ્યના પ્રારંભમાં કવિ પ્રેમાનંદને પોતાનો "બાપ" લખે છે, તેથી

તે પ્રેમાનન્દનો પુત્ર હોવો જોઇએ એવું સિદ્ધ થાય છે, અને નર્મદાશંકરવાળી હકીકત ખોટી ઠરે છે.

કવિ પ્રેમાનન્દની બાળાવસ્થા કેવા પ્રકારની હશે, એ વિષે અનેક વાતો કહેવાય છે. તેનો પિતા તેને નિર્ધન અવસ્થામાં મેલી મરી ગયો હતો. તેની માતા તેનું ભરણપોષણ કરતી હતી. તેના સમયમાં આપણા જેવા વિદ્યાશાળાઓ નહિ હતી, તેથી પ્રેમાનન્દને વિદ્યાસંસ્કાર થયલા નહિ. પરન્તુ સત્સમાગમથી તેણે પુરાણાદિનું જ્ઞાન પ્રાપ્ત કરી લીધેલું. વળી તે પોતે જ્ઞાતિએ બ્રાહ્મણ હતો તેથી તે વૃત્તિને અનુસરી રહેતાં પણ તેને આવશ્યક જ્ઞાન મેળવી લેવું પડયું હશેજ. કારણ કે તેમ તે ન કરે તો પોતાનો જીવનનિર્વાહ ચાલી શકે નહિ. તે કાળના બ્રાહ્મણોનો સાધારણ ધંધો કથાપુરાણ વાંચવાનો હતો, અને નિવૃત્તિપરાયણ ગૂજરાતવાસીઓ પોતાનું જીવન પ્રાયશઃ ધર્મધ્યાનમાંજ ગાળતા હતા. વળી પંદરમા શતક પછી ગૂજરાતમાં કવિતાનો અસ્તકાળ આવેલો, અને પ્રેમાનન્દ જેવામાં કવિની પ્રતિભા સ્ફુરતી દેખાવા લાગી. એ સર્વ સંયોગોને તે સમયની જનસમાજ એક ચમત્કારરૂપે ગણી કાઢે એમાં નવાઇ નથી. એટલું તો નહિ, પરન્તુ તેવા ચમત્કાર પરત્વે અન્ય કોઇ સંતોષકારક ખુલાસો ન મળતાં તેવી સમાજ પ્રેમાનન્દની શકિતને પ્રભુપ્રસાદ કે સિદ્ધકૃપા માની લે એ અધિક સંભવવાળું છે. કોઇ સિદ્ધે આવી પ્રેમાનન્દને વર આપ્યો હોય તેમાં પણ અશ્રદ્ધા રાખવા જેવું નથી. પોતાના ઉદરપોષણાર્થે કરેલી પ્રેમાનન્દે ઉત્સાહ ભરેલી પ્રવૃત્તિ તથા શાળાને અભાવે કરેલો સત્સંગ, એ બે વાતોને અમો તેની પ્રતિભાને પ્રજ્વલંત કરનાર તત્ત્વો ગણીએ છીએ. પ્રેમાનન્દની અપૂર્વ પ્રતિભાથી ચકિત થઇ ગયલી જનસમાજ પ્રેમાનન્દમાં ચમત્કાર જુએ તે વિશેષ સંભવવાળું છે.

વાયુની સહાયતાથી જેમ સ્ફુલિંગમાંથી ભડકો થાય છે, તેમ પ્રેમાનન્દને જનસમાજ તરફથી મળેલા પ્રોત્સાહનના પરિણામમાં તેની કાવ્યશકિત સળગી ઉઠેલી અને તેમાંથી એવો તો પ્રકાશ પડવા લાગેલો કે, પ્રતિભાહીન તથા પ્રતિભાબીજવાળાં મનુષ્યો તેના તેજમાં અંજાઇ જવા પામ્યાં. તેના પુત્ર વલ્લભે તેની કાવ્યશક્તિનું મૂળ પૂર્વાશ્રમમાં પાટણના નાગર રામચરણ હરિહર નામના સાધુની સત્સંગનેજ ગણ્યું છે. અને સત્સંગ–અનુકૂળ સુસંયોગ–શું નથી કરતો ? આ સાધુથી ઉત્તેજિત થઇ,

પ્રેમાનન્દે ગૂજરાતી ભાષાની કાવ્યોદ્યાનની ખરડાઈ ગયલી ભૂમિને ખેડી, અને તેમાં સુશોભિત કાવ્યતરૂઓ રોપી દીધા.

ગૂજરાતી ભાષાના પરમપૂજારી પ્રેમાનન્દે ક્યા વર્ષથી કાવ્યદેવીની ઉપાસના કરવા માંડી તે વિષે જો કે ખાત્રી સાથે કહી શકાતું નથી, તથાપિ એટલું તો નિઃસંદેહ કે, તેણે પોતાના બુદ્ધિબળ ઉપરજ અવલંબીને જીવનયાત્રા પૂરી કરવાનો નિશ્ચય કર્યો હતો. તેણે સુદામાચરિત્રમાં લખેલું છે તે પ્રમાણે "ઉદર નિમિત્ત" સુરત તથા નંદુરબારમાં જઈને નિવાસ કરેલો, અને અનેક પ્રકારનાં કષ્ટ વેઠી વેઠીને ભાગવતનો "અષ્ટમસ્કંધ" સંપૂર્ણ લખી કાઢેલો. તે પહેલાં તેણે તે ગ્રંથ સુરતમાં રહીને લખવા માંડેલો, એટલે કદાચ "સપ્તમસ્કંધ" પણ તેણે ત્યાં રહીને લખેલો હશે એમ કહી શકાય. તેને હાથે રચાયલા પ્રહલાદઆખ્યાન ઉપરથી સમજાય છે કે, તેણે "ષષ્ટમસ્કંધ" પણ "પૂરણ" કરેલો. નરસિંહ મહેતાના પિતાનું "શ્રાદ્ધ" ઈ. સ. ૧૬૮૧ માં નંદુરબારમાં રહીને "મહેતાના ભક્ત ઘણેરા" તેથી તેમને રીઝવવા અર્થે લખેલું. એટલે તે વખતે તેનું વય આશરે ૪૫ વર્ષનું હોવું જોઈએ. ઈ. સ. ૧૬૭૦ માં સુરતમાં રહીને તેણે અષ્ટાવક્ર આખ્યાન લખેલું, એટલે તે સમયે તે ૩૪ વર્ષની વયનો હોવો જોઇએ. ઇ. સ. ૧૬૬૭ માં તેણે વડોદરામાં રહી ઓખાહરણ લખેલું. ઇ. સ. ૧૬૬૪ માં તેણે વડોદરામાં પોતાના મિત્રમાધવને રીઝવવા અર્થે એક ઘડીમાં વાંચી શકાય તેવું લક્ષ્મણાહરણકાવ્ય લખી કાઢેલ. આ વર્ષ પૂર્વે તેણે સ્વર્ગનિસરણી સિવાય અન્ય (કાવ્યદોહન પ્રમાણે) કોઇ પણ કાવ્ય લખેલું કે કેમ તે સાધનને અભાવે કહી શકાતું નથી. તેથી અનુમાન કરવાને કારણ મળે છે કે, કવિ પ્રેમાનન્દ કવિ તરીકે તે વર્ષમાં 'હોડ' થી બ્હાર પડયો. તે પહેલાં, પોતાની કાવ્યશક્તિમાટે ખાસ દાવો કરતો નહિ હશે; પરંતુ તે કથાપુરાણ વાંચવાના ધંધાસાથે પોતાના મનને ખુશી કરવા અર્થે **સ્વર્ગની નિસરણી** જેવાં કાવ્યો બનાવવાનો અભ્યાસ કરતો હોવો જોઈએ. એથી ઈ. સ. ૧૬૬૪ સુધીના કાળને આપણે પ્રેમાનન્દનો **સાધનકાળ** કહીએ તો ખોટું નથી. એટલે પ્રેમાનન્દે પોતાનું અઠ્ઠાવીશ વર્ષ સુધીનું વય શાસ્ત્રપુરાણો, પ્રાચીન કવિનાં કાવ્યો તથા કવિતા કરવામાં આવશ્યક ગણાતાં સાધનો પ્રાપ્ત કરી, વાંચી લેવામાં તથા તે દ્વારા પોતાનો નિર્વાહ ચલાવવામાં ગાળ્યો હશે એવું અનુમાન સહજ કરી શકાય તેમ છે. એ પ્રમાણે સામગ્રીસંપન્ન થઇને તેણે વડોદરા

છોડી, કંઈક અધિક અર્થપ્રાપ્તિની આશાથી તથા તે વડે પોતાની ઉત્કટ આશા તૃપ્ત કરવાના હેતુથી, પરદેશ ખેડવાનો સંકલ્પ કર્યો હોવો જોઇએ. પછી વડોદરેથી સુરત, અને સુરતથી નંદુરબાર, એ પ્રમાણે તેણે પ્રવાસ કર્યો હશે એવું તેનાં કાવ્યો ઉપરથી આપણા જાણવામા આવે છે. પ્રેમાનંદકૃત ગ્રથો નીચે મુજબ છે —

(૧) સ્વર્ગનિસરણી, (૨) લક્ષ્મણાહરણ ઇ સ ૧૬૬૪, (૩) ઓખાહરણ ઇ સ ૧૬૬૭, (૪) અંટાવક્રઆખ્યાન ઇ સ. ૧૬૭૦, (૫) ચંદ્રહાસ આખ્યાન ઇ સ. ૧૬૭૧, (૬) અભિમન્યુ આખ્યાન ઇ. સ ૧૬૭૧, (૭) મદાલસા આખ્યાન ઇ સ ૧૬૭૨, (૮) માર્કંડેયપુરાણ શરૂ ઇ સ ૧૬૭૨ થી પૂરૂ ઈ સ ૧૭૦૯, (૯) ઋષ્યશૃંગ આખ્યાન ઇ સ ૧૬૭૩, (૧૦) હુંડી ઇ સ ૧૬૭૪, (૧૧) દ્રૌપદી સ્વયંવર ઇ સ ૧૬૮૦, (૧૨) શ્રાદ્ધ ઇ. સ ૧૬૮૧, (૧૩) માધાતા આખ્યાન ઇ. સ ૧૬૮૧, (૧૪) સુદામાચરિત્ર ઇ સ. ૧૬૮૨, (૧૫) મામેરૂ ઇ સ. ૧૬૮૩, (૧૬) સુધન્વા આખ્યાન ઇ. સ ૧૬૮૪, (૧૭) રણયજ્ઞ ઇ સ ૧૬૮૫, (૧૮) નગાખ્યાન ઇ સ ૧૬૮૬, (૧૯) દ્રૌપદીહરણ ઇ. સ ૧૬૮૮, (૨૦) સુભદ્રાહરણ ઇ સ ૧૭૦૨, (૨૧) રૂક્મિણીહરણ (૨૨) દાણલીલા, (૨૩) વામનચરિત્ર, (૨૪) વિવેકવણઝાર, (૨૫) ભ્રમરપચીસી, (૨૬) હરિશ્ચંદ્ર આખ્યાન, (૨૭) દેવહૂતિ આખ્યાન, (૨૮) રામાયણ (૨૯) મહાભારત, (૩૦) રૈવા આખ્યાન, (૩૧) અશ્વમેધ, (૩૨) મનજવેન, (૩૩) વાલ્ભ ઝગડો, (૩૪) દાગનાખ્યાન, (૩૫) શામળશાનો વિવાહ, (૩૬) પ્રભુવાહન આખ્યાન, (૩૭) નરકાસુર આખ્યાન, (૩૮) કાળિચરિત્ર આખ્યાન, (૩૯) શ્રીમદ્ભાગવત્ દશમ સ્કંધ આદિ.

ઉપર બતાવેલાં પૌરાણિક કાવ્યો ઉપરાંત તેણે હારમાળા, સત્યભામા રોષદર્શિકાખ્યાન નાટક, તપત્યાખ્યાન નાટક, પાંચાળીપ્રસન્નાખ્યાનનાટક, ઇત્યાદિ કેટલાંએક નાટકો પણ લખેલા છે એવું રા. બા. હરગોવિંદદાસ કાંટાવાળાનુ કહેવું છે. પરન્તુ રા. રા. નરસિંહરાવ દિવેટીઆ તે પુસ્તકો (નાટકો) પ્રેમાનન્દની કૃતિઓ ન હોવાનો સંભવ દર્શાવનારી પ્રમાણપરંપરા પ્રેમાનન્દના નાટકો એ નામના પોતાના લેખમા આપે છે અમે પોતે પણ પ્રેમાનંદકૃત મનાતી હારમાળા વિષે અમારા ભક્ત કવિ નરસિંહમહેતાના જીવનચરિત્રમાં પ્રશ્ન ઉઠાવ્યો છે. એટલે ઉપરનાં પુસ્તકો રચ્યાં વિષે હજુ કશો નિર્ણય થયો નથી.

**કાવ્યોની વસ્તુસંપત્તિ.** કવિ પ્રેમાનન્દની કાવ્યગ્રંથમાળાના મણકાઓ આપણે ઉપર બતાવી ગયા છીએ, એટલે હવે તે માળા તથા તેમાં ઓતપ્રોત થઇ રહેલા સૂત્ર વિષે આપણે સંક્ષિપ્ત સમાલોચના કરી શકીશું. પ્રેમાનન્દની પૂર્વે થઇ ગયલા કવિઓની છાપ તેનાં પોતાનાં કાવ્યોના વસ્તુઓ ઉપરથી સ્પષ્ટ દેખાઇ આવે છે. નરસિંહમહેતાનાં કાવ્યો

જેવાં કે સુદામાચરિત્ર, સામલદાસનો વિવાહ, દાણલીલા તથા તેણે આત્મકથા વિષે કરેલા ઇસારાઓ; ભાલણકૃત નલાખ્યાન તથા દાણલીલા, ખંભાતના શિવદાસ નાગરકૃત દ્રૌપદીસ્વયંવર; ભીમકૃત હરિલીલા સોળકળા, વસ્તારચિત સુભદ્રાહરણ વગેરે પંદરમા તથા સોળમાં શતકના કવિઓનાં કાવ્યોનાં વસ્તુઓનાં પ્રતિબિંબ પ્રેમાનન્દના કાવ્યોમાં તરતાં દેખાય છે. કવિ પ્રેમાનન્દે કોઇ પણ કાવ્ય માટે કોઇ પણ વસ્તુ પોતે ઉપજાવી કાઢેલ નથી. એની ઉત્પાદક શક્તિ એના પોતાના સમકાલીન શ્યામળ (સામળ ભટ્ટ) કરતાં ઉતરતા પ્રકારની તથા ઘટનાશક્તિ ઉંચા પ્રકારની હોય એવું કહી શકાય. પૌરાણિક કથાઓના નિરંતર અભ્યાસે તે કવિને પુરાણોનાજ વિષય મળ્યા, અને લોક બુદ્ધિ ધર્માનુરાગી હતી તેથી તેનાં તેવાં પુરાણકથા–વિષયક કાવ્યો જનસમાજને પ્રિય થઇ પડ્યાં. પ્રાકૃત ગૂજરાતી ભાષાદ્વારા સંસ્કૃત પુસ્તકોનું જ્ઞાન જનસમાજને આપવાનું મંગલાચરણ તો તેની પૂર્વે થઇ ચૂક્યું હતું; તથાપિ તે પ્રવૃત્તિને ફરીથી પુષ્ટ આપી સવથી અધિક અંશે વેગવતી અને સર્વદેશીય કરવાનું માન પ્રેમાનન્દનેજ પ્રાપ્ત થાય છે.

**તેનું કવિત્વ તથા ભાષાજ્ઞાન.** પ્રેમાનંદનું કવિત્વ ઉત્તમ પ્રતિનું કહી શકાય. તેનામાં રહેલી ઉત્તમ પ્રકારની ઘટના શક્તિએ તેને ઉંચા પ્રકારનો કવિ બનાવ્યો છે. દેવકથાના મૂળ રસને ઝીલી લઇ, તેણે પ્રૌઢ, રસાળ તથા વર્ણનાત્મક ભાષામા તેના તે રસને જાળવી રાખી વહેતો કરેલો છે. માતૃભાષાના અભિમાનથી ઉત્પન્ન થઇ આવતા ઉત્સાહના ઉમળકાએ તેને કલ્પનાના પ્રદેશો સુધી ઉડાવ્યો છે અને તેથી અતિશયોક્તિ ઠામઠામ કરવાની તેને ટેવ પડેલી છે. વસ્તુનો વિસ્તાર કરતાં તેને સારો આવડે છે. વિસ્તાર ભયથી તે અટકતો નથી. એટલે અતિશયોક્તિ અને અતિવિસ્તરણને અંગે રહેતા દોષો તેના કાવ્યોમાં પ્રવેશ કરી જવા પામ્યા છે, અને તે એટલે સુધી કે કોઇ કોઈ પ્રસંગે પાત્રોની પાત્રતાને ઝાંખપ પણ લાગી જવા પામી છે. કાવ્યો લખવામાં કવિનો ઉદ્દેશ ગૂજરાતી ભાષાને બને તેટલી સંપૂર્ણાંશે શણગારવાનો હતો, તથાપિ લોકપ્રિયતા–લોકકીર્તિ સંપાદન કરવાનો તેનો હેતુ આપણને તેનાં કાવ્યોમાંથી દૃષ્ટિ ગોચર થયા વિના રહેતો નથી. તેની "રીઝવવા" ની રીતિએ તેનામાં દોષો આણેલાં છે; પરન્તુ તેમાં તે નિરૂપાય હતો; કારણ કે

તે વિના તેનાથી લોકોનું ઘણું આકર્ષણ થઇ શકે તેવી અનુકૂળતા નહિ હતી. પ્રજ્વલંત કલ્પનાની ખોટ તેની ટકોળ-મર્મહાસ્ય-કરવાની રીતિથી પૂરાય છે; અને તેનું વિશાળ ભાષાજ્ઞાન તેવી કૃત્રિમતાની સાંધને ઢાંકી રાખે છે. ઉપર ઉપરથી વાંચનારને એટલે સાધારણ રીતે, પ્રેમાનંદના કાવ્યો અપૂર્વ રસવાળાં, હૃદયંગમ તથા શ્રુતિ મનોહર લાગે છે એ નિઃસંદેહ; પરંતુ ઉંડા ઉતરી કાવ્ય શાસ્ત્રની દૃષ્ટિએ તેમનું પૃથક્કરણ કરનાર કહી શકે તેમ છે કે, તેનું પાત્રનિરૂપણ કેટલેક અંશે દોષિત તો દેખાય છેજ. આ એક દોષથી પ્રેમાનંદની કીર્તિમાં કંઇ ઓછપ આવતી નથી; પરંતુ ચંદ્રમાં કલંક હોવા છતાં તે જેમ શીતળ, મધુર તથા ચારુ કાન્તિવાળો ગણાય છે તેમ તેના સંબંધમાં પણ સમજવાનું છે. મહેતાના વર્ષાકાલ પછી, અને વસ્તાના શરદ કાલ બાદ, વસંતાગમ તો પ્રેમાનન્દથીજ થયો છે. ગુર્જર પૌરાણિક કાવ્યોનો પૂર્ણ ભાનુ તો પ્રેમાનન્દજ. રસના વિષયમાં તે જેટલો કરૂણ અને હાસ્યરસ અચ્છી રીતે ઘટાવી શકયો છે તેટલો અન્ય કોઇ રસ જમાવી શકયો નથી. જનસ્વભાવ તથા સંસાર વ્યવહારની વાતો ...ં કહી બતાવવામાં તે નિપુણ છે; અને તેમાં તે આડું અવળું જોવાની તસ્દી લેતોજ નથી. વળી પુરાણી પ્રેમાનન્દ કથા કરવાના વિષયમાં જેટલો કુશળ દેખાય છે તેટલો જ્ઞાનના વિષયમાં દેખાતો નથી. જ્ઞાનના વિષયમાં તેની કાવ્ય સરિતા શુષ્ક થઇ જાય છે; તેનું પૌરાણિક ભાષા ગૌરવ ક્ષીણ પડી જાય છે. તેના ભાષાજ્ઞાન પરત્વે બોલતાં અમારે જણાવી દેવું જોઇએ કે, તેણે ગુજરાતી ભાષાના શબ્દ ભંડારમાં એક એવો તો કાયમનો વધારો કરી દીધો છે કે, તેના તે મહ ઉપકારનો કદિ પણ અસ્વીકાર થઇ શકે તેમ નથી. તેના સમયમાં મુસલમાનોનાં પગલાં જો કે આ દેશમાં થઇ ચૂકયાં હતાં, તથાપિ જનસમાજની સપાટી ઉપર હજુ તેમનો રંગ લાગવો શરૂ થયલો. તેથી આપણા આ કવિની ભાષામાં ફારસી તત્ત્વ કવચિતજ જોવામાં આવે છે. કવિએ છંદો બદ્ધ કાવ્યો કરતાં દેશી રાગ-ઢાળ વગેરેમાં કવિતાઓ બનાવેલી છે.

વડવાઇઓ

નરસિંહ વડના ટેટાઓમાંથી પ્રેમાનન્દ રૂપી જે મહાવડનું વૃક્ષ વટોદર (વડોદરા) ની ભૂમિમાં ઉગી નીસર્યું તેમાંથી અનેક વડવાઇઓ ફૂટી, મૂળ ઘાલી બેઠી અને વિસ્તાર પામતાં પામતાં કવિઓનો કબીરવડ

અઝૂમી નીકળ્યો. ભાષાભક્ત, પુરાણપ્રેમી પ્રેમાનન્દે પોતાની આસપાસ એક નવી સૃષ્ટિ ઉભી કરી મનુષ્યમાત્રનાં નેત્રોને આકર્ષી લેવાનો ભગીરથ પ્રયત્ન આરંભેલો અને તે પ્રયત્ન ફલીભૂત કરવાના હેતુથી તેણે અનેક શિષ્યો બનાવ્યા હતા. તેમાં પોતાનો પુત્ર વલ્લભ, ડભોઇનો રત્નેશ્વર, પ્રેમાનંદકૃત, દશમસ્કંધ પૂરો કરનાર સુંદર, સુરેખાહરણનો કર્તા વીરજી, ગિરિધર તથા દ્વારકો એટલા મુખ્ય હતા, અને તે સર્વેએ પ્રેમાનન્દને કવિગુરૂમાની તેની દીક્ષા પ્રમાણે શિષ્યધર્મ યથાશકિત બજાવેલા છે, અને પુરાણોના વિષય સિવાય ભાગ્યેજ અન્ય કોઇ વિષય ઉપર લખેલું છે.

આ મહાકવિનું મરણ ઇ. સ. ૧૭૩૪ ના અરસામાં તો થયું હોવુંજ જોઇએ; કારણકે તેની પાછળ ઇ. સ. ૧૭૪૭ માં તેના શિષ્ય સુંદરે તેનો અપૂર્ણ ગ્રંથ ભાગવત દશમસ્કંધ પૂરો કરેલો છે. મરણ વર્ષ ગમે તે હોય તો પણ તે કવિ દીર્ઘ આયુષ્ય ભોગવી, પોતાની વાડીને અગમગતી જોઇને, સસંતોષ આ જગતમાંથી ચાલ્યા ગયલા એમાં શંકા નથી. કવિ પ્રેમાનંદ-વિપ્ર પ્રેમાનંદ-ગુર્જરસાહિત્ય ભાનુનો આત્મા શાંતિને પામો, અને તેની ઉત્કટ અભિલાષા ભવિષ્યમાં પણ સફલ થાઓ, એમ કહી અત્ર વિરમીશું.




પ્રેમાનન્દશાળાનો શિષ્ય-સૂર્યમંડળનો એક ઉપગ્રહ-હરિદાસ ' વડોદરાનો વતની જ્ઞાતિએ વીશાલાડ વાણીઓ હતો'. તેનો જન્મ કયા વર્ષમાં થયો હતો તે જાણી શકાતું નથી. તથાપિ તેણે **સીતાવિરહ** નામનું એક કાવ્ય ઈ. સ. ૧૬૬૬ માં લખેલું છે તે ઉપરથી કહી શકાય કે તે સત્તરમા શતકનો તો કવિ ખરોજ; એટલું તો નહિ પરન્તુ તેણે કવિતા બનાવવાનું મોડેથી શરૂ કર્યું હતું. એ વાત ઉપર વિશ્વાસ રાખીએ, તો તેનો જન્મ ઈ. સ. ૧૬૩૦ પૂર્વે કલ્પી શકાય તેમ છે.

વણિક જ્ઞાતિનો તે હતો તેથી તે તેવા સમયમાં બહુ ભણેલો હોય એમ સંભવતું નથી, તથાપિ પ્રેમાનન્દના પરિચયથી તેની ઉપર જ્ઞાનના સંસ્કાર પડેલા, અને બુદ્ધિ ખીલતાં તે કવિપદને પામી શકયો. તેને એક પણ સંતાન નહતું; અને તે ૮૦ વર્ષની વયે ઘરભંગ થયો હતો. પ્રેમાનન્દની

"કવિવર ની" કૃપાથી પ્રેરાઇને તેણે, ઈ સ ૧૬૬૬ મા સીતાવિરહ, ઈ સ ૧૬૬૯ મા નરસિંહ મહેતાના પુત્રનો વિવાહ, ઈ સ ૧૬૭૧ મા મહેતાના પિતાનુ શ્રાદ્ધ, ઈ સ ૧૬૮૧ મા ભારતસાર વગેરે મ્હોટા તેર કાવ્યનથો લખેલા છે

ઉપરના ગ્રથો તપાસતા માલૂમ પડે છે કે, તે કવિએ નરસિંહ મહેતાને લગતા વિષયો ઉપર કાવ્ય લખવામા પોતાના ગુરૂ પ્રમાનન્દનુ અનુકરણ કરેલુ નથી તથાપિ એટલુ તો નિઃસદેહ કે તેના મહેતાવિષયકકાવ્યોમા પ્રેમાનન્દની જેટની શબ્દચમત્કૃતિ કે અર્થચમત્કૃતિ કે હાસ્ય રસનો જમાવ થયલો જોવામા આવતા નથી કવિ હરિદાસ મહેતાને લગતા, કેવળ પ્રાણ ધ શણ્ઠ્ઠુ થણી કરી, પૂજ્યબુદ્ધિનો આશ્રય લઈને, સાદી ભાષામા વૃત્તાન્તોજ આપી જાય છે ઉછળતો કાવ્યરસ તેની કવિતાનુ લક્ષણ નથી, શાત સદ્ભાવના તેની કવિતામાથી દેરી રહે છે આ કવિ કયા વર્ષમા મરી ગયો છે તે જણાયુ નથી, તથાપિ પ્રમાનન્દના મરણ પૂર્વે તેનુ મરણ થયુ હતુ, એવુ પ્રાચીનકાવ્યમાળાકાર જણાવે છે






તાપી નદીના તટ ઉપર આવેલા બુરાનપુરમા વિપ્ર કવિ વીરજીનો જન્મ થયો હતો કયા વર્ષમા તે કહી શકાતુ નથી પરન્તુ તેણે ઇ સ ૧૬૬૯ મા કામાવતીની કથા લખેલી છે તે ઉપરથી તેના જન્મવર્ષ વિષે અનુમાન થઈ શકે તેમ છે તેણે મહા કવિ પ્રમાનદ પાસે રહીને કવિતા કરવાનુ શીખેલુ તેથી આપણે જો પાચ વર્ષની વિદ્યાર્થી અવસ્થા ગણીએ તો ઇ સ ૧૬૪૦-૪૪ સુધીમા તેનુ જન્મ વર્ષ કપી શકાય તે જાતિએ મોઢ બ્રાહ્મણ હતો અને કામાવતીના અન્તમા તે પોતે લખે છે તેમ તે પોતે "વૃત્તિ નહિ, નિવૃત્તશુ" રહેતો હતો કદાચિત્ જીવનનિર્વાહ ચલાવવામા જોઇતા સાધનોનો તેને સકોચ નહિ હોય ! બુરાનપુરથી નીકળી તેણે "વિદ્યાઅર્થે" વત્પુર-વડોદરા સેવેલુ હતુ, અને વડોદરામા જઇ તે બુરાનપુરામા "મુકામ કરી રહ્યો હતો "પાવનરૂપ પ્રભુ પ્રેમાનન્દ" પોતાના ગુણ કોઇને ગાવા દેતો નહિ, તેથી આ કવિ વીરજી તેનુ નામ ક્વચિતજ આપે છે, પરન્તુ પો

તાના પ્રત્યેક કાવ્યમા તે પોતે "ગુરૂકૃપાથી, કવિકૃપાથી, મિત્રકૃપાથી" કવિતા કરતા શીખેલો એવુ મોઘમ મોઘમ જણા વ્યા વિના રહેતો નથી એ ઉપરથી સમજાય છે કે, કવિ પ્રેમાનન્દે શ્રમ લઈને વીરજીને કવિતા કરવાનુ શીખવેલુ, અને ઉપકારના બદલામા વીરજીએ તેને પોતાનો ગુરૂ માનેલો વીરજીને, એટલા માટે, પ્રેમાનન્દ શાળાનો ગણી શકાય એમ છે વીરજીના માતાપિતા તથા સમાગરકરન વિષે કશુ જણાયુ નથી

તેણે (૧) કામ ન્નીની કથા ઇ સ ૧૬૬ મા તથા (૨) બલિરાજાનુ આખ્યાન ઇ સ ૧૬૭૫ મા (૩) દશ અવતાર ઇ સ ૧૬૮૬ મા તથા (૪) ... (૫) સુરેખાહરણ અને (૬) વ્યાસ કથા એ પદ્યમા લખેલા છે

કવિ સામળની પેઠે તેણે સ્વકલ્પિત કામાવતીની વાર્તા લખી છે પરતુ તે કાવ્યમા કવિ પોતે પોતાના કવિત્વના જેટલા વખાણ કરે છે, તેટલુ વખાણવા લાયક કવિત્વ દેખાતુ નથી તે કથાને તે "અનુપમ" માને છે એટલુ તો નહિ, પરતુ તે કથા જાણે કે અદ્વિતીય હોય નહિ, એવુ પણ ધૃષ્ટતાથી કહેછે "અષ્ટાદશ ભાગ્ત" માથી પણ એવી કથા મળે એમ નથી એવુ તેનુ કહેવુ છે પોતાના કવિત્વનુ કેટલુ અભિમાન! બલીરાજાનુ આખ્યાન લખતા તે કહે છે

" ભાગવત ભારત પુરાણ પૂરા,
મરે વાંચી વાંચી, "
" બળિરાજાની કથા અમે તો,
એકઠી કીધી સાચી "

કવિનો જ્ઞાનમદ કેટલો હતો તેનુ ઉદાહરણ ઉપર આપેલી કડી થઈ પછી પોતે સર્વગુણસપન્ન, સર્વાંગે સર્વરસજ્ઞ, તથા ભાષાશાસ્ત્રી હોય નહિ, એવુ તેના દશાવતારની છઠ્ઠી કડી વાચતા આપણને સહજ સમજાઈ આવે છે ઠેકઠેકાણે તે આત્મસ્તુતિ તો કર્યાજ કરે છે, અને દાઢી પીટીને પોતાના કવિત્વના યશોગાન ગાયા કરે છે આ તેની વાણી ઉપરથી કહી શકાય કે વીરજી અભિમાની, છીછરા સ્વભાવનો તથા બહુશ્રુત નહિજ હશે કવિ પોતે કદાચ રસજ્ઞ હશે, પરન્તુ રસ જમાવવાની તેની શક્તિ ઓછી તો હોવીજ જોઇએ તેની ભાષા સસ્કારી છે, કાવ્યશાસ્ત્રનાતત્ત્વો વિષે તેનુ જ્ઞાન હોય એમ ભાસે છે, પરન્તુ અધૂરો ઘડો છલકાય ઘણો એ લોકોક્તિની તેની કવિતાઓ પ્રતિકૃતિ રૂપ છે દલ એ તેની કવિતાનુ લક્ષણ છે, અને કરી બતાવવા કરતા કહી બતાવવામા તે કુશળ દેખાય છે કામાવતીની કથા શ્રોતાઓને

કહી સંભળાવતાં તે વારંવાર તેમની કનેથી હુંકાર કઢાવવા મથે છે તે વાત તે કથાની એકંદર અરસિકતાનો પુરાવો છે.

તે કવિ કયા વર્ષમાં મરી ગયો છે તે હકીકત હજુ પ્રસિદ્ધિમાં આવી નથી.




પ્રેમાનન્દના શિષ્ય રત્નેશ્વરનો જન્મ કયા વર્ષમાં થયો હતો તે જાણવામાં આવતું નથી; તથાપિ પ્રેમાનન્દનો તે સમકાલીન હતો એતો નિઃસંદેહ છે. તેણે બનાવેલા "મૂર્ખાવલિ" નામના કાવ્યના અન્તમાં તેણે પોતાના પિતાનું નામ મેઘજી આપેલું છે. તેનો જન્મ ડભોઇમાં તે મેઘજી મેવાડા બ્રાહ્મણને ઘેર સુરજ નામની માતાને પેટે થયો હતો, એવી હકીકત પ્રાચીન કાવ્યમાળાકાર આપે છે. બાળવયમાં કાશી વગેરે વિદ્યોપાસક સ્થળોમાં જઈ તેમણે સંસ્કૃત ભાષાનો અભ્યાસ કરેલો; અને ત્યાર બાદ તેણે ડભોઇમાં આવીને ભાગવતની સપ્તાહ કરવા માંડેલી. ગોસાંઇજી મહારાજ તેની વિદ્વત્તાથી પ્રસન્ન થઈ તેની સ્તુતિ કરવા લાગ્યા, એટલે ગામના પુરાણીઓને તેની ભણી દ્વેષ થઇ આવ્યો. પુરાણીઓ તેની પાછળ પડ્યા, અને રત્નેશ્વર ડભોઇ છોડી વડોદરે ગયો. વડોદરામાં કવિ પ્રેમાનન્દ સાથે પરિચય થતાં, તે મહાકવિએ તેને ગુજરાતી ભાષામાં કાવ્યો કરવા તથા સંસ્કૃત પુરાણોની વાતો ગુજરાતીમાં ઉતારવાનો ઉપદેશ આપ્યો, અને રત્નેશ્વરે તે દીક્ષા સ્વીકારી.

પછી ડભોઇમાં જઈ તેણે પુરાણીઓની સ્પર્ધા કરવાના નિમિત્તે ઇ. સ. ૧૬૮૪ માં ભાગવતના પ્રથમ સ્કંધનું ભાષાન્તર ગુજરાતીમાં કરી નાંખ્યું. ડભોઇથી નીકળી તે ઓરનદીના તટ ઉપર આવેલા કેણુટ ગામમાં જઇને રહ્યો. ત્યાં દ્વાદશસ્કંધ પૂરા કરી, વડોદરે પ્રેમાનન્દને જઈ બતાવી, તેણે પાછા ડભોઇમાં જઈ નિવાસ કર્યો. કોઈ ભૂલાભાઇ અમીને તેની કદર કરીને ડભોઇમાં "રત્નેશ્વરના ઓરડા"થી ઓળખાતું ઘર તેને બાંધી આપ્યું. રત્નેશ્વરને બે પુત્રો હતા; પરન્તુ તેમનાં નામ ઠામ જાણવામાં આવેલાં નથી. તેણે બનાવેલા ભાગવતના બધા સ્કંધ જો કે મળી શકતા નથી; તથાપિ પ્રાચીન માળાકાર કહે છે તે પ્રમાણે તેણે બારે સ્કંધો પૂરા કર્યા હતા એવું અનુમાન કરવાનાં કારણો નથી એમ નથી.

રત્નેશ્વરે ભગવદ્ગીતાનું ભાષાન્તર ( ૨ ) રાધાકૃ-ષ્ણના મહિના, ( ૩ ) મૂર્ખ લક્ષણાવલિનું ભાષાન્તર ઇ સ. ૧૭૧૪, ( ૪ ) મહિમ્નસ્તોત્રનું ભાષાન્તર, ( ૫ ) શિશુપાળ વધ; ( ૬ ) સુજ્ઞાવલિ, (૭) જૈમિનિ કૃત અશ્વમેધનું ભાષાન્તર, ( ૮ ) ગંગાલહરીનું ભાષાન્તર; ( ૯ ) આત્મવિચાર ચંદ્રોદય; ( ૧૦ ) કામવિલાસ; ( ૧૧ ) રામાયણનો લંકાકાંડ વગેરે કાવ્યગ્રંથો લખેલા છે

રત્નેશ્વરનાં ઘણાં ખરાં કાવ્યો સંસ્કૃત ગ્રંથોનાં ભાષાન્તરરૂપેજ છે. તેણે રાગરાગણીનો બહુજ થોડો, પરંતુ સંસ્કૃત છંદોનો ઘણોજ સારો ઉપયોગ કરેલો છે; અને તે ઉપરથી કહી શકાય છે કે તેને પિંગળનું જ્ઞાન સારૂં હોવું જોઇએ. તેના કાવ્યગ્રંથોની ભાષા પ્રાચીન ગૌરવવાળી તથા સંસ્કારી છે; ઝડઝમક તથા અલંકારોથી શોભિતી છે. પ્રેમાનન્દના શિષ્ય તરીકે તેણે પોતાના ગુરૂના સંસ્કારોને પોતાના કાવ્યોમાં તાજા કરી રાખેલા સહજ નજરે પડયાવિના રહેતા નથી. તે કયા વર્ષમાં મરણ પામ્યો છે તે સનિશ્ચય કહી શકાતું નથી. તે વૈષ્ણવી સંપ્રદાય પાળતો હતો.






માનુષી કયાના છોડવાને ઉછેરી વૃક્ષ રૂપમાં લાવનાર કુશળ માળાકાર સામળના જન્મવર્ષમાટે કશું નિશ્ચયપૂર્વક કહી શકાતું નથી. તથાપિ તેના ઈ. સ. ૧૭૧૮ માં લખાયલા પદ્માવતીની વાર્તા-કાવ્ય ઉપરથી કહી શકાય કે, તે વાર્તાકાર કવિનો જન્મ ઈ. સ. ૧૭૦૦ પૂર્વે પચીશ-ત્રીશ વર્ષે થયો હોવો જોઇએ. અમદાવાદના વેગણપુર નામના પરામાં તે રહેતો હતો. તેના પિતાનું નામ વીરેશ્વર, તથા તેની માતાનું નામ આનન્દબાઈ હતું. લીલીભા નામની તેની બ્હેન હતી, અને "નાહાનાભટ" તેના ગુરૂનું નામ હતું. તેના પુત્રનું નામ પુરૂષોત્તમ હતું; અને કવિ સામળ પોતાના તે પુત્રનું નામ પોતાના કાવ્યોમાં ઠેકઠેકાણે આપે છે તેથી કહી શકાય છે કે, તેને તેની ઉપર દૃઢ પ્રીતિ હતી. સામળ શ્રીગૌડ માળવી બ્રાહ્મણ હતો.

પદ્માવતી વગેરે વાર્તાઓથી સામળનો કીર્તિવાયુ ગૂજરાતમાં વાવા લાગ્યો. પુરા-

ણોમાં આપેલી દેવકથાઓ સાંભળી સાંભળીને થાકી ગયલી ગૂજરાતને માનુષીકથાઓ સાંભળવામાં રસ પડવા માંડયો. મધ્યમવર્ગની તથા ભાટચારણો વગેરેની આવશ્યકતા સમજનાર જનસમાજને સામળની કથાઓથી વિનોદ પડવા લાગ્યો; અને તેના ઉદયકાળનાં પગલાં સંભળાવા લાગ્યાં. માતર પ્રગણાના " સિંહજ શિરોમણિગામના " કાછિયા કુળના લેઉવા કણબી પટેલ રખીદાસના સાંભળવામાં સામળની કીર્તિ આવી; તે ઉપરથી તેણે તેને પોતાને ગામ તેડાવીને સન્માન આપી પોતાના આશ્રય નીચે રાખ્યો. આ ઉપકારના બદલામાં **સામળે** તે પટેલનું ગુણુગાન પોતાનાં ઘણાં ખરાં કાવ્યોમાં, અતિશયોક્તિવાળી ભાષામાં કરેલું છે. વૈતાળ પચ્ચીશીનો ગ્રંથ **સામળે** લખેલો. તેને **રખીદાસે** પોતાના " ગુમાન " નામના ભાટને પાઠે કરાવેલો, અને તે ભાટ તેને ગાઈ બતાવતો, " દશ દિશ " માં ફરતો હતો. પરિણામ એ આવ્યું કે, **સામળનાં** કાવ્યો મધ્યમવર્ગની જનસમાજમાં–સંસારિયામાં અતિ પ્રિય થઈ પડ્યાં, અને તે કવિ પ્રેમાનન્દથી વયમાં નાનો છતાં, તેનો એક મ્હોટો પ્રતિસ્પર્ધી થઈ પડયો. વનછરાજશાળાનું મૂલ્ય અંકાવા લાગ્યું, અને કલ્પિત કથાઓ લખવાનો પાયો ગૂજરાતની ભૂમિમાં સુદૃઢ થઈ ગયો.

**સામળ** પ્રેમાનન્દથી ગાંજ્યો જાય તેવો નથી. પ્રેમાનન્દે જેમ પુરાણો તથા પ્રાચીન કવિઓના કાવ્યગ્રંથોનો આશ્રય લઈ તેમનામાંથી પ્રાપ્ત કરેલી સામગ્રીવડે ભવ્ય કાવ્યભવનો રચી કાઢેલાં છે, તેમ સામળે ભોજપ્રબંધ તથા વિક્રમરાજાને લગતી દંતકથાઓનો આશ્રય લઇને બહુશ્રુત નહિ એવાં, કેવળ સંસારમાં મગ્ન થઈ રહેનાર લોકલડાંને પ્રિય થઈ પડે-બોધક થઇ પડે તેવી, પરન્તુ મુખ્યત્વે કરીને સ્ત્રી–માહાત્મ્ય દર્શાવનારી, કલ્પના કુસુમોથી રંગબેરંગી બનેલી વાર્તાઓ રચી કાઢેલી છે. **સામળનાં** કાવ્યોની સંખ્યા બહુ મ્હોટી છે, અને જો કે તે તમામ ક્યારે ક્યારે રચાઇ હતી એ જાણવામાં આવતું નથી, તથાપિ તેના નામ નીચે મુજબ છે.

(૧) નંદબત્રીશી, (૨) પંચદંડ; (૩) અંગદવિષ્ટિ, (૪) રાવણ મંદોદરી સંવાદ; (૫) ઉદ્યમકર્મ સંવાદ, (૬) પદ્માવતીની વાર્તા ઇ સ ૧૭૧૮, (૭) ભદ્રાભામિની, (૮) સામળ રત્નમાળા, (૯) વિનેચટની વાર્તા, (૧૦) પાનની વાર્તા; (૧૧) રૂપાવતીની વાર્તા, (૧૨) વૈતાળ પચ્ચીશી–(સાંબામાં લાગ્યા ઇ. સ ૧૭૧૯ માં શરૂ કરી અને ૧૭૨૯ માં પૂરી કરી), (૧૩) બત્રીસ પૂતળીની વાર્તા, (૧૪) સુડા બહોતેરી, (૧૫) રેવાખંડ, (૧૬) શિવપુરાણ, (૧૭) રણછોડજીના શ્લોકો, (૧૮) બરાસ કસ્તુરી,

(૧૯) બોડાણો; (૨૦) ચંદ્રચંદ્રાવતી; (૨૧) કાશીમાહાત્મ્ય; (૨૨) શુક દેવાખ્યાન; (૨૩) સુંદર કામદાર; (૨૪) મદનમોહના; (૨૫) દ્રૌપદી વસ્ત્રહરણ; (૨૬) ભોજકથા; (૨૭) રખીદાસ ચરિત્ર; (૨૮) વિશ્વેશ્વરાખ્યાન.

સામળની વાર્તાના વિષયો કેવળ માનુષીજ છે. મધ્યમવર્ગનાં અસંસ્કૃત મનુષ્યોને પ્રાકૃત ભાષામાં વાર્તાઓ કરી તે દ્વારા બોધ આપવાને તેની કવિતાઓ સમર્થ છે; તથાપિ એટલું તો કહી શકાય કે, તેમનાં કાવ્યોનું રહસ્ય જો ન સમજવામાં આવે તો તેઓ અસદ્વૃત્તિ અવશ્યમેવ તો ઉત્પન્ન કરેજ ! **સામળ** પોતે તે વાત સમજતો હોય એમ લાગે છે, અને તેથી તેણે ઠેકઠેકાણે પ્રસંગોને અનુસરતા છપ્પાઓ–ઉપદેશ વચનોની ગુંથણી કરી દીધેલી છે. ઉચ્ચાશયો તુરતમાં ન સમજી શકનાર મનુષ્યોનાં હૃદયોમાં રસ ઉપજાવવા તેણે સ્ત્રીઓની પ્રેમ–ચર્યાઓને વિવિધ પ્રકારે વર્ણવી છે. પરન્તુ તેવું કરતાં તેણે પોતાનાં સ્ત્રી પાત્રોમાં ભ્રષ્ટતાને પેસવા દીધી નથી. અનેક રૂપધારિણી સ્ત્રીપ્રકૃતિનું આલેખન કરતાં આ કવિ સ્ત્રીઓને પુરૂષોની પેઠે આચરતી દેખાડે છે. પ્રેમની ખાતર પરિભ્રમણ કરનારી, કષ્ટ સહન કરનારી, કંઈ કંઈ પ્રપંચો રચનારી, શઠતાના પ્રયોગો કરનારી, સાહસમાં ઝંપલાવી પડતી, બેધડક પરપુરૂષોના સંસર્ગમાં આવનારી **સામળની** સ્ત્રી નાયિકાઓ, વિચક્ષણ બુદ્ધિવાળી, સ્વતંત્રવર્તનવાળી અને પુરૂષવર્ગની સ્પર્ધા કરનારી છે; મનોરથસિદ્ધિઅર્થે કોમળતાનો ત્યાગ કરનારી છે. તેનાં કાવ્યોમાં સ્ત્રી પુરૂષની પરીક્ષા કરે છે; અને પુરૂષ સ્ત્રીની પરીક્ષા કરે છે. તેવી પરીક્ષા થયા પછીજ તેઓનાં લગ્ન થાય છે. વળી આ કવિ જેટલે અંશે સ્ત્રી–ચરિત્રો વર્ણવી બતાવે છે, તેટલે અંશે તે પુરૂષોને પણ પરદેશ ખેડનારા, પોતાની અંગનાઓના વિરહથી સંગમોત્સુક થઈ જતા, દશકાના દશકા પર્યંત સ્વનગરથી ધનાર્જનઅર્થે છેક દરિયાપાર જનારા–પુરૂષાર્થદર્શક કાર્યોમાં પ્રવૃત્ત થઈ રહેલા પણ બતાવે છે. વિદ્યા, પરદેશગમન, સાહસ, શૌર્ય વગેરે માનવજીવનની પ્રગતિ કરનાર ગુણોની પ્રશંસા કવિ ડગલેડગલે કરીને, તે સમયની જનસમાજને પ્રવૃત્તિમય જીવન ગાળવાને બોધતો હોય–આવી પડેલી તંદ્રામાંથી ચંચળ બનાવવા મથતો હોય, એવું તેના પ્રોત્સાહક છપ્પાઓમાંથી નીકળી આવે છે. વિષયવાસનામાંથી સ્નેહભાવના વલોવી કાઢવા તે મથતો હોય નહિ, એવું સહજ દેખાઈ આવે છે. ઉચ્ચભાવનાવાળી જનસમાજને જો કે **સામળની** કવિતાઓ

બહુ ઉપયોગની નહિ થઈ પડે, તથાપિ મધ્યમ તથા કનિષ્ઠ બુદ્ધિનાં મનુષ્યોને ઉન્નતજીવનની મૂર્તિનાં તે એકંદરે દર્શન કરાવે તેવી છે. સામળની ભાષા સરલ, સાદી તથા હરકોઈ વર્ગના વાચકથી સમજી શકાય તેવી છે. તથાપિ સામળ 'મંતરજંતર,' ભૂતજાદુ, વગેરે અમાનુષી સાધનોનો ઉપયોગ કર્યા વિના રહેતો નથી. જનસ્વભાવ જેટલાં નાટક રચી શકે છે તેટલાં નાટકો તે પોતાના કાવ્યની રંગભૂમિ ઉપર ભજવી બતાવવામાં પાછો હઠતો નથી. પરન્તુ તેવું કરવામાં તેની કલ્પના અમર્યાદ પણ થઈ જાય છે. શૃંગાર બિભત્સ પણ પ્રસંગે પ્રસંગે થઈ જાય છે અને તેટલે અંશે રસક્ષતિ તેનામાં પ્રવેશ પામે છે. સામળે રસ, અલંકાર વગેરે કાવ્યના ઘરેણાંઓની મદદ તો લીધી છે; તથાપિ તે તેમને જમાવી શક્યો નથી. જોઇએ તેટલી કાંતિથી તેઓ પ્રકાશી શકતાં નથી. ફારસી શબ્દોનો ઉપયોગ તેના હાથથી સારી રીતે થવો શરૂ થયો હોય એવું પણ જાણવામાં આવે છે. હિંદુસ્તાનના જૂદા જૂદા ભાગોનાં નામનો પ્રથમ ઉપયોગ પણ તેણે જ કરેલો છે. સામળે દેશીઓ રાગરાગણીનો ઉપયોગ ન કરતાં ચોપાઇ, દોહરા, છપ્પા વગેરે છંદોનોજ ઉપયોગ કરેલો છે. સમસ્યાઓ લખીને તર્કશક્તિ, છળભેદ વગેરે વર્ણવીને ચાતુર્ય, તથા બોધવચનની હાક મારીને વાગબળ; વ્યાપારથી થતા લાભ, સંકટના સપાટામાંથી ઉગરીજતી પ્રેમભાવના વગેરે માનવજીવનની બહુ રંગીલીલા તેણે કુશળતાથી બતાવી છે. પોતાના યુગના કવિકુળમાંથી જૂદાં પડી નવી પ્રવૃત્તિ કરનાર તો સામળજ. પ્રેમાનંદના પુત્ર વલ્લભ "શ્યામળ તું શ્યામળા" એવા શબ્દો લખી સામળને ગ્રહણગ્રહ આપવા પ્રયત્ન કરે છે એ વાત, તથા પ્રેમાનન્દના શિષ્યો પ્રેમાનન્દની સાતમા આકાશ સુધી ચઢાવી દેનારી જે તેની સ્તુતિ કરે છે; એ સર્વ હકીકત ઉપરથી સમજાય છે કે, પ્રેમાનન્દે સામળને પોતાનો એક મહાન પ્રતિસ્પર્ધી માનેલો હોવો જોઇએ. સામળશાળાના કોઇ શિષ્ય ન હોવાથી સામળનો પક્ષ કોઇએ કરેલો નથી. તથાપિ એટલું તો નક્કી કે, સાધારણ વર્ગની જનસમાજને કવિતા વિષે શોખ ઉત્પન્ન કરાવનાર તે હતો, અને આજે પણ આપણે જોઇએ છીએ કે, સામળની વાર્તાઓ ગામડિયાં લોકો તથા આશક્ષિત મનુષ્યો હાલતાં ચાલતાં વાંચ્યાજ કરે છે; અને એ તેની લોકપ્રિયતાનું લક્ષણ છે.

સામળ ભટનું મરણ કયે વર્ષે, કયાં

થયું હતું તે કહી શકાતું નથી. તથાપિ તેનું મરણ ઈ. સ. ૧૭૩૦ પછી થયું હશે એવું કહી શકાય છે.




"પ્રેમાનન્દસુત" વલ્લભ–પ્રેમાનન્દની ફુલવાડીના એક મોહક પુષ્પનો જન્મ વડોદરામાં હરકોર નામની માતાને પેટે થયો હતો. પ્રાચીન કાવ્યમાળાકાર કહે છે કે, પ્રેમાનન્દની ૩૨–૩૩ વર્ષની વયે તે જન્મ્યો હતો. જ્ઞાતિએ ચોવીસો બ્રાહ્મણ હતો. આ કવિનું બાળવય કેવા પ્રકારનું હતું તે વિષે કહેવાને આપણી પાસે જો કે સપ્રમાણ સાધનો નથી; તથાપિ સાહિત્યપ્રેમી પિતાના ઘરમાં થયલો તેનો જન્મ, તેણે પોતે પોતાનાં કાવ્યોમાં બતાવેલી અપ્રતિમ પ્રતિભા તથા રસવૃત્તિ; એ સર્વ સાધનોના સાહાય્યથી આપણને સબળ અનુમાન કરવાનું કારણ મળે છે કે, તેણે પોતાના બાલવયમાંથીજ કાવ્યશાસ્ત્રનાં અંગો, પુરાણો વગેરે વાંચી તેમનો અભ્યાસ કરવાનું શરૂ કરેલું હોવુંજ જોઇએ; એટલુંતો નહિ, પરન્તુ તે પોતાની બાળાવસ્થામાંથીજ ઉખડેલ મગજનો તથા અભિમાની પણ હોવો જોઇએ.

એવું કહેવાય છે કે, અને વલ્લભની કવિતા સાક્ષી પૂરે છે કે, પ્રેમાનન્દે તેને કોઇની પણ સ્તુતિનાં કાવ્યો ન લખવાની આજ્ઞા આપી હતી, અને તેથી વલ્લભે કોઇની સ્તુતિ અર્થે કાવ્યો લખેલાં નથી. ફક્ત તેણે જો કોઇની ઘણીજ અતિશયોક્તિયુક્ત સ્તુતિ ગાઇ હોય તો તે પોતાના પિતાનીજ ! અને તે એટલે સુધી કે કોઇ પણ પ્રાકૃત કવિને તેણે પ્રેમાનન્દથી ઉંચો માન્યોજ નથી. વલ્લભની પિતૃભક્તિ તથા અભિમાની પ્રકૃતિ એ ઉભય તેને માટે જવાબદાર ઠરી શકે ! તથાપિ પ્રેમાનન્દ પોતે નિરભિમાની તથા વિનયશીલ હતો એવી હકીકત વલ્લભનાં કાવ્યોમાંથી નીકળ્યાવિના રહેતી નથી. પ્રેમાનન્દની મિલ્કતમાંથી તેણે તેનાં પુસ્તકો તથા થોડાં નાણાં સિવાય કશું લીધું નહતું તથા તેને એક પુત્રી હશે, એવું પ્રાચીન કાવ્યમાળાકારનું કહેવું છે. પ્રેમાનન્દ તથા વલ્લભ વચ્ચે થયલી કેટલીએક વાતચીતના પ્રસંગો પણ તે પુસ્તકમાં આપેલા છે. એટલે તે વિષે આપણે અત્ર લંબાણથી લખીશું નહિ.

કવિ વલ્લભે શૃંગારાદિ નવે રસમાં લખેલું છે. તેણે 'મિત્રધર્માખ્યાન, નામનું' સ્વકલ્પિત વસ્તુવાળું એક કાવ્ય ઇ. સ.

१७०४ मां लखेलुं. ई. स. १७२१ मां कुंतिप्रसन्नाख्यान, ई. स. १७२४ मां दुःशासनरुधिरपान; ई. स. १७२५ मां यक्षप्रश्नोत्तर; तथा ते उपरांत द्रुपदनिधि; वसैभभ्रगडो; युधिष्ठिरवृकोदराख्यान, प्रेमानन्दकथा; वगेरे बीजां काव्यो पण लखेलां छे.

वल्लभनी वाणी उछळती तथा भाषा तीखी तमतमती तथा संस्कारी छे. अभिमानथी उद्धत थयली, तिरस्कारथी त्राड पाडती, तेनी शैली वाचनारना हृदय उपर स्पष्ट छाप पाडी शके छे. ते पोते पोताने "कुक्कड" रूपे वर्णवे छे तेथी तेनां काव्योमां पण कुकडाइना पटो वागेला छे. पोताना पिता प्रेमानन्दना प्रतिस्पर्धीरूप सामळने हेठो पाडतां ते कवे छे:—

" शाम लक्षणवंता को, राय शुं सेवता;
अजायकूवतताजी, मागणनी रीत भजी,
यजवानुं ते न यजी, बने मोटा देवता,
गुजरातने कलंक, रेणुविना रेवता "

आवा प्रकारना वाग्प्रहार करवामां ते कुशळ छे. चंद जेवा कविने पण तेणे छोडयो नथी. पोतानां काव्योनां वस्तुओ महाभारतादिमांथी लइ, पोतानो ते तेवी चोरी करवा माटे बचाव करे छे. तेणे जो के ते प्रमाणे वस्तुओ लीधेलां छे; तथापि तेमने यथाविधि घटावी, रसरंगथी सुशोभित करवानुं मान तेने संपूर्ण मळी शके तेम छे. वचमां वचमां आत्मस्तुति करतां ते अटकतो नथी. ते पोताने पोताना पिता करतां पण चढीयातो माने छे. रस, अलंकार शब्दार्थ–चमत्कृति, रागद्वेष, जुस्सो, उद्धताइ, अतिशयोक्ति तथा वक्रोक्तिओथी तेना काव्यग्रंथो भरपूर छे. जेनी तेनी धुळ झाटकवामां ते निरंकुश छे. पिताना अभिमाने ते आंधळो बन्यो हतो, अने पोतानी शक्तिए तेने बेफीकरो बनावेलो. तेणे रागरागणीओने हडसेलो मारी, छंदोमां अने विशेषतः मनहर छंदमांज लखेलुं छे. तेनी वाणीनो वाट अस्खलित, वेगवाळो तथा रसथी उभरातो छे; अने तेनां काव्योमांथी देखाइ आवे के, तेने गरवा गूजरात माटे अनहद अभिमान हतुं. सारूं एटलुं गूजरातनुं एवुं तेनुं मानवुं हतुं. ते क्या वर्षमां मरी गयो छे ते सनिश्चय कही शकातुं नथी.



## नेमविजय.

नेमविजय कविनुं जन्मवर्ष जाणवामां आवतुं नथी. तथापि तेना काव्यग्रंथ शीलवतीनो रास–एना अन्तमां संवत् १७०० नुं वर्ष ग्रंथ–समाप्ति क्या वर्षमां

થઇ તે બતાવવા અર્થે આપેલું છે તેથી તે સત્તરમા શતકમાં જન્મ્યો હશે એવું સહજ કહી શકાય. તેણે બીજા કોઇ ગ્રંથો લખેલા છે કે નહિ તે, તથા તેને લગતી બીજી હકીક્ત જાણવામાં આવી નથી. તે કવિ જૈન હતો.

જૈન કવિઓએ અનેક રાસો લખેલા છે; અને તે રાસો આપણી ગૂજરાતી ભાષાના ઉત્પત્તિવિષયક ઇતિહાસમાં સારૂં સ્થાન મેળવી શકે તેમ છે; જો કે તેવા રાસો ઉપરથી ખાસ કરીને ગૂજરાતી ભાષાનું મૂળ સ્વરૂપ સમજાય તેમ નથી; કારણ કે રાસો લખનાર જૈનકવિઓનો સંપ્રદાય દેશમાં ચાલતી ભાષામાં ગ્રંથો લખવાનો નહિ, પરન્તુ પોતાના ધર્મગ્રંથો માગધી કે માગધી રંગવાળી ભાષામાં લખાતા હતા તે પદ્ધતિને વળગી રહેવાનો હતો. આ કારણને લીધે ભાષા–વિકાસની ભૂમિકાઓ ગોઠવતી વખતે તેવા એકપક્ષી રાસાઓ ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખી શકાય નહિ. તથાપિ તેવા રાસો ભાષાવિકાસના ઇતિહાસમાં રેખાદર્શક–સૂચક સ્તંભાવલિરૂપ તો થઇ પડશેજ.

નેમવિજય કૃત **શીલવતીનો** રાસ એક કલ્પિત કથા છે. ગ્રંથની ભાષા જો કે ગૂજરાતી જેવી દેખાય છે; તથાપિ અપભ્રષ્ટ ભાષા, મારવાડી, માગધી વગેરે અન્ય ભાષાઓના રંગો તેમાં ભળી રહેલા છે. જાતિ, પ્રયોગો તથા પ્રત્યયાદિ વ્યાકરણનાં અંગોની બાબતમાં તે આપણી ગૂજરાતીથી ઘણી જૂદી પડે છે. અન્ય ભાષાઓના શબ્દો તથા અપરિચિત શબ્દોની તેમાં ગુંથણી થયલી છે, તથાપિ ભાષાશાસ્ત્રીને તેના આ પુસ્તકમાંથી ઘણું જાણવાનું મળી શકે તેમ છે. જૈનસમાજના આચારવિચારો તે કાળમાં કેવા હોવા જોઇએ તે વિષે આ ગ્રંથ ઠીક અજવાળું પાડે છે. આ કવિનું મરણ કયા વર્ષમાં થયલું તે સાધનસંકોચને લીધે જાણી શકાતું નથી.

## સંક્ષિપ્ત વિવેચન.

સત્તરમા શતકનું વ્હાણું વાતાં, સોળમા શતકના પયોધરમાં પૂરાઇ રહેલા કાવ્યસરિતાના સલિલને આપણે અખાના પ્રચંડ વજ્રપાતથી બંધનમુક્ત થઇ, ફરીથી જોસબંધ વહેતું જોઇએ છીએ. પોષિત થયલી કાવ્યકુમારિકા પૂર્ણ યૌવનમાં આવેલી આપણી દૃષ્ટિએ પડે છે; તેનાં અંગેઅંગ પ્રફુલિત થતાં હોય એવું આપણા અનુભવનામાં આવે છે. અખો તેના જ્ઞાન–અંગ ઉપર મોહી પડે છે; પ્રેમાનન્દ તેની પૌરાણિક આર્યતાને વધાવી લે છે; સામળને

તેના ચંચળ વિલાસો લોભાવી લે છે. અખાએ કેવળ જ્ઞાન વિષયે જ ગાયું; પ્રેમાનન્દે દેવકથાનો ડંકો વગાડયો; અને સામળે માનુષીકથાનું ક્ષેત્ર વિસ્તાર્યું. ગૂજરાતની જનસમાજ તે કવિત્રયની સત્તા નીચે આવી બેઠી. અખો નીરસ-શુષ્ક લાગ્યો; પ્રેમાનન્દનાં કાવ્યો લોકપ્રિયતાને પામ્યાં અને સામળની મંડેલાણીઓ કણુંની પેઠે કવિજનોને ખૂચવા લાગી સ્પર્ધાકાળ શરૂ થયો. વાદવિવાદ મંડયા. કોઇ હાર્યોજીત્યો કહેવાયો નહિ. પ્રેમાનન્દ તથા સામળના પક્ષો બંધાયા અને અખો અંધારામાં પડયો. આગલા શતકોમાં કવિતા કરવામાં હેતુરૂપ રહેલી ધર્મભાવના-ભક્તિભાવના તિલાંજલિને પામી. ભાષાગૌરવમાં-કવિત્વમાં-કવિતવર્ગમાં ઉચ્ચતર થવાની ઐહિકઅભિલાષાનો અમલ વધી પડયો. કાવ્યદેવી ભક્તાણીનો વેશ છોડી સંસારિણી બનવા લાગી. ધર્મભાવનાના બંધનથી મુકત થયલું કવિત્વ પોતાને રૂચે તેવા કેકારવ કરવા લાગ્યું-ધર્મ તથા કવિતાના પ્રદેશોની સીમા અંકાવા પામી. આગલા શતકમાંથી સમજાવા મંડાયલો દેવ તથા મનુષ્ય વચ્ચેનો ભેદ આ શતકમાં અધિક સ્ફુટતાને પામ્યો. આત્મભાવના અંકુરો ફૂટયા. શામળના પ્રતાપે અલ્પબુદ્ધિવાળી જનસમાજ પણ કવિતાનું આસ્વાદન કરવા લાગી. દેવશક્તિની સાથે મનુષ્યશક્તિનાં પણ વાજાં વાગવા માંડયાં. પરિણામમાં કાવ્યોદ્યાન લીલીકુંઝાર બની, રંગીબેરંગી પુષ્પો ખીલ્યાં, અને તેમની સુગંધ સદાને માટે મગમગતી રહી ગઈ. આ શતકમાં મુસલમાની રાજ્યની અસર ભાષા ઉપર થઇ, અને ફારસીતત્ત્વ તેમાં પ્રવેશ પામ્યું. સમગ્ર રીતે જોતાં સત્તરમા શતકને ગૂજરાતી ભાષાનો યૌવન-યુગ કહીએ તો ખોટું નથી.



## વલ્લભ ભટ.

શક્તિભક્ત કવિ વલ્લભ ભટનો જન્મ કયા વર્ષમાં થયો હતો તે કહી શકાતું નથી; તથાપિ તેણે પોતાનાં કાવ્યોમાં, ઇ. સ. ૧૭૩૧, ૧૭૩૪ વગેરે સાલો આપી છે તેથી કહી શકાય કે, તેનો જન્મ આશરે ઇ. સ. ૧૭૦૦ ના અરસામાં થયો હશે. તેની જન્મભૂમિ અમદાવાદ, અને જ્ઞાતિએ તે "મેવાડા" બ્રાહ્મણ હતો. તેનાં માતાપિતા

કરવામાં રોકાયલો છે તેથી તે દેવીભકત થયો હશે એવું કહી શકાય ખરૂં. વલ્લભની કીર્તિ અદ્યાપિ પર્યન્ત તેના દેવી સ્તવનને આશ્રયેજ ટકી રહેલી છે. તેણે ગરબા ગરબીઓમાં લખેલું છે. કહેવાય છે કે, વૈષ્ણવમંદિરમાં તેનું એક વાર અપમાન થયેલું તેથી તેણે તે દિવસથી તે સંપ્રદાય છોડી શક્તિમાર્ગ સ્વીકારેલો.

વલ્લભે સત્યભામાનો ગરબો, આંખમીચામણીનો ગરબો, કમળાકંથના બાર મહિના; વ્રજવિયોગ, કનૈડાનો ગરબો, ધનુષધારીનું વર્ણન, ( ઈ સ. ૧૭૩૬ ) અંબાજીના મહિના, આનંદનો ગરબો, ઇ. સ. ૧૭૩૪, મહાકાળીનો ગરબો, આરાસુરનો ગરબો, અંબાજીના શણગારનો ગરબો, કળીકાળનો ગરબો ( ઇ. સ. ૧૭૩૧ ) વગેરે કાવ્યો લખેલાં છે.

વલ્લભકૃત કવિતાઓ સ્પષ્ટાર્થવાળી, સરલભાષામાં લખાયલી, ભક્તિના ઉમળકાવાળી છે; રસાલંકારથી રઢીયાળી અનેરી છે. બોલાતી ભાષાનાં વિશિષ્ટસ્વરૂપોની તેણે પોતાના કાવ્યોમાં ગુંથણી પણ કરેલી છે. તેનો કળિકાળ નો ગરબો તેના પોતાના સમયનું ચિત્ર આપનાર દર્પણ રૂપ છે. જનસમાજના આચાર વિચારમાં પ્રવેશ પામેલી ભ્રષ્ટતા તથા દેવલોક ગયલી દયાભાવના તથા દંભપાખંડનું વધી પડેલું જોર, વગેરે દેશની અધોગતિ કરનાર તત્ત્વોથી કવિના મનમાંથઇ આવતી ખળતરાના ઉદ્‌ગારોથી તે ગરબો ભરપૂર છે. વલ્લભના સમયમાં એટલે ઇ. સ. ૧૭૩૨ માં ભારે દુષ્કાળ પડેલો, તથા વય વિના છોકરીઓ માતાઓ થઈ બેસતી તથા કન્જીઆ કરવામાં આવતાં; એવી વાતો પણ તેનાં કાવ્યોમાં અમરત્વ પામી છે. " આઇ અમી છાંટો નાખિયે હો બહુચરી, છોરૂ ઢોરૂને ગ્રામ " એવા શબ્દોમાં તેણે દેશહિતાર્થ પ્રાર્થના પણ કરેલી છે. આ કવિની મરણતિથિ વિષે કશું જાણવામાં આવતું નથી.




આ કવિ રા. ઇચ્છારામના લખવા મુજબ ભાલેજનો મૂળ વતની પણ ડાકોરમાં રહેતો હતો. તેણે ઇ. સ. ૧૬૪૪ માં " ચેતી લે ચેત્યાનો અવસર, ફરી ફરી ક્યાં મળશે રે " એ પંક્તિથી આરંભાતું પદ લખેલું છે તે ઉપરથી સમજાય છે કે તેનો જન્મ ઇ. સ. ૧૭૧૦ ના અરસામાં થયો હોવો જોઇએ. તે જ્ઞાતિએ કોણ હતો તેની ખબર પડતી નથી; તથાપિ તેણે કોઇ વિપ્રને પોતાનો ગુરૂ માનેલો હતો. તેણે

શૃંગારરસના પટવાળી ભાષામાં શ્રીકૃષ્ણકીર્તનનાં પદો રાગ રાગણીમાં લખેલાં છે, તે ઉપરથી તે વૈષ્ણવસંપ્રદાયનો હશે એવું અનુમાન નીકળી શકે છે. તે ઉપરાંત તેણે થોડાંક ઉપદેશાત્મક પદો છંદોમાં પણ લખેલાં છે, અને તે વાંચવા ગમે તેવાં છે. તે કયા વર્ષમાં મરણ પામ્યો છે તે જાણવામાં આવ્યું નથી.



## કવિ કાલીદાસ.

કવિ કાલીદાસનો જન્મ કાઠિયાવાડમાં આવેલા નાગરતાલુકાના ગામ વસાવડમાં થયો હતો; પરન્તુ કયા વર્ષમાં તે જાણી શકાતું નથી. તથાપિ તેણે રચેલાં કાવ્યોમાં આપેલી ઇ. સ. ૧૭૬૧ ની સાલથી અનુમાન કરી શકાય છે કે, તેનું જન્મ વર્ષ ઇ. સ. ૧૭૨૫–૮૦ સુધીમાં હોવું જોઇએ. તે જ્ઞાતિએ વડનગરો નાગર ગૃહસ્થ હતો, તથા તેની અવટંક વસાવડા હોવી જોઇએ; કારણ કે વસાવડના નાગરોમાં ઘણા ખરા વસાવડા અવટંકના જ છે. કાલીદાસ શક્તિનો ઉપાસક હશે, એવું અનુમાન તેનાં કાવ્યો ઉપરથી થઇ શકે છે. તે પોતાના પ્રહ્લાદાખ્યાનના આરંભમાં શક્તિનું ભારવાળી, અસ્ખલિત પ્રવાહયુક્ત બાનીમાં સરસ્વતી સ્તવન રૂપે આવાહન કરે છે. તે તેનું દેવગંધારરાગમાં લખેલું કડવું એટલું તો મનોહર ચિત્ર સરસ્વતી દેવીનું આલેખી આપે છે કે, તેના વાંચનારને સુવિખ્યાત ચિત્રકાર રવિવર્માની કૃતિ 'સરસ્વતી'નું આપોઆપ સ્મરણ થઇ આવ્યાવિના રહેતું નથી આ કવિને લગતી બીજી જીવનકથા જાણવામાં આવી નથી એટલે આપણે તેના વિષે વિશેષ કહી શકીએ તેમ નથી.

તેણે ઇ. સ. ૧૭૬૧ ના વર્ષમાં પ્રહ્લાદાખ્યાન લખેલું છે. તથા તે ઉપરાંત ધ્રુવાખ્યાન, સીતાસ્વયંવર, ઇશ્વરવિવાહ, ચંડિકાના ત્રિભંગી છંદ વગેરે કાવ્યો પણ રચેલાં છે. આ તેનાં કાવ્યો સ્ત્રીસમાજમાં અતિ પ્રિય થઇ પડ્યાં છે. કાવ્યોની ભાષા સરલ પરન્તુ સંસ્કારી, અલ્પ પરન્તુ આવશ્યક અલંકારોથી શોભિતી તથા એકંદરે રસવાળી તથા રોનકદાર છે. તેના મરણવર્ષ વિષે કશું જણાયું નથી. વસાવડ ગામમાં તેના સંબંધી તપાસ કરતાં માલૂમ પડે છે કે, તેના હસ્તલિખિત અપ્રસિદ્ધ ગ્રંથો તેના કોઇ કુટુંબજનના કબ્જામાં છે; પરન્તુ તે પ્રાપ્ત કરી શકાય તેમ નથી. કહે છે કે, તેને દેવીનું ઇષ્ટ હતું.






" પ્રેમ પયોધરે ઝીલીએ, સદ્ગુરૂ સંતોનો સંગ " એવી રસમય વાણીમાં કવિતાવિનોદ કરનાર કવિ પ્રીતમદાસનો જન્મ ઇ. સ. ૧૭૩૦ માં વર્ષના અરસામાં થયો હતો. તેણે પોતાનાં ઘણાં ખરાં કાવ્યો સંધેસર કે જેમાં તે પોતે " સદા આનંદ વિલાસ " માનતો હતો, તેમાં રહીને લખેલાં છે, તે ઉપરથી તે ત્યાંનો વતની હશે એવું સિદ્ધ થાય છે. તે જાતે ભાટ હતો; પરન્તુ ભાટની ભાષા કરતાં તેની ભાષા વધારે સંસ્કારી હતી, અને તે ઉપરથી તે કોઇ પણ પ્રકારે વિદ્યાસંસ્કાર પામ્યો હશે એવું કલ્પી શકાય છે. રા. ઇચ્છારામે કાવ્યદોહનમાં તેના સંબંધમાં આવશ્યક એક ચિત્ર વૃત્તાંત આપેલું છે, તે આધારે કહી શકાય છે કે તેના પિતાનું નામ રઘુનાથદાસ હતું. આ રઘુનાથદાસની સ્થિતિ સારી હતી, અને તેથી પ્રીતમદાસને વહેલો પરણાવવામાં આવ્યો હતો. પ્રીતમદાસની પહેલી સ્ત્રીનું નામ પ્રેમાબાઇ હતું, પરન્તુ તેણી પ્રેમવિમુખી થઇને પોતાના પ્રિયતમ સાથે શાંતિથી રહી શકેલી નહિ. પ્રીતમદાસ પોતાની આ સ્ત્રીના કલેશો શાંતિથી સહન કરતો. પરન્તુ તે આખરે મરણ પામી, અને તે બીજી વખત પરણ્યો. આ બીજી વારના ઘરથી તેને સુખ પ્રાપ્ત થયું હતું. આ સિવાય બીજી હકીકત તેના વિષે જાણવામાં આવી નથી.

પ્રીતમદાસને ગોવિંદરામ નામનો ગુરૂ હતો, અને તેની કનેથી તેણે યથાર્થ જ્ઞાન પ્રાપ્ત કરેલું; એવું કાવ્યદોહનકાર જણાવે છે. પ્રીતમદાસનાં પ્રસિદ્ધ કાવ્યો વાંચતાં તેને જો કોઇ ગુરૂ મળ્યો હોય તો તે કોઇ હરિ નામનો હોય એવું લાગે છે. કદાચ તેણે ગોવિંદ કહેતાં હરિ-શ્રીકૃષ્ણનેજ પોતાના ગુરૂતો નહિ કલ્પ્યા હોય ! એ વાત ગમે તેમ હોય, તથાપિ તેણે " ગુરૂમહિમા " ગાયલો છે,એ વાત તેની ગુરૂમાં રહેલી અંધશ્રદ્ધાને પુષ્ટિ આપનારીતો છેજ; પછી ગુરૂ કોણ રૂપે હોય તેની કશી ફીકર નથી.

પ્રીતમદાસે ઇ.સ. ૧૭૬૪માં સરસગીતા (૨) ઇ. સ. ૧૭૭૬ માં કક્કો, (૩) ગુરૂમહિમા તથા જ્ઞાનમાસ ઇ. સ. ૧૭૮૧ માં ઉત્તરસંદા ગામમાં રહી શરૂ કરી ઇ. સ. ૧૭૮૩ માં સમાપ્ત કરી, લખેલ છે. તે સિવાય કૃષ્ણજન્મની વધાઇ, દાણની ગરબીઓ, પંદર તિથિઓ, ભક્તિપ્રકાશ, જ્ઞાનપ્રકાશ, પ્રાસ્તાવિક દોહરા,

ભાગવદ્ગીતા, અધ્યાત્મરામાયણ, જ્ઞાનગીતા વગેરે કૃષ્ણ-લીલા તથા જ્ઞાનને લગતી અસંખ્યેય કવિતાઓ પણ લખેલી છે. રાગરાગણી તથા છંદોનો પણ તેણે ઠીક ઠીક ઉપયોગ કરેલો છે.

પ્રીતમદાસનાં કાવ્યો બે પ્રકારનાં છે. નિષ્કામપ્રેમલક્ષણા ભક્તિનાં, તથા જ્ઞાનોપદેશનાં. તેમણે જ્ઞાનની કવિતાઓ લખી હશે તે પૂર્વે શૃંગારની સ્નેહભાવનાથી રસાર્દ્ર થયલા હૃદય બળને લીધે શ્રીકૃષ્ણનો મહિમા ગાયો હશે એવું અનુમાન થઇ શકે છે. તેને "નાગર નવલકિશોરસું" પ્રેમ બંધાયો હતો તેથી તેમને પ્રેમની "પીડા"નો અનુભવ થયો હતો. તેના તે દર્દના પરિણામમાં તેના મુખમાંથી જે જે ઉદ્ગારો નીકળેલા છે, તે તે સર્વે પ્રેમથી "પુનિત" થયલા, મૃદુતા તથા માંગલ્યથી મનોહર થયલા, અને શૃગારરસના ઉદ્દીપક ભાવોથી સુશોભિત બનેલા છે. પ્રેમઘેલી વ્રજનારીની પેઠે કવિ પોતે પણ પોતાના સ્વામીને રીઝવવા અર્થે ઘેલો બનતો હોય નહિ, એવું તેની કવિતા બતાવી આપે છે. તથાપિ તે કવિનો શૃંગાર ઉન્મત્ત થઇ અમર્યાદ થઇ જતો નથી. જ્ઞાનભક્તિનો ઉદય થતાં પ્રીતમદાસ "જગતનું સુખ ઝાકળનું છે પાણીરે" એ પ્રમાણે ગાઇને મનુષ્યમાત્રની અસ્વાધીનતાના વિષય ઉપર ઉતરી પડે છે. સંસારને ઇન્દ્રજાળરૂપે કલ્પી માનવ જીવનના ચર્યાઓને તે "ઓસ તણાં મોતી"રૂપે વર્ણવે છે.

આ કવિ હતો તો જો કે ભાટ, તથાપિ તેની ભાષામાં–તેની વાણીમાં વિલસી રહેલું લાલિત્ય સર્વ કોઇના ચિત્તને આકર્ષે લેવું છે. શબ્દોની ચુંટણી તથા ગુંથણીની બાબતમાં તે બીજા બધા જ્ઞાની કવિઓથી ચઢી જાય તેવો છે. નરસિંહની જ્ઞાન–કવિતાઓમાં જેમ કુમ્‌કુમ્ તથા કેસરની છાંટ દેખાય છે, તેમ આ કવિનાં તમામ કાવ્યોનું કલેવર પણ સ્નેહતંતુઓથી બનેલું છે. ભાષા સંસ્કારી છે, સરલ છે, અને કવિત્વદર્શક લક્ષણોથી અંલકૃત, ઉજાસવાળી છે. વિરહવ્યાકુળ વનિતાની તાલાવેલીથી માંડીને તે છેક વિરાગીને છાજતી વિલક્ષણવૃત્તિ સુધીની દશાના પડઘાઓ તેની કવિતાઓમાંથી સંભળાયા વિના રહેતા નથી. સગુણ ઈશ્વરની સેવા કરીને તેનું મન નિર્ગુણ બ્રહ્મનો અનુભવ–સાક્ષાત્કાર કરવા તરફ વળેલું હોય, અને તે વસ્તુમાત્રનું રહસ્ય સમજી "સુધારસ" પી ગયું હોય એવું આપણને સહજ જણાઇ આવે છે. તેનું મરણ ઇ. સ. ૧૮૦૦ પૂર્વે થયું હોય એમ જણાતું નથી.



## કવિ ત્રિકમદાસ.

નયવિશારદ કવિ ત્રિકમદાસનો જન્મ જૂનાગઢમાં ઇ. સ. ૧૭૩૪ ના વર્ષમાં થયો હતો. તેઓ વડનગરા નાગર ગૃહસ્થ હતા. તેમના પિતાનું નામ ભવાનીદાસ હતું. નરસિંહ મહેતાના કાકા પર્વત મહેતાના કુળમાં તેમનો જન્મ થયલો તેથી તેઓ વૈષ્ણવની અવટંકથી ઓળખાતા હતા. આ ભવાનીદાસ પોતે ફારસી ભાષામાં પ્રવીણ હતા. દિલ્હી શહેનશાહના સુપ્રસિદ્ધ વઝીર નિઝામુલ્મુલ્કનો વિશ્વાસુ અમીર મીર ઇસ્માયલ કે જે જૂનાગઢનો ફોજદાર હતો તેના તે દીવાન હતા; આ મીર ઇસ્માયલ વિરૂદ્ધ દિલ્હીમાં પ્રપંચ રચાયો તેથી ભવાની દાસે નિઝામુલ્મુલ્ક પાસે જઇને બધો ખુલાસો આપી દીધેલો, અને તેના બદલામાં તેની બુદ્ધિથી પ્રસન્ન થઇને ભવાનીદાસને તેણે પોતાની કને રાખી લીધા. દિલ્હી શહેનશાહની સાથે વિરોધ થતાં નિઝામુલ્મુલ્કે દક્ષિણ હિંદુસ્તાનમાં જઇ સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું, અને ભવાનીદાસ પણ પોતાના સ્વામીની સાથે જઇ રહ્યા. તેઓ બે ત્રણ વર્ષે પોતાની જન્મભૂમિ જૂનાગઢમાં જઇ આવતા. એક વખત પાછા ફરતાં વડોદરાના શ્રીમંત પીલાજીરાવ ગાયકવાડની મુલાકાત તેમને ગૂજરાતના સીમાડા ઉપર થઇ આવી. આ પીલાજીરાવ મહારાજે તેમને પોતાની પાસે રાખી લઇને ગૂજરાત જીતવાના તથા સંધિવિગ્રહ કરવાની મસલતને લગતા કામકાજમાં ભવાનીદાસની બુદ્ધિનો અચ્છી રીતે ઉપયોગ કરવા માંડેલો, અને શ્રીમંત ગાયકવાડ સરકારની સેવામાંજ તેમનું મરણ તલેગામમાં ઇ. સ. ૧૭૪૬ માં થયલું. આવા પ્રતાપી પિતાના મરણ સમયે ત્રિકમદાસનું વય માત્ર બાર વર્ષનું હતું. પરન્તુ ઐશ્વર્યયુક્ત પિતાના ઘરમાં જન્મ લીધાથી તેમણે પોતાની આયુ

ત્રિકમદાસે સંસાર પ્રવેશ ક્યારે કરેલો તે જાણી શકાતું નથી. તથાપિ તેઓ પોતાના કાવ્યમાં ઠેકઠેકાણે "ત્રિકમદાસ આશ પરિપૂર્ણ" લખે છે તેમ સર્વ રીતે સુખી હતા એ તો નિઃસંદેહ. તેમને સાત પુત્રો અને પુત્રી મળી આઠ સંતાનો હતાં, અને તે સર્વને આબાદ મુકી તેઓ વિદેહ થયા હતા. તેમના સાતમા પુત્ર રેવાશંકરને પોતાના પિતાના વારસામાં કવિત્વ તથા ભક્તિ મળેલાં હતાં.

ઇ. સ. ૧૭૫૨ થી તેમને જૂનાગઢના અખંડવિજયી દીવાન અમરજીનો સહવાસ થવા માંડેલો; તેથી તેના શૌર્યગુણથી પ્રોત્સાહિત થઇ તેમણે વડોદરાના શ્રીમંત મ્હોટા ફતેહસિંહરાવ મહારાજની સેવા સ્વીકારી મુલ્કગિરીકામદારનું કામકાજ કરવા માંડેલું. મુલ્કગિરી કારભારીના પદઉપર રહી ત્રિકમદાસે શ્રીમંત માનાજીરાવ મહારાજના સમયમાં ઇ. સ. ૧૭૯૫ ના વર્ષમાં સિદ્ધપુર આગળ મ્હોટી લડાઇ લઢી દિલ્હીની બાદશાહી ફોઝને હરાવી દિલ્હીનો રસ્તો પાછો લેવડાવી દીધો હતો; અને તેના બદલામાં શ્રીમંત ગાયકવાડ સરકારે તેમને બહુમાન આપેલું. મરણ પર્યન્ત એટલે ઇ. સ. ૧૭૯૯ સુધી ગાયકવાડ સરકારની ઉત્તમ સેવા કરી તેઓ શ્રીડાકોરનાથનાં ચરણસ્પર્શ કરી, "કર્મ જોગે જ્યાં જ્યાં ફરૂં જાદવા ! ત્યાં તમારી મને ભક્તિ દે જો" એ પ્રમાણે ગાતાગાતા હરિચરણને પામી ગયલા. પોતાને આવેલા સ્વપ્નાનુસાર સ્થળશોધ કરી નરસિંહ મહેતાના ચોરાને, પ્રસિદ્ધિમાં લાવવાનું પ્રથમ માન પણ તેમને જ ઘટે છે.

તેમનું સાક્ષરજીવન તેમના વીશમા વર્ષથી શરૂ થયલું. ગૂજરાતી તથા હિંદી ભાષામાં તેમણે પોતાનાં કાવ્યો સરસ બાનીમાં લખેલાં છે. "પરબત પચીશી" નામનું એક ગૂજરાતી કાવ્ય પુસ્તક તેમનું લખેલું પ્રસિદ્ધ છે. પરન્તુ તેમના બીજા બે મનોહર ગ્રંથો "હિંદી તથા ફારસી ભાષાઓના મિશ્રણથી છંદો બદ્ધ શ્રી રૂક્મિણી બ્યાહ" તથા ઇ. સ. ૧૭૯૨ માં લખાયલો "શ્રી ડાકોરલીલા" હજુ પ્રસિદ્ધિમાં આવ્યા નથી. તે ઉભય હસ્તલિખિત ગ્રંથો હાલમાં તેમના વંશજ રા. જયસુખરાય દુલેરાય મજમુંદારના ઘરમાં છે. તે બન્ને કાવ્ય ગ્રંથો કવિના કવિત્વ તથા ભાષા ગૌરવ વિષે ઘણોજ પ્રકાશ પાડે તેમ છે.





## ધીરોભક્ત.

જ્ઞાનના પાનથી " ધિંગડમલ " બનેલા **ધીરા**ના જન્મ વર્ષ વિષે નિશ્ચયપૂર્વક કશું કહી શકાતું નથી. તથાપિ પ્રાચીન કાવ્યમાળાકાર કહે છે તે પ્રમાણે તેમની પાસે આવેલ "લેખી પુરાવા" ને આધારે તેમનું મરણ ઇ.સ. ૧૮૨૫ના વર્ષમાં થયું હતું તેથી તે અઢારમા શતકમાં જન્મ્યો હતો એવું કહી શકાય છે. તે વૃદ્ધ વયે મરણ પામેલો તેથી તેનું જન્મવર્ષ ઇ.સ.૧૭૫૩ હશે એવું કલ્પી શકાય. આ કવિ જ્ઞાતિએ બ્રહ્મભાટ હતો, અને સાવલી પાસેના ગોઠડા ગામમાં તેનો નિવાસ હતો. તે બ્રહ્મજ્ઞાની થઇ ગયો તે પૂર્વે તે વૈષ્ણવપંથી હશે એવું અનુમાન સહજ થઇ શકે તેમ છે; કારણ કે તેણે શ્રીકૃષ્ણ નિમિત્ત કેટલાંક પદો લખી પોતાને પેલા "રૂડા **લાડ**કડાની લેહ લાગી" હોય એવું એવું શૃંગારિક ભાષામાં બતાવેલું છે. શૃંગારનું ઉદ્દીપન ઘણે ભાગે યૌવનમાં થાય છે, અને જ્ઞાનનો આવિર્ભાવ સામાન્યતઃ ઉત્તરાવસ્થામાં થાય છે. એ નિયમે ધીરો પણ પોતાના જીવનપ્રભાતમાં "રઢિયાળે" રચેલા "રંગમાં" રંગાયો હોય એ વિશેષ સંભવવાળું છે."ભાટ જેવી મારી વૃત્તિ હતી તે, ટાળી કરી બ્રહ્મ સમાન " "મંડળિયો કાઢવી ને મા'વ સમરવા, લેઇ કાંશી કિરતાર ( કરતાલ )"; આવાં આવાં આ કવિનાં અનેક વાક્યો જે જે સ્થળે જોવામાં આવે છે, તે તે સ્થળની આસપાસની પંક્તિઓ વાંચતાં સહજ સમજાઇ આવે છે કે, ધીરાને પોતાને પોતે તેવી સ્થિતિમાં " અપૂર્ણ છે " એવું ભાન થયલું, અને તેના પરિણામમાં તેણે કોઈ ગુરૂ શોધીને તેની પાસેથી " શૂન્યશિખરની વાતો " ભણી લીધેલી હોવી જોઇએ.

ધીરાના પિતાનું નામ પ્રતાપ બારોટ હતું, અને તેની માતાનું નામ દેવબા હતું. તેને બે ભાઇ કસનદાસ તથા બાપુજી નામના હતા. ધીરાની બાળાવસ્થા વિષે જોકે કશી હકીકત મળી શકતી નથી; તથાપિ તેણે રચેલા ગુરૂસ્વરૂપ નામના કાવ્યના બારમા પદ ઉપરથી જણાય છે કે, તેને તેના પિતાએ ભણવા માટે " અધ્યારૂને ઘેર " મુકેલો, અને તે અધ્યારૂએ તેને અભ્યાસ કરાવેલો. પરન્તુ જ્ઞાનાતુર **ધીરા**ને તેથી સંતોષ મળેલો નહિ તેથી તેણે ગુરૂ શોધવા માંડેલો. ધીરાના મનમાં યથાર્થ જ્ઞાન પ્રાપ્ત કરવાની જિજ્ઞાસા

જાગેલી, અને તેના પરિણામમાં તેણે અનેક "તપસી" ને જોવા તપાસવાનું કામ આરંભેલું. અન્તે અનેક પ્રકારની વિપત્તિઓ સહન કરતાં કરતાં તે છેક "વંઠી" પણ ગયલો; પરન્તુ તેટલામાં તેને કોઇ ગુરૂ મળી આવેલો. તે ગુરૂએ તેને ખરૂં જ્ઞાન આપતાં જણાવ્યું કે, "તારા અંતરમાં સહુ ત્રિલોવનનો ઠાકોર, સોર તન્ગ ગીનોરે * *" એ ગુરૂના પ્રતાપે ધીરાના મનના તમામ સંશયો છેદાઇ ગયા, અને "ધીરો* હીરો" બની જવા પામ્યો. ધીરાને જ્ઞાન પ્રાપ્ત થઇ ગયું એટલે તેણે ગુરૂસ્વરૂપ–ગુરૂ કેવો હોવો જોઇએ–એ વિષય ઉપર પદો લખવા માંડેલાં, અને શ્રીકૃષ્ણકીર્તન કરવાનું–સાકાર બ્રહ્મગાન કરવાનું ત્યજી દઇને નિરાકાર બ્રહ્મની 'ખોળય, કરવા માંડી હતી. તે પોતાના ગુરૂને "ગુર્જરખંડ આવ્યું રે, રત્ન અમૂલખ અતિ" એવા શબ્દોમાં વર્ણવી, "એવા ગુરૂજી કરવાનું, વર્ણન કેમ લખાય ?" એવું બોલી, તેમ કરવું તે પોતાની શક્તિસીમાની બહાર છે એવું માની અટકી પડે છે. ધીરાનો તે ગુરૂ કોઇ આદર્શ રૂપ હતો.

ધીરાની કુંટુંબ સ્થિતિ સારી હતી, અને તેના પિતાએ તેને સારી રીતે પાળી પોષી ઉછેરેલો. ગોઠડા ગામમાં ધીરાને ગ્રાસ હતો, અને તેથી જીવન નિર્વાહ સારી રીતે ચાલતો હતો. તેને જતનબા નામની સ્ત્રી હતી, પરન્તુ તે ભોળી પણ તામસી પ્રકૃતિની હતી. પ્રાચીન કાવ્યમાળાકાર કહે છે કે તે સ્ત્રી તેની ભામી થતી હતી, અને તેની સાથે તેણે પુનર્લગ્ન કરેલું ! .

ધીરાના જ્ઞાનની કીર્તિ ચોમેર ફેલાઈ હતી, અને તેની આસપાસ એક શિષ્યમંડળ બંધાયું હતું. સત્તરમા શતકમાં રસિક કાવ્યો–પૌરાણિક વિષયો ઉપર કાવ્યો કરનાર કવિ પ્રેમાનંદ હતો, અને કેવળ જ્ઞાનના વિષય ઉપર લખનાર અખો હતો, તથાપિ પ્રેમાનન્દની આસપાસ જેમ શિષ્યમંડળ બંધાવા પામેલું તેવું અખાની આસપાસ બંધાવા પામ્યું ન હતું. અઢારમા શતકમા તેથી ઉલટો ક્રમ આપણા જોવામાં આવે છે. જ્ઞાની ધીરો પોતાની આસપાસ શિષ્યમંડળ બાંધી શકેલો, અને બાપુ ગાયકવાડ વગેરે અનેક કવિઓ તેના અનુયાયીઓ થઇ રહ્યા હતા.

ધીરાને ભાદરવા સંસ્થાનના વાંકાનેર ગામના વતની વીરો તથા પથી એ નામના બે મિત્રો હતા, અને તેમણે પણ પદો રચેલાં છે; પરન્તુ તે પદો પ્રસિદ્ધિમાં આવવા પામ્યાં નથી. ધીરાને જ્ઞાનસંપન્ન

કરનાર કોઇ જીભાઈ નામનો એક વિદ્વાન શાસ્ત્રી હતો, અને ધીરાને સંસ્કૃત ભાષાનું જ્ઞાન નહતું તેથી તે તે શાસ્ત્રીને મુખેથી શાસ્ત્રજ્ઞાન પામેલો અને તે ઉપરથી તે પોતાનાં પદો રચી કાઢતો હતો. તેને જ્ઞાનપ્રાપ્તિ થઇ ત્યારે તેની સ્ત્રી જીવતી હતી; પરન્તુ " કાયા કેવીને માયા કેવી તે " તે કોઇ " સાંઇની " પાસેથી સમજી ગયો હતો તેથી તે પોતાની " કાયા " ને નિંદવા લાગેલો; તથાપિ ગૃહસ્થના ધર્મો ભૂલી ગયલો નહિ.

**તેનાં કાવ્યો તથા તેમનું રહસ્ય.**

ધીરાએ કેવળ છૂટક પદો લખેલાં છે એમ નથી; પરન્તુ તેણે કોઈ કોઇ વિષયો ઉપર સળંગ ગ્રંથો પણ લખેલા છે; અને " રણયજ્ઞ " નામનું કાવ્ય તે વાતનું, પ્રાચીન કાવ્યમાળાકારના લખવા મુજબ, એક ઉદાહરણ છે. તે ઉપરાંત તેણે રાસલીલા, આત્મજ્ઞાનનાં પદો, ગુરુસ્વરૂપ, માયાસ્વરૂપ, મનસ્વરૂપ, તૃષ્ણાસ્વરૂપ, લક્ષ્મીસ્વરૂપ, યૌવનસ્વરૂપ, કાયાસ્વરૂપ, મતવાદી, શિષ્યધર્મ, જ્ઞાનકક્કો, યોગમાર્ગ, પ્રશ્નોત્તર માલિકા, અવળવાણી, તથા છૂટક ગરબીઓ, પદો તથા ધોળ વગેરે લખેલાં છે. પ્રશ્નોત્તર માલિકા વગેરે શુદ્ધ જ્ઞાનનાં તમામ પદો કાફીમાંજ લખાયલાં છે, અને અદ્યાપિ પર્યન્ત કાફી તો ધીરાનીજ વખણાય છે. કાફી ઉપરાંત બીજા રાગો જેવા કે પંજાબી, કાનડો વગેરેનો પણ તેણે ઉપયોગ કરેલો છે.

ધીરો કવિ તો ખરો, પરન્તુ જ્ઞાની. અખાના જેટલો અસ્પષ્ટ નહિ, પરન્તુ સાદો, સરલ અને સ્પષ્ટ. જ્ઞાનના વિષયમાં ઉતરી જાય તેવો નહિ, પરન્તુ દૃષ્ટાન્ત તથા ઉદાહરણની બાબતમાં અખાથી ઉતરતો. બોલવામાં એ ધડક ખરો; પરન્તુ અખાના જેટલી ચમચમાટી ઉપજાવનાર નથી. અખાની ભાષા એટલી તો વિકૃત અને અવ્યવસ્થિત છે કે તેની પાસેથી જ્ઞાનદીક્ષા સહજમાં લઇ શકાતી નથી; ધીરાનાં પદો સાધારણ બુદ્ધિનાં પુરૂષો કે સ્ત્રીઓ વાંચી સમજી શકે તેમ છે. ધીરો ગાય છે વરાગ્ય, તથાપિ તે કંટાળો આવતો નથી; પરન્તુ ઉલટો વાંચનારના મનમાં સચોટ છાપ પાડે છે. તેની ભાષા આવેશવાળી પરન્તુ સમર્યાદ છે, અને વિષયનો પ્રકાશ કરવામાં તેને તુટ પડતી નથી. ઉંડાં પાણી જેમ ગાજતાં નથી, છલકાતાં નથી, તેમ ધીરાના પદોની ભાષા ઉન્મત્ત બનતી નથી, તથાપિ વેગવાળી-પ્રબળ હોય એવું જોવામાં આવે છે. અલંકારોને તે અડકતો નથી, તથાપિ તેની કવિતાઓ અકર્ષક બનેલી છે. તેની વાણીમાં મીઠાશ છે, વર્ણન શૈલી ઝીણી વણાટવાળી છે. તે સંસ્કૃતજ્ઞ ન હતો, છતાં તેની ભાષા સંસ્કારી શુદ્ધ છે; તથાપિ આડંબરવાળી નથી. વેદાન્તના તત્ત્વજ્ઞાનના પારિભાષિક શબ્દોની તેણે ગુંથણી કરેલી નથી.

જનસમાજની ચાલતી ભાષામાં તેણે ખરૂં તત્ત્વ સમજાવ્યું છે. ફટકા લગાવી તે ઉપદેશ દેતો નથી, પરન્તુ ધીરી ધારે સમજાવી સમજાવીને સવિનય બોધ કરે છે. તેની કવિતા જ્ઞાન તથા બોધથી ભરેલી છે, તેથી તેને કેવળ સ્વલક્ષી કવિ કહી શકાય નહિ. પ્રશ્નોત્તરમાલિકા નામના કાવ્યની ગુંથણી એવી તો સુરસ તથા સ્પષ્ટ છે કે તેનો વાણેવાણો અને તાંણેતાંણો જિજ્ઞાસુની જ્ઞાન-ચક્ષુ જોઇ શકે છે. શંકા તથા સમાધાનનો ક્રમ ગોઠવવામાં તેણે જ્ઞાનીની કુશળતા બતાવેલી છે. તે કાવ્ય જોતાં સમજાય છે કે, ધીરાનું જ્ઞાન ગડબડગોટાળા રૂપ નહિ, પરન્તુ સ્પષ્ટ, સ્વચ્છ તથા વ્યવસ્થાવાળું હતું.

ધીરો " ધિંગડમલ " જ્ઞાનસુધા પીને બનેલો હતો. તે "અમવર"ને વરેલો હતો. સંસારમાં દેખાતા રાગ દ્વેષના માઠાં પરિણામ તે વાંચી શક્યો હતો. સંસારની અસારતા જોઇ તે હસતો હતો–તેને તે નિંદતો હતો. ધર્મને નામે આડંબર કરી રહેનારાઓને તે કળી ગયો હતો. "કવિત કરીને ગુણુલા ગાવા"નું તથા તે દ્વારા પેટ ભરવાનો ધંધો (ભાટ ચારણનો) તેને પ્રિય નહતો. તેમ " ગોપી " થઇને નાચીખુંદી ધર્મને નામે ધુતવાનું તેને ગમતું ન હતું. સંસાર વ્યવહારના જ્ઞાનને તે વિદ્યા નહિ પરન્તુ 'અવિદ્યાસ્વરૂપ' લેખતો હતો. જગતના વ્યાપારોને તે માયાની "ભૂલવણી" ગણતો હતો. માયા અનિર્વચનીય છે તથાપિ ધીરો તેનું મિથ્યાસ્વરૂપ બતાવવા અર્થે, તેનાં વિવિધ રૂપોનાં બોપાળાં એક પછી એક ખુલ્લાં પાડવા મથે છે. દોલતને તેણે 'દિવાની' ગણી છે. યૌવનને તે "મહુડી કેરી મયિરા' સાથે સરખાવે છે. લોભ, તૃષ્ણા ઇત્યાદિ ચિત્તવિક્ષેપ કરનારાં તમામ તત્વોનું પોલાપણું તે અચ્છી રીતે બતાવી આપે છે. ધર્મના નામથી થતા ઢોંગોને તે ધિક્કારી કાઢતાં કહે છે કે, જે પુરાણીઓ " શ્લોકતણા શ્લોકાર્થ કરે નહિ " અને પોતાને " મનગમતી વાત " કર્યા કરે તે " મુખેથી " સહી શકાય તેમ નથી. સંસ્કૃત ઉચ્ચાર કરવાથી કંઇ જ્ઞાન પ્રાપ્તિ થઇ જતી નથી. મન માર્યા વિના તથા મર્મ જાણ્યા વિના " અલખ " ને ઓળખી શકાતો નથી. " વંઠેલ વરૂ " જેવા મનની ઉપર અંકુશ મુકી તેને " ધારેલા ધ્યાન " ભણી જોતું કરવાથી " રૂડેરો લાગ " જે માનવઅવતાર તેનું રક્ષણ કરી શકાય છે. ધીરો કંઈ કેવળ નિવૃત્તિમાર્ગ ઉપર વિચરવાનો બોધ કરતો નથી. તે કહે છે કે સંસારના "રંગો" તો રમવા, પરન્તુ મારૂં તારૂં ટાળીનેજ. "મતવાદી" થઇ રહેવાથી મનનો મેલ વધારે દઢ થવા પામે છે.

અદ્વૈતબ્રહ્મનો સાક્ષાત્કાર કરતાં પૂર્વે મનના મેલ ખસી જવા જોઈએ, એ સિદ્ધાન્ત ની દૃષ્ટિએ જોતાં ધીરાને સાક્ષાત્કાર થયો હોય એવું ભાસે છે. તેણે અભિમાનનો ત્યાગ કર્યો હતો. તે આકાશની વિવિધ કલ્પના કરી, તેનાં દૃષ્ટાંત દ્વારા એક પરમ બ્રહ્મનું પ્રતિપાદન કરે છે. તે પોતે "જ્યોતિરૂપ" બનેલો હતો. "સત્તામાત્ર"નો તે સાર રૂપ હોય એવું તેનું માનવું હતું. આવાં આવાં વેદાન્તના વચનો તેના કાવ્યોમાં ઠેકઠેકાણે ઝળકી રહેલાં છે; અને તે અદ્વૈત બ્રહ્મનેજ માત્ર માનતો હતો.

તે ઉપરાંત તેણે યોગમાર્ગ ઉપર પણ ઘણું લખેલું છે. ગૂજરાતી ભાષા ઉપરાંત તેણે હિંદી ભાષામાં કુંડળીયા વગેરે અનેક પદો લખેલાં છે. તે પણ તેનાં ગૂજરાતી પદોના જેટલાંજ શ્રેય તથા મધુરતાવાળાં છે. વેદાન્તના વિષયની કોઇ પણ કળાઉપર તેની પીછી ફરી નથી એમ નથી; અને તે ઉપરથી તેને ઊંડો બ્રહ્મજ્ઞાની કહ્યાવિના ચાલી શકે તેમ નથીજ. તેણે વેદાન્ત જેવા શુષ્ક વિષયને જૂદી જૂદી રીતે ઘટાવી ઘટાવીને મનોહર બનાવી દીધો છે, એજ વાત તેની બુદ્ધિના ઐશ્વર્યનું એક મહા સુપ્રમાણ છે એવું સુખેથી કહી શકાય.






"પરમાત્મા પૂર્ણ બ્રહ્મને પ્રેમે પામી" બ્રહ્મજ્ઞાનીનું નામ મેળવી કવિમંડળમા અમર થઇ ગયલી ગૌરીબાઇનો જન્મ સુમારે ઇ. સ. ૧૭૫૯ માં ડુંગરપુર ( ગીરપુર ) વિષે થયો હતો. તે જ્ઞાતિએ નાગર બ્રાહ્મણ હતી. તેનાં માબાપે તેને છેક પાંચ વર્ષની વયે પરણાવેલ, પરન્તુ તેણીનો વર પરણ્યા પછી આઠમે દિવસે ગુજરી ગયલો. અર્થાત્ પોતાના સ્વામીનો પોતાને અંશ માત્ર પણ પરિચય થયલો નહિ, તેથી તેણી પરમેશ્વર વિના અન્ય કોઇને પોતાનો ધણી ગણતી નહિ. આ બ્રાહ્મણપુત્રી પોતાના બાલવયમાંથી પોતાનું બુદ્ધિ-ઐશ્વર્ય દેખાડતી હતી. ભાગવત તથા ગીતા તેના અભ્યાસનાં વિષય થઇ પડયાં હતાં. તેરમે વર્ષથી તેણે પોતાના પિતાગૃહની બહાર નીકળવાનું બંધ કરેલું. તેની ભક્તિપરાયણ બુદ્ધિના કીર્તિઘોષથી આકર્ષાઇ ડુંગરપુરના મહારાજા શિવસિંહજીએ તેણીના ઠાકોરજી માટે એક સુંદર મંદિર તથા વાવ બંધાવી

આપેલાં. તે મંદિર પાછળથી ધીમે ધીમે સાધુસંતનું વિશ્રામસ્થાન થઇ પડેલું. ઇ. સ. ૧૮૦૪ માં તેણી ડુંગરપુર છોડી ગોકુળવૃંદાવન જવા નીસરી. માર્ગમાં જયપુરના મહારાજાએ તેમને સન્માનપૂર્વક પોતાના નગરમાં આમંત્રીને ભેટ આપવા ઇચ્છા જણાવેલી, પરન્તુ તેની કનેથી તેણીએ એક ફૂટી બદામ પણ સ્વીકારેલી નહિ. પછી ગોકુળ મથુરામાં અલ્પકાળ ગાળી તે કાશી ગયલી, અને ત્યાંના તે સમયના રાજા ભક્તપ્રેમી સુંદરસિંહે સામે ચાલી તેણીને પોતાના નગરમાં આવકાર આપેલો. રાજાએ ભેટ આપેલા દ્રવ્યમાંથી શ્રાદ્ધ, યાત્રા તથા ધર્મદાન કરી તેણી શ્રીકાશીમાં ઠરી ઠામ જઈ રહેલી. પછી અલ્પકાળે પોતાને દેહ છોડવાનો સમય આવી પહોંચ્યો છે એમ સમજી તેણીએ પોતાના ભાણેજની પુત્રી ચતુરબાઇને પોતા પાસેની બાળમુકુંદજીની મૂર્તિ સોંપી દીધી, અને પછી યમુના તટે જઇ, ઇ. સ. ૧૮૦૯ ના ચૈત્ર શુ.દિ. ૯ ને દિવસે મધ્યાન્હકાળે સમાધી લગાવી દેહ ત્યાગ કરેલો. તે ભાગમાં વસતા શ્રદ્ધાળુ લોકો ગૌરીબાઇને મીરાંનો અવતાર કલ્પતા હતા! તેણીનું જીવન શાંત, નિરભિમાની તથા નિસ્પૃહી, ભક્તિરસથી ઓતપ્રોત રંગાયલું હતું.

ગૌરીબાઇએ વૈરાગ્યનાં, નીતિનાં તથા બ્રહ્મજ્ઞાનનાં અનેક પદો લખેલાં છે. "આત્મજ્ઞાનવિના પ્રાણીને સુખ ન થાએ રે" એવું તેણીનું માનવું હતું. જ્ઞાનવિનાનાં કર્મોને તે મિથ્યા-પાખંડરૂપ સમજતી હતી. "અણુલિંગી" ના અનુભવમાંજ તે "રહસ્ય"-તત્વદર્શન દેખતી હતી. "શિવ હરિમેં" તે ભેદ જોતી નહતી.

ગૌરીબાઇની કવિતાઓ છે તો જો કે ગુજરાતી ભાષામાં, તથાપિ હિંદી ભાષાનો કયાંઈ કયાંઇ પણ પાસ બેઠેલો હોય એવું દેખાય છે. લેખનપદ્ધતિ સરલ અને સ્પષ્ટ છે.



## કવિ રેવાશંકર.

"કવિ કોવિદના" દાસ રેવાશંકરનો જન્મ જૂનાગઢમાં થયો હતો, પરન્તુ તે ક્યા વર્ષમાં તે કહી શકાતું નથી. તેઓ વડનગરા નાગર ગૃહસ્થ હતા. તેમના પિતાનું નામ ત્રિકમદાસ ભવાનીદાસ હતું અને તેમની અવંટંક વૈષ્ણવની હતી. તેમના પ્રતાપી કવિ-પિતા ત્રિકમદાસનું ચારિત્ર વાંચતાં રેવાશંકરના જન્મ સમયની કુટુંબસ્થિતિનો આપણને સંપૂર્ણ

ખ્યાલ આવી જાય તેમ છે, તેથી આપણે અત્ર સવિસ્તાર વૃત્તાંત નહિ આપતાં એટલુંજ કહી અટકશું કે, તેમને સર્વ પ્રકારની અનુકૂળતા હતી. તેઓ સ્વભાવથી શાંત, વિચક્ષણ તથા તીવ્રબુદ્ધિના હતા. બાળાવસ્થામાંથીજ સંસ્કારી પિતાનો આ પુત્રને ઉચ્ચ પ્રકારના વિદ્યાસંસ્કારનો રંગ ચઢવા માંડેલો, અને તેના પરિણામમાં તેઓ ગૂજરાતી, ફારસી, સંસ્કૃત તથા વ્રજભાષામાં પારંગત થવા પામ્યા હતા. સંગ્રામવીર દીવાન અમરજીના વીરસાક્ષર પુત્ર કવિ રણછોડજીના તેઓ સમકાલીન હતા; અને તે સર્વગ્રાહી બુદ્ધિવાળા કવિના જીવનવૃત્તાંત વગેરે તે સમયનો ઇતિહાસ તપાસતાં એવું માલૂમ પડે છે કે, તે સમયમાં જૂનાગઢના નાગરવાડામાં કવિત્વ તથા અનેક ભાષાનું જ્ઞાન શૌર્યનાં આવશ્યક લક્ષણો ગણાતાં હોવાં જોઇએ; એટલું તો નહિ પરન્તુ ધર્મભાવનાનું પ્રાબલ્ય પણ બળવત્તર હોવું જોઇએ. વૈષ્ણવ સંપ્રદાયની જયઘોષણા પર્વત મહિતાના આવા વૈષ્ણવ વંશજો કરતા હતા, ત્યારે શૈવસંપ્રદાયનો પુનરૂદ્ધાર કરવાની પ્રવૃત્તિ દીવાન રણછોડજી તથા તેના કુટુંબી જનોથી થતી હતી. આ હકીકત જોતાં, કવિ રેવાશંકર તથા કવિ રણછોડજીને એક બીજાના પ્રતિસ્પર્ધી લેખી શકાય; અને હતું પણ તેમજ. કારણ કે દીવાન રણછોડજી પોતાની કવિતાદ્વારા વિષ્ણુને શિવથી ગૌણપદ આપવા પ્રયત્ન કરતા, ત્યારે કવિ રેવાશંકર તેનો કવિતાદ્વારા પ્રત્યુત્તર વાળતા; અને એ પ્રમાણે સંઘર્ષણ ન્યાયે કાવ્ય જ્વાળા અધિકાધિક પ્રદીપ્ત થતી જતી હતી.

રેવાશંકરે એક પછી એક એમ બે સ્ત્રી કરેલી તેમાંથી પ્રથમને પેટે શ્યામલદાસ તથા બીજીને પેટે લાભશંકર તથા રમાશંકર નામના પુત્રો જન્મેલા હતા. તેઓ જુનાગઢના નવાબ હામીદખાનના દીવાન હતા; અને કર્નલ વોકરે કાઠિયાવાડમાં બંદોબસ્ત (સેટલમેન્ટ) કર્યું તે વખતે રેવાશંકરે યોગ્ય સાહાય્ય આપેલું. (વોકટ રીપોર્ટ જૂની આવૃત્તિ) પાછળથી તેમની ઉત્તરાવસ્થામાં તેમના પુત્રોમાં વિરોધ ઉત્પન્ન થયલો, પરન્તુ રેવાશંકરે તે સર્વ સહન કરી લીધેલું. તેમનું મરણ ઈ. સ. ૧૮૩૭ ના અરસામાં થયું છે.

તેમનું કવિજીવન તેમની તરૂણાવસ્થામાંથીજ શરૂ થયું હતું. કાવ્યદ્વારા તેઓ તથા દીવાન રણછોડજી એક બીજાના મતોનું ખંડનમંડન કરી કવિતાવિલાસ કરતા હતા. કવિ રેવાશંકરે ગૂજરાતી

ભાષામાં શ્રીકૃષ્ણની બાળલીલા, નાગદમનલીલા, રાસ લીલા, શ્રી દ્વારિકાંલીલા, શ્રી ડાકોરલીલા, પૂજ્ય પિતા ત્રિકમદાસનું વર્ણન, તથા પોતાની જ્ઞાતિમાં પડેલા તડને લગની કવિતાઓ વગેરે કાવ્યો લખેલાં છે. તેમનાં ઘણાં ખરાં કાવ્યો ચંદ્રાવળા છંદમાં છે; અને જો કે પોતે તો "જુક્તિ ઝડ ઝમક જરા ન જાણું, નથી અભ્યાસ અનુપ્રાસ" એવું વિનયદર્શક વચન લખે છે, તથાપિ તેમનું બાળલીલાનું કાવ્ય વાંચતાં વાચક તથા શ્રોતાને તેમના કાવ્યમાં રહેલી સ્વભાવસિદ્ધ મીઠાશ, દૃષ્ટિકર્ણ ગોચર થયા વિના રહેતી નથી. ઝડ ઝમક, પદ લાલિત્ય, અનુપ્રાસ અલંકાર તથા રસોર્મિ તથા શબ્દ ગુંથણી વગેરે કવિતાનાં મંગલાભરણો તેનાં કાવ્યોની પંક્તિઓમાંથી પદેપદે આપણી નજરે પડે છે. તેમનું બાળલીલાનું કાવ્ય કાવ્ય-દોહન ભાગ ૧ લામાં છપાયું છે; બાકીના કાવ્યો હજુ અપ્રસિદ્ધ છે. વૈષ્ણવ સંપ્રદાયને વરેલી મૃદુતા, મધુરતા તથા સ્નેહાર્દ્રતા તેમનાં કાવ્યોમાંથી બ્હેકી નીકળે છે.



## મુક્તાનન્દસ્વામી.

મુક્તાનંદ કવિનો જન્મ ઇ.સ. ૧૭૬૧ ના વર્ષમાં થયો હતો; ક્યાં અને કોના ઘરમાં તે જાણી શકાતું નથી. તે સહજાનન્દસ્વામીનો એક મુખ્ય શિષ્ય હતો, અને ગૂજરાતી ભાષામાં સારી કવિતા કરી શકતો હતો. તેણે પોતાનાં કાવ્યો દુર્ગપત્તન (કાઠિઆવાડમાં આવેલા ગઢડા) નામના ગામમાં રહીને લખેલાં છે. તેનું મરણ પણ તેજ ગામમાં ઇ. સ. ૧૮૩૧ ના વર્ષમાં થયું હતું. શ્રીકૃષ્ણભક્તિ તથા ઉપદેશ એ બે તત્ત્વો તેનાં કાવ્યોનાં ખાસ લક્ષણો છે. તેણે ઇ. સ. ૧૮૨૪ માં સતીગીતા તથા ઉદ્ધવગીતા નામનાં લાંબા બે કાવ્યો લખેલાં. તે ઉપરાંત રૂક્મિણીવિવાહ, કૃષ્ણપ્રસાદ, વિવેકચિંતામણી, શિક્ષાપત્રી, ધર્મામૃત, સંતસમાગમ, તથા બીજાં નવહજારને આશરે પદો વગેરે કાવ્યો લખેલાં છે. તેમાં સતીગીતાનુ કાવ્ય સ્ત્રીવર્ગ—"સોવાસણ ને વિધવા" એ ઉભયને, માટે ખાસ કરીને લખાયલું છે. સ્ત્રીધર્મો તેમાં સમજાવવામાં આવેલા છે. મુક્તાનન્દનાં બીજાં બધાં કાવ્યોમાં ઘણે ભાગે ભક્તિ વિષે લખાયલું છે. તે કવિ "પ્રેમી" હતો, તેથી તેનાં કાવ્યોમાં શૃંગારરસ ચમકારા મારી રહ્યા છે. "સાંભળતલ" તથા વાચક, એ ઉભયને તેની કવિતાઓ રસિક લાગ્યાવિના રહે તેમ નથી. તેની લેખનપદ્ધતિ સરલ પણ શુદ્ધ છે. ઘરગુથી

ભાષાના શબ્દોનો પણ તેણે ઠીક ઠીક ઉપયોગ કરેલો છે. પુરૂષના મુખમાંથી બોલાતા શબ્દો તો તેના કાવ્યોમાં હોયજ, પરન્તુ માત્ર સ્ત્રીવર્ગથી બોલાતા શબ્દો વાપરી તેણે પોતાની કવિતાઓને પ્રમદાઓથી સહજ વાંચી શકાય તેવી બનાવેલી છે. તે કવિ સ્વામીનારાયણ સંપ્રદાયનો હતો.



## કવિ દયારામ.

રંગીલો તથા રસીલો કવિ દયારામ દયાશંકર ડભોઇથી દશેક માઇલ દૂર આવેલા, પવિત્ર નદી નર્મદાતટ ઉપરના "ચારૂ ચંદીગ્રામ-ચંડીપુર--"ચાંદોદ નામના ગામમાં ઇ. સ. ૧૭૬૭ ના વર્ષમાં જન્મ્યો હતો. તે જ્ઞાતિએ "દ્વિજ જ્ઞાતિ નાગર શ્રેષ્ઠ" પરન્તુ "સાઠોદરો" હતો. તેના પિતાનું નામ પ્રભુરામ કે પ્રભાશંકર, અને માતાનું નામ રત્નબાઇ હતું. "છે દયાશંકર નામ, વિકૃતિ કરાવી ગુરૂદેવ" એવા તેના વાક્ય ઉપરથી સમજાય છે કે, પુષ્ટિમાર્ગના તેના વૈષ્ણવ ગુરૂ મહારાજે, શંકરનું નામ સૂગ ચઢાવનારૂં લાગવાથી તે બદલાવીને "દયારામ" નામ તેની કને ધારણ કરાવ્યું હશે; તથાપિ એટલું તો જોવામાં આવે છે કે, તે કવિ ઘણે ભાગે "દયા-દયો" નામ, તેથી ઉતરતે ભાગે "દયાશંકર" નામ તથા બહુ અલ્પ પ્રસંગે "દયારામ" નામ પોતાને અર્થે વાપરે છે. એવું પણ કહી શકાય કે, તેણે પોતાનું નામ 'દયારામ, પુષ્ટિમાર્ગની દીક્ષા લીધા પછી રાખેલું હોવું જોઇએ. એ બધું ગમે તેમ હોય, પરન્તુ તે કવિ "દયારામ" ના નામથી જ સુપ્રસિદ્ધિને પામેલો છે. કોમળ હૃદયની કામિનીઓને કૃષ્ણ કનૈયાનાં ગીતો વ્હાલાં લાગે એવું હોવાથી તે કવિનાં કૃષ્ણલીલાનાંગીતો સ્ત્રીવર્ગમાં પ્રિય થઇ પડયાં, અને પરિણામમાં તેવાં પુષ્ટિમાર્ગની રસિકતાવાળાં ગીતો સાથે જોડાયલું 'દયારામ' નામ લોક પ્રસિદ્ધિમાં આવી ગયું હોય એ અધિકસંભવવાળું દીસે છે. ગુરૂઆજ્ઞાથી તે દયારામ બનેલો; એ સિવાય તો તે દયાશંકર કે દયોજ [illegible] એવું તેનાં કાવ્યો ઉપરથી દેખાય છે.

કવિ દયારામનું બાલજીવન કે [illegible] રનું હતું તે વિષે કશું વૃત્તાંત [illegible] નથી. તથાપિ તે નાગર [illegible] તેથી નાગરની ગણાતી '[illegible] વિહીન રહ્યો હોય', [illegible] એ તેને રાખ્યો હા[illegible]

નથી. તે ગામઠીશાળામાં પોતાના કાળમાં અપાતી કેળવણી પામેલો. વળી તેના પિતા "શ્રીમંત ભટ સાઠોદરા" હતા, તેથી તેણે તેને બાળવયમાંથી વહુવાળો કરી દીધેલો; એ કારણથી અને પિતા પણ કંઇક કંઇક 'ભરમ'વાળો ગણાતો તેથી તે પોતાનો અભ્યાસ જોઇએ તેટલો આગળ વધારી શક્યો નહિ હોય. અધૂરામાં પૂરૂં એ થયું કે તેની પંદર સોળ વયે તે માતાપિતા વિનાનો થઈ ગયો. તે હવે એકલો પડ્યો–સ્વતંત્ર થયો–સ્વેચ્છા પ્રમાણે વર્તી શકનાર થયો. થોડોક વખત તે પોતાની માશીને ઘેર ચાંદોદમાં રહીને, પછી પોતાના મોસાળમાં રહેવા ડભોઈ "દર્ભાવતી" જવાને નીસર્યો. ડભોઇ જતાવેંતજ તેનું જીવનનાવ સંસારસાગરના ક્ષુભિત તરંગોને હિંચોળે ચઢયું. ડભોઇ, ચાંદોદ તથા ભરૂચ વચ્ચે તે રહેતો બની ગયો. નર્મદાના રમણીય પ્રદેશોનો તે અનુભવાર્થી બનવા લાગ્યો. કવિ દયારામ પોતાના મરણ પર્યંત અવિવાહિતજ રહ્યો હતો; અને તેમ થઇ રહેવાનાં આધારવિનાનાં અનેક કારણો આપવામાં આવે છે.

કવિ દયારામમાં નૈસર્ગિક કાવ્યશક્તિ રહેલી હતી. તે કાવ્યશક્તિ કેવી રીતે વિકસિત થઇ તેના સંબંધમાં અનેક ચમત્કારદર્શક કથાઓ કહેવામાં આવે છે. તે કથાઓમાં સત્યાસત્ય ગમે તેટલું હોય, તથાપિ તે પોતાનામાં કૃષ્ણભક્તિનો ઉદય થયો ત્યારથી કવિતા કરવા માંડેલો એ વાત તો નિઃસંદેહ. તેનું મન વૈષ્ણવ સંપ્રદાય તરફ વળેલું, પરન્તુ તેથી તે પુષ્ટિમાર્ગી વૈષ્ણવ પ્રથમથીજ બનેલો નહિ. દયાશંકરના નામથી તેણે કૃષ્ણભક્તિ કરવા માંડેલી; પરન્તુ વલ્લભી સંપ્રદાયનો સ્વીકાર કર્યા પછી તે ચારે ધામની યાત્રા કરવાને બાર વર્ષ સુધી નીકળી પડેલો. યાત્રાનો લાભ લઇ તેણે વ્રજ ભાષાનો અભ્યાસ કરી લીધેલો. તે ભાષા ઉપરનો તેનો કાબુ જોતાં ખરેખર સાનન્દાશ્ચર્ય ઉત્પન્ન થયા વિના રહે તેમ નથી. કાશીની યાત્રા કર્યા પછી તે શ્રી ડાકોરનાથ ગયલો, અને ત્યાં તે ઇચ્છારામ ભટની પ્રીતિને પામ્યો હતો. યાત્રાએ જવાનું તેને વ્યસન લાગેલું, અને તે વ્યસનના પરિણામમાં તેની રાગવૃત્તિ સૌન્દર્યઘેલી બની ગયલી. તેની આકૃતિ કાન્તિમાન્ તથા સુકુમાર હતી. તેના ગળાની મીઠાશ અદ્ભુત હતી, અને વાદિત્ર બજાવવામાં તે નિપુણ હતો. તેના કાવ્યોમાં રહેલા શૃંગારવિષયક હાવભાવ તેની પોતાની વિષે જોવામાં આવતા હતા.

કવિ દયારામે કેવળ શૃંગારના વિષ-

યોજ ઉપર રહેલું છે, એમ નથી. તેણે શ્રી કૃષ્ણની લીલા ગાતાં ગાતાં તત્ત્વજ્ઞાનના વિષયના શુષ્કતારોને પણ રસિક અંગુલિએ છેડેલા છે. ગુરૂ શિષ્યના સંવાદરૂપે ઇ. સ. ૧૮૨૮ માં રસિકવલ્લભ નામનો એક મહોટો કાવ્યગ્રંથ લખી તેણે માયાવાદનું "ખંડન" કરી "શુદ્ધાદ્વૈત"નું પ્રતિપાદન કરેલું છે. તે પોતે એવું પ્રતિપાદન કરે છે કે, "નિત્ય ધર્મ સેવક સ્વામીનો, ઐકયતા નહિ કો કાળ". એ ઉપરાંત કવિ નર્મદાશંકર જણાવે છે કે તેણે ૧૩૪ ગ્રંથો લખેલા છે, અને પ્રાચીન કાવ્યમાળાકારની શોધ મુજબ તેણે ૨૦૭ ગ્રંથો બાંધેલા છે. **પ્રાચીન કાવ્યમાળા** તથા **દયારામકૃત કાવ્યસંગ્રહ** એ બે પુસ્તકો જોવાથી તેના ગ્રંથોનાં નામો મળી આવે તેમ છે એટલે અત્ર આપવામાં આવતાં નથી.

દયારામની કવિતાના મુખ્ય બે ભાગ પાડી શકાયઃ—ગૂજરાતી વિભાગ તથા હિંદીવિભાગ. આ પ્રત્યેક વિભાગમાં કવિની કૃતિનો પ્રકાશ ન્યૂનાધિક પ્રમાણમાં પ્રત્યક્ષ થયાવિના રહેતો નથી. કવિ "પ્રેમ-રસગીતા" નો અભ્યાસી હતો, તેથી તેણે પ્રેમના ઉદ્‌ગારો કાઢેલા છે. કવિ નરસિંહ પછી શૃંગારાત્મક ભક્તિ કવિતાની રેલમ્ છેલમ્ જો કોઇએ પણ કરી હોય, તો તે આ કવિએજ. કવિ પોતે પ્રેમતૃષાથી તરફડતી, રસથી ઉભરાઈ જતી—લોકલજ્જાને કોરાણે મેલતી ગોપિકા બની ગયો હોય નહિ, એવું તેનાં કાવ્યોનું ઉંડું તાન છે. શૃંગારવિષયક હાવભાવનું યથાર્થ ચિત્ર આપતાં તે કોઇ કોઇ પ્રસંગે ઉઘાડો પણ થઇ જાય છે; પરંતુ તે ભક્તિ કરે છે તેથી નિંદ્ય કરી શકતો નથી. "પ્રીતડીની રીત અતી અટપટી" છે તે તે જાણતો હતો, તથાપિ "પીડાની ભરેલી પ્રીત" પંડિત લોકો કહે છે; એવું તેનું માનવું હતું. શતસૈયા તેણે હિંદીમાં લખેલા છે. તેમાં તેણે નાયિકાભેદ તથા તેમનાં વર્ણનો તથા ઇતર કૃષ્ણજીવનની લીલાઓ ગાઇ બતાવી પોતાના મનગમના રસાલંકારવિષે નિપુણતા દેખાડી આપી છે.

દયારામની ભાષા શુદ્ધ તથા લેખનપદ્ધતિ સરલ છે. તેની કાવ્યમાળામાં થયલી શબ્દ કુસુમોની ગુંથણી પ્રાયશઃ ચિત્તાકર્ષક થઇ પડે તેવી મૃદુતા, મધુરતા તથા મંગલતાવાળી છે. શબ્દે શબ્દનું રહસ્ય તેણે સ્થાન પરત્વે દેખાડી આપ્યું છે. હાવભાવદર્શક શબ્દો તેને શોધવા પડતા નથી; સ્ત્રીવર્ગની વિશિષ્ટ ભાષા તેને અપરિચિત નથી; મર્માળ વાકયોની તેને તૂટ પડતી નથી; ઉર્મિ ઉઠયા પછી શબ્દની ખોટ તેને

જણાતી નથી. તે ગાતેજ જાય છે-રસ છણતોજ રહે છે-છણેલાને છણીછણી છેક સૂક્ષ્મતમ કરવા મથી રહે છે. શૃંગારઘેલો, ભાષાનિપુણ, દયારામ તે દયારામજ! તેની ગરબીઓ ગુજરાતની સ્ત્રીઓ કદિ પણ વીસરનાર નથીજ. હિંદી ભાષામાં લખેલા તેના શતસૈયા તેના પાંડિત્યની પૌઢતાનું એક મહા પ્રમાણ છે.

દયારામનું મરણ ઇ. સ. ૧૮૫૨ ના ફેબ્રુઆરી માસની ૯ મી તારીખે થયું હતું. દયારામની આસપાસ સ્ત્રીમંડળ બંધાયું હતું, અને તેમાં ખાસ કરીને રતનબાઇ નામની સોનારણે તેના મરણ પર્યન્ત એક ગૃહિણીના જેવી તેની સેવા કરી હતી.



## નરભેરામ.

જે જે વૈષ્ણવ કવિઓએ ગુર્જરી કાવ્યોદ્યાનમાં મનોહર કવિતા-વલ્લરીઓ વાવેલી છે તેમાંના એક આ કવિ નરભેરામનો જન્મ પેટલાદ તાલુકાના પીહીજ ગામમાં ઈ. સ. ૧૭૬૮ ના વર્ષમાં થયો હતો પ્રાચીન કાવ્ય માળાકાર કહે છે. તથાપિ નરભેરામ અમદાવાદ પાસેના ગોમતીપુરમાં "વડપોળ" માં નિવાસ કરી રહેતો હતો એવું તેની કવિતામાંથી નીકળી આવે છે. તેનાં માતા પિતા વિષે કશું જાણવામાં આવ્યું નથી. તેને હરિભાઇ કરીને એક પુત્ર હતો; અને જ્ઞાતિએ તે મોઢ બ્રાહ્મણ હતો. તેણે પોતાની બાળાવસ્થા કેવી રીતે ગુજારી હતી તે વિષે કશી ખાત્રી લાયક હકીકત મળી આવતી નથી. તથાપિ તેણે કોઇ છોટાલાલ નામના પુરૂષને પોતાનો ગુરૂ કરેલો, અને તેના "પ્રતાપે" તે હરિગુણ ગાતાં શીખેલો હતો, એવું તેની કવિતાઓ ઉપરથી સમજાઇ આવે છે. તેની એક ગરબી ઉપરથી અનુમાન કરાય છે કે, નરભેરામ ગોમતીપુરમાં સર્વને પ્રિય થઈ પડેલો, અને વૈષ્ણવોએ તેને સારૂં સન્માન આપેલું, એટલું તો નહિ પરન્તુ તે સર્વેએ તેને છેક "ઓધાણુનો અવતાર" પણ ગણેલો. તેણે પોતાની આખી જીંદગી-"વસંત" રૂતુ-ભક્તિ ભજન, તથા તીર્થયાત્રા કરવામાંજ ગાળેલી. એક સમય તે ડાકોર જતો હતો ત્યારે રસ્તામાં લૂટાયો હતો, પરન્તુ "પણસોરા" ગામમાં જઇ પહોંચવાથી "દ્વારકા" નામના દેશાઇ પટેલની મદદથી તેને ત્યાં આશ્રય મળેલો. દ્વારિકામાં

એક વખત ગયલો તે વખતે તે ગોમતીમાં સ્નાન કરવા ગયો, ત્યારે તેની પાસેથી 'કર' માગવામાં આવેલો, પરન્તુ અન્તે તે તેને માફ કરી દેવામાં આવ્યો હતો. નરસેરામનું મરણ પાકી વયે થયું હતું એવું તેના પોતાના એક પદ ઉપરથી જાણી શકાય છે. તે એક વખત છેક મરવાની અણી ઉપર જઇ પહોંચેલો; પરન્તુ તેમાંથી તે પાછો ઉઠેલો. ઇ સ. ૧૮૩૭ ના વર્ષમાં તે વિદેહ થયેલો છે.

તેણે બોડાણા ચરિત્ર, લીખ્યસ્તુતિ, પરીક્ષિત્ ગર્ભરક્ષણ, કંસવધ, રાસલીલા; ગજેન્દ્રમોક્ષ, બોડાણાની મૂર્તનાં પદ, જયવિજય શાપ નિવારણ, જયવિજય શાપનું કારણ, પ્રભુભજવા વિષે, મનને શિખામણ, જીવને શિખામણ, વામનાખ્યાન, સત્યભામાનું રૂસણું, કૃષ્ણવિનોદ, નાગદમન, મનને ઉપદેશ, પ્રેમ, વગેરે જૂદા જૂદા અનેક વિષયો ઉપર નાનાં નાનાં કાવ્યો તથા છૂટક છૂટક પદો લખેલાં છે. તેણે કાફીઓમાં, ગરબીઓમાં, તથા છપ્પાઓમાં પોતાની કવિતાઓ વિશેષતઃ લખેલી છે.

નરસેરામે કવિતાઓ લખેલી છે, પરન્તુ કવિ તરીકે નહિ. ભક્તિ કરવામાં તેણે બહુ ભાગે શ્રીકૃષ્ણ–મહિમા ગાયલો છે. તેની કવિતાઓમાં જો કે શૃંગારરસ વ્યાપેલો છે, પરન્તુ તે જોઇએ તેવો ઘાટો નથી. વૈષ્ણવ લોકોમાં સાધારણ રીતે જેટલી શૃંગારભાવના હોઇ શકે તેટલીજ શૃંગારભાવના નરસેરામમાં દેખાય છે. તે વિસ્તારથી કોઇ પણ વિષય ઉપર લખતો નથી. તેની ભાષામાં નથી પ્રૌઢતા કે નથી ભક્તિરસ દર્શાવનારી ઘેલછા. શાંત, ભક્તિપરાયણ ચિત્તના ઉદ્દ્ગારો સિવાય તેનામાં કશું પણ દેખાતું નથી. સગુણ ઇશ્વરની પૂજા કરનારને છાજે તેવી ભાષા, તેવા અલંકારો તથા તેવી ભાવનાઓથી તેની કવિતાઓ સાદી, સરલ તથા સર્વજનને પ્રિય લાગે તેવી છે. વૈષ્ણવમંદિરોમાં કીર્તનીયાઓ ગાઇ શકે તેવાં પદો પણ તેણે લખેલાં છે. આવું હોઇને કવિના કવિત્વ વિષે વિશેષ બોલવાનું રહેતું નથી.




ચોધ–કવિ રણછોડજીનો જન્મ ઇ. સ. ૧૭૬૮ ના વર્ષમાં જૂનાગઢમાં થયો હતો. તેઓ જ્ઞાતિએ વડનગરા નાગર ગૃહસ્થ હતા. કાઠિયાવાડના સંસ્થાનો ઉપર જૂનાગઢ રાજ્યની **જોર–તલબી** નામની ખંડણી નાખનાર સંગ્રામવીર સુપ્રસિદ્ધ દીવાન અમરજીના તેઓ બીજા પુત્ર હતા તેમની માતાનું નામ ખુશાલબાઇ હતું.

તેમના પિતામહી મોગલ શહેનશાહના માળવાના પ્રતિનિધિ દયારામ બહાદૂર કે જે મરાઠાઓ સામે લડતાં રણમાં પડેલા તેમની પુત્રી થતી હતી. એથે ઉતરતી ક્ષાત્રવર્ચસ્વિતા તથા બ્રહ્મવર્ચસ્વિતાનું તેમની વિષે સંમિશ્રણ થયલું હતું. તેમનું બાળજીવન કેવી રીતે વ્યતીત થયું હતું તે વિષે કશું જાણી શકાતું નથી, તથાપિ તેણે બતાવેલા શૌર્ય તથા બુદ્ધિબળને લીધે એટલું તો કહી શકાય છે કે, તેમણે પોતાની બાળાવસ્થામાંથીજ સરસ્વતી દેવીની ઉપાસના તો કરવા માડેલીજ. **શ્રી** તથા સરસ્વતીનો યોગ થતો નથી, તથાપિ રણછોડજી તે ઉભય દેવીઓની કૃપાના પાત્ર થયા હતા. સૌરાષ્ટના રાજરાજ સમાન પિતાના ઘરમાં રહીને તે વીરકવિએ યુદ્ધકળાની સાથે સાથે વિવિધ ભાષાઓનો અભ્યાસ આરંભેલો, અને આમરણાન્ત અખંડિત નિભાવી પણ રાખેલો. તેઓ ગૂજરાતી, સંસ્કૃત, વ્રજ, તથા ફારસી ભાષામાં પારંગત હતા; અને તેમનું ગ્રહમંડળ પણ વિદ્યાનુરાગીઓથી બનેલું હતું. વીશ વર્ષની વયે તેમણે શસ્ત્ર ઉપાડી કેશોદના રાયજાદાઓને હરાવી જય મેળવ્યો હતો. ઇ. સ. ૧૭૯૦ માં તેમણે જૂનાગઢના નવાબને આરબોના અંકુશ નીચેથી મુક્તિ અપાવી હતી. તથાપિ જૂનાગઢમાં રમાતા પ્રપંચોથી દૂર રહેવા માટે તેમને ઇ. સ. ૧૭૯૩ માં જૂનાગઢ છોડી જામનગર રહેવાનું થયલું. ત્યાં તેમને જામ તરફથી આટકોટ તથા પડધરી પ્રગણાં છવાઇમાં મળેલાં. ઇ. સ. ૧૭૯૯ ના અરસામાં તેમણે જામ તરફથી ત્રણ વખત લડાઇ લડી કચ્છના સૈન્યને હરાવી નસાડેલું. ઇ. સ ૧૮૦૧ માં તેમણે જૂનાગઢના નવાબની વ્હારે ચઢી, તેના જોરાતા થઇ પરેલા દીવાન કલ્યાણશેઠ સામે બાથ ભીડી, અને કુતિયાણા જીતી નવાબને સ્વાધીન કરી દીધું. ઇ. સ. ૧૮૦૩ મા અમરેલીને ઘેરો ઘાલી વસાવડના દેશાઇઓને તેમણે છોડાવેલા. ત્યારબાદ તેમણે જૂનાગઢ રાજ્યની પેશકશી ઉઘરાવવા માંડેલી; અને નવાબ જ્યારે જ્યારે તેમને અનુકૂળ ન જણાતો ત્યારે ત્યારે તેઓ જામનગર તથા પોરબંદર વગેરે રાજ્યોની નોકરીમાં જોડાયા કરતા. પરન્તુ ઇ. સ. ૧૮૦૫ માં **કર્નલ વૉકર** કાઠિયાવાડની પેશકશીનાં આંકડા નક્કી કરી આવ્યા એટલે તેમને " બરછી " વાપરવાનું ન રહ્યું.

ચોધકવિ રણછોડજીનું નામ એટલું બધું તો સુપ્રસિદ્ધ હતું કે, મરાઠા વિગ્રહવાળો **સર જોન માલ્કમ**, મુંબઇનો ગવર્નર એલ્ફિન્સ્ટન તથા ઇતર યુરોપીય મહાજનો તેમની ભણી માનદૃષ્ટિથી જોતા

હતા, એટલું તો નહિ પરન્તુ પ્રસંગે પ્રસંગે તેમની કનેથી સલાહ પણ માગતા હતા. ઈ. સ ૧૮૨૭મા ઇંગ્લાંડની સુપ્રસિદ્ધ પુરાણ વસ્તુજ્ઞ વિદુષીબાઇ **પોસ્ટને** તેમની ખાસ મુલાકાત લીધેલી, અને તે મુલાકાતને લગતુ વૃત્તાંત તે બાઇએ પોતાના **વેસ્ટર્ન ઇન્ડિઆ** નામના ગ્રંથમા વિસ્તારપૂર્વક આપેલુ છે. તેમનુ ઓગણસાઠ વર્ષની વયે વર્ણન આપતા તે બાઇ થડકતી પ્રૌઢ શૈલીમા લખે છે કે, His large black eyes, lustrous as burning lamps, were illumined by the fire of intellect within, and (he was) an acknowledged patron of poets, Men of science and literary genius " આગળ ચાલતા તે બાઇ લખે છે કે તે કવિ દ્રાક્ષલતાથી છવાયલા મંડપ નીચે ઇરાની ગાલીચાઓ બીછાવી, લડીયાઓથી પરિવૃત્ત થઇને બેસતા હતા, તથા તેમના વિચારો પોતાના સમયની જનસમાજથી આગળ પડતા હતા. કાઠિયાવાડમા દૂધપીતી કરવાના તથા સતી થવાના ચાલ ઉપર અતિબંધ મુકાવવાના કામમા તેમણે અંગ્રેજ સરકારને મદદ પણ આપેલી હતી. બ્લૅકવુડનું એડિન્બર્ગ મૅગેઝાઇન પણ રણછોડજીની પ્રશંસા કરતા તેમને "ઉત્કૃષ્ટ ગુણવાળા" વર્ણવે છે કવિ રણછોડજીએ પોતાના જ્યેષ્ઠબન્ધુ દીવાન રઘુનાથજીને સર્વદા અગ્રપદ આપી રાજકાજમા સંપૂર્ણ મદદ આપેલી હતી. તેમનુ સાંસારિક જીવન શાંત તથા રસમય હતુ અને મિસીસ **પોસ્ટન** કહે છે તે પ્રમાણે તેમણે પોતાની ગૃહિણી તથા પુત્રીઓ વગેરેને પણ વિદ્યાવિભૂષિત કરી, પોતાના ગૃહજીવનને મીઠુ મીઠુ બનાવેલુ હતુ તેમના ઘરની સ્ત્રીઓ વાચવા લખવાના કામમા તથા સૂચિકર્મમા પ્રવૃતિ રાખતી હતી

કવિ રણછોડજીને એક પણ પુત્ર ન હતો, તેથી તેણે પોતાના દૌહિત્ર **શંકર**પ્રસાદને દત્તક લીધેલા ઇ સ ૧૮૪૧ ના ફાગણ વદ ૬ ને દિવસે તેમણે દેહોત્સર્ગ કરેલો

કવિ રણછોડજીનુ સાક્ષરજીવન ક્યારથી શરૂ થયલુ તે કહી શકાતુ નથી ત થાપિ તેમને કવિતા કરવાનુ વ્યસન હતુ, તથા કવિઓને તે આશ્રય આપતા એ ઉભય વાતો તેમના સમકાલીન કવિ રેવાશંકર તથા કવિ હરદાસના જીવનવૃત્તાંતો ઉપરથી સિદ્ધ થઇ શકે છે. ભાટ ચારણોએ તેમના કીર્તિગાનો કરેલા છે. તેમણે ગુજરાતી,

સંસ્કૃત, વ્રજ, તથા ફારસી ભાષાઓમાં ઘણા નાના મ્હોટા ગ્રંથો ગદ્ય તથા પદ્યમાં લખેલા છે. "સ્વદેશાભિમાન" ની ભાવનાથી પ્રેરાઇને તથા પોતાના દત્તકપુત્રને ઇતિહાસ જ્ઞાન આપવાના હેતુથી તેમણે "તારીખે સોરઠ" નામનો ફારસી ભાષામાં ગ્રંથ લખી, અખિલ કાઠિયાવાડને ઇતિહાસનું પ્રથમ શિક્ષણ આપેલું છે. આ તેમના ઇતિહાસના પુસ્તકના અંગ્રેજી તથા ગુજરાતી ભાષાન્તરો થયલાં છે. તે ઉપરાંત તેમણે વ્રજભાષામાં મ્હોટું શિવરહસ્યનું રસમય શૈલીમાં છંદોબદ્ધ ભાષાન્તર પણ કરેલું છે. વળી શંખચૂડ આખ્યાન, કુવલયાનંદ, દક્ષયજ્ઞભંગ, શિવરાત્રી માહાત્મ્ય કાલખંજ આખ્યાન, ઈશ્વરવિવાહ, જલંધર આખ્યાન, અંધકાસુર આખ્યાન શિવસાગરકીર્તન, ભસ્માંગદ આખ્યાન, ભક્તમાળ, મુક્તેશ્વરબાવની ત્રિપુરાસુર આખ્યાન, મોહનીછળ, કામદહન આખ્યાન વગેરે વ્રજભાષામાં તથા શિવગીતાની ટીકા, દ્રવ્યશુદ્ધિ, શ્રાદ્ધનિર્ણય, વિહારી સતસઇ, વિશ્વનાથ ઉપરનો પત્ર, ઇશ્કમાલિકા, નાગરવિવાદ, સૂતકનિર્ણય, ચંડીપાઠના ગરબા, સોમનાથ માહાત્મ્ય, બ્રાહ્મણની ચોરાશી નાત વગેરે ગદ્યપદ્યમય ગ્રંથો ગુજરાતી ભાષામાં, તથા રૂકાતે ગુલઝાર ફારસીમાં, પણ લખેલા છે. એક સંગ્રામવીર, રાજનીતિનિપુણ પુરૂષને માટે પૂર્વોક્ત પ્રકારનું સાક્ષરજીવન ઓછું માનપ્રદ ન જ કહી શકાય. તેમની કવિતાઓમાં વીરરસનું પ્રાધાન્ય છે, અને યુદ્ધના પ્રસંગો વર્ણવવામાં તેમણે અદ્વિતીય કુશળતા બતાવેલી છે. રસ, અલંકાર, ઝડઝમક તથા શબ્દચમત્કૃતિ તો તેમનાં વ્રજભાષાનાં કાવ્યોમાં ડગલે ડગલે નજરે પડે છે. તેમનાં કાવ્યોમાં રાજનીતિને લગતાં સૂત્રો, તથા વ્યાવહારિક તથા ધાર્મિક ઉપદેશની ગુંથણી થયલી છે. શૃંગારના ઉદ્દીપક ભાવોનાં વર્ણનો પણ અસરકારક છે.

કવિ રણછોડજીની કવિતાઓ ધર્મવિષયક છે, તથાપિ રસની બાબતમાં ચઢી જાય તેવી છે. તેમની ઘણી ખરી કવિતાઓ હિંદી ભાષામાં છે, એટલે ગુર્જર કવિ તરીકે તે ઉચ્ચસ્થાન લઇ શકે તેમ નથી. તેનું કવિત્વ જેટલે અંશે વ્રજભાષામાં ખીલી શક્યું છે તેટલે અંશે ગુજરાતીમાં ખીલી શક્યું નથી.

દીવાન રણછોડજીના સંબંધમાં એક વાત જાણવા જેવી એ છે કે, તેમણે તે સમયના વૈષ્ણવ આચાર્યોની ધર્મવિષયમાં મંદતા જોઇને, વૈષ્ણવ ધર્મનો (પુષ્ટિમાર્ગનો) બહિષ્કાર કરેલો, અને તે એટલે સુધી કે, તેણે પોતાના કુટુંબમાં કોઈ પણ વ્યક્તિનું નામ વિષ્ણુસૂચક શબ્દમાં પાડવા દીધેલું નહિ. અદ્યાપિ પર્યન્ત તેમનાં કુટુંબીજનો તે નિયમ પાળી રહેલાં છે. મોગલ બાદશાહોના ખજાનામાં સચવાઇ રહેલું

લિંગ બાદશાહ ફરૂખશીયરના હાથથી દીવાન રણછોડજીના પૂર્વજોના હાથમાં પ્રીતિદાન રૂપે આવેલું, તેની વૃધ્ધેશ્વર-બુઢેશ્વર નામથી ઈ. સ. ૧૮૧૩ માં એક મહાવૈભવવાળા મંદિરમાં સ્વતંત્ર સ્થાપના કરી, દીવાન રણછોડજીએ, વિષ્ણુપૂજાના અનુકરણ રૂપે, તેની સેવા ચલાવી, ભસ્મધારી શિવને " હોદી " ખેલતા, અને પાર્વતીની સાથે " હિંડોળે " ઝુલતા કરેલા છે. એટલું તો નહિ પરન્તુ વૈષ્ણવ મંદિરમાં થતા તમામ પ્રકારના ઉત્સવો પાળવાનું પણ એક સુધારક ધર્માચાર્ય રૂપ થઇને તેઓ ઠરાવી ગયા છે. તેમના કવિત્વને સળગાવી પ્રજ્વલંત કરનાર તેમની આવા પ્રકારની ધર્મભાવનાવાળી સ્પર્ધાજ હતી. શિવ, વિષ્ણુને જૂદા જૂદા કલ્પી ધર્મવિરોધ કરાવનાર ધર્માચાર્યોને એકદેવવાદ-અદ્વૈત પરબ્રહ્મનું શિક્ષણ આપવા અર્થે તેમણે એવું અસાધારણ પગલું ભરેલું છે એવું તેમનાં કાવ્યો ઉપરથી નીકળી આવે છે.




બ્રહ્મજ્ઞાની કવિ-નીરાંતનો જન્મ ક્યા વર્ષમા થયો હતો તે જાણી શકાતું નથી. તથાપિ તેણે વડોદરા તાબેના "વાઘોડિયા" ગામના રહીશ મંછારામ ઉપર ઈ. સ. ૧૮૦૧ ના વર્ષમાં પત્ર લખેલ છે તે ઉપરથી અનુમાન કરતાં તેમનું જન્મ વર્ષ ઈ. સ. ૧૭૭૦-૭૧ કલ્પી શકાય ખરૂં. તેઓ કાનમમાં આવેલા દેથાણ ગામમાં રહેતા હતા, એવું તેની એક કવિતા ઉપરથી નીકળી આવે છે. જ્ઞાતિએ તે તળપદા પાટીદાર હતા. તેમણે પોતાનું બાળજીવન કેવી રીતે ગુજારેલું તે સંબંધમાં કશું જાણવામાં આવતું નથી; તથાપિ તેણે પોતાની કવિતાઓમાં બતાવેલું જ્ઞાન તથા ભક્તપણું એવાં તો ઉંડાં છે કે, તે ઉપરથી તેમને બાળસાધુ કહ્યા વિના ચાલે તેમ નથી. તેઓ સ્વભાવે ઘણાજ શાંત હોવા જોઇએ, કારણ કે તે પોતે પોતાના પ્રતિસ્પર્ધીરૂપ બ્રાહ્મણ મંછારામ કે જે વાઘોડિઆનો રહીશ હતો તેની ઉપર પત્ર લખતાં પોતાની જાતને "પદ રજ તમતણી" એમ કહીને વર્ણવે છે. નીરાંતનું તે પદ તે બ્રાહ્મણને પોતાના ગુરૂરૂપે વર્ણવતું હોય એવું દેખાય છે. પરન્તુ વસ્તુતઃ તો એવું દેખાય છે કે નીરાંતે તે બ્રાહ્મણને ઠેકાણે લાવવા સારૂ પોતાની જ્ઞાનરૂપી યુક્તિનો ઉપયોગ કરેલો.

નીરાંતને બે સ્ત્રીઓ હતી; અને

નાથી તેને આઠ સંતાનો સાંપડેલાં; અને તેમના વંશજો અદ્યાપિ પર્યંત હયાતી ધરાવે છે.

નીરાંતના હૃદયમાં " એક ધ્યાને સોહં લે' લાગી " તે પૂર્વે તે વૈષ્ણવ સંપ્રદાયનો હશે એવું તેવી કવિતાઓ કહી આપે છે. તેણે પોતે શ્રીકૃષ્ણને ઉદ્દેશીને કવિતાઓ લખેલી છે, એ એક એ વાતનું પ્રમાણ છે. બ્રહ્મજ્ઞાની થયા પછી તે " પંથ કે પ્રતિમા પાળતાં, મળે નહિ બ્રહ્મ છેટો" એવું ગાનારો થયો હતો, તેથી તે તેવી જ્ઞાનાવસ્થા પ્રાપ્ત કર્યાપછી કૃષ્ણમહિમા ગાવાનું પસંદ કરેજ નહિ, એ અધિક સંભવવાળું છે પંથી મટી જ્ઞાની કેવી રીતે થયો તે સંબંધમા કહેવાય છે કે, તેને દર પૂનમે ડાકોર જવાની ટેવ હતી; અને એક દિવસે એક મુસલમાને તેને એકેશ્વરનું જ્ઞાન આપેલું. એ વાત સાચી હો કે જૂઠી હો, પરન્તુ નીરાંત ગમે તેવી રીતે પણ પ્રતિમાપૂજક મટી જ્ઞાની તો બનેલોજ. નીરાંત કથા કરી–જ્ઞાનનાં પદો ગાઇને ઉપદેશ આપતા હોય એવું પણ તેમની કવિતા ઉપરથી સમજાય છે. તેને અનેક શિષ્યો હતા, અને તેમાં ભકત-કવિ બાપુ ગાયકવાડ પણ હતા. નીરાંતે જ્ઞાનોપદેશના પદો, સાત વાર બારમાસ અને તિથિઓ લખેલી છે. તે ઉપરાંત ગુરુ સબંધી સાખીઓ, સાંખ્ય અને યોગના સંબંધના શ્લોકો, દશાવતારખંડન વગેરે છૂટક છૂટક નાનાં કાવ્યો પણ લખેલાં છે.

નીરાંતની કવિતાનો વિષય ભક્તિ–જ્ઞાન છે. શ્રીકૃષ્ણાદિ દેવોવિષે તેણે ઝાંખા શ્રૃંગાર-વાળી કવિતાઓ લખી છે ખરી, પરન્તુ તેમાં કવિત્વનો અંશ થોડો છે. પેલા કાઠિયાવાડ-ના પોતાના સમકાલીન કવિ ભકત ભોજાની પેઠે તેણે ભક્તિ કરતાં કરતાં બધા વિષયો ઉપર ગાયુ છે. તે ઉભય ભકતકવિઓ ભાષા, વિષય તથા રસની બાબતમાં ઘણે ભાગે એકસરખા દેખાય છે. નીરાંતની ભાષામાં ગ્રામ્યતાનું પ્રાધાન્ય ભોજા જેટલું નથી; તથાપિ તેનાથી તે મુક્ત નથી. પાખંડી બાવાઓની ઝાટકણી ઝાટકવામાં તે બન્ને શૂરા દેખાય છે. બાવાની ભાષા તે બન્નેમાં; પરન્તુ મુસલમાની શબ્દો એકલા નીરાંતમાંજ દેખાય છે. ભોજાની ઉન્મત્તતા નીરાંતમાં નથી અને તેથી તે ભોજા જેટલી પ્રસિદ્ધિ પામી શકયો નથી. નીરાંત "પૂજાપાઠને" ચહાતો નથી. હરિના ગુણ જેમાં ગવાયા હોય તેને તે " કવિતા " ગણે છે. અદ્વૈત-બ્રહ્મ વિના તે કોઇને ઓળખતો નથી. નામરૂપ તેના મત પ્રમાણે જૂઠાં છે. " માયાને મસ્તાની માની " તે તેનાથી દૂર રહેવાનો બોધ કરે છે. નીરાંત, અર્થાત

એકજ વસ્તુ ઉપર નાચી રહેલો છે. તે જો કે ગૂજરાતી હતો તથાપિ તેણે હિંદુસ્તાનીમાં પણ લખેલું છે. તથાપિ તેની ભાષા સાદી સમજી શકાય તેવી, પ્રૌઢ જ્ઞાનથી મઢેલી છે એમાં શંકા નથી. તેનું મરણ ઈ. સ. ૧૮૪૬ પછી થયું હતું.



## દીવાળીબાઇ.

ગૂજરાતી સ્ત્રી કવિઓમાં દીવાળીબાઇનું નામ ભૂલી જવા જેવું નથી. તેણી મૂળ તો ડભોઇ ગામની રહેવાશી હતી. જ્ઞાતિએ તે બ્રાહ્મણી હતી. તેના પિતાનું નામ તથા ધણીનું નામ જાણવામાં આવેલું નથી. તેને તેના પિતાએ પરણાવી હશે, પરન્તુ પાછળથી તે વિધવા થઇને પિતા ગૃહમાં આવી રહી હશે, એવું તેણીની કવિતાઓ ઉપરથી નીકળી આવે છે. ‘ થઈ વિધવા પામ્યાં ભજન” તથા “ મૂળે વિધવા બાઇનાં નામ ” વગેરે તેનાં કાવ્યોની પંક્તિઓથી પૂર્વકથિત મત પુષ્ટિ પામે છે. કહેવાય છે કે, ઇ. સ. ૧૭૯૧ ના વર્ષમાં તેણીનો પિતા તેણીને કોઇ રામભક્ત સાધુના આશ્રય હેઠળ મુકી નાસી ગયલો; અને તે દિવસથી તે સાધુ કે જેને દીવાળીબાઇ પોતાના “ દાદાગુરૂ ભગવાન ” નામથી વારંવાર વર્ણવે છે, તેણે તેને રામાયણનો અભ્યાસ કરાવી રામભક્તિ પરાયણ બનાવી દીધી હતી. તે સાધુની સાથે તેણી “ગોલવા” ગામમાં જઇ રહેલી, અને ત્યાંથી નીસરી, પછી “ વડોદરમાં વાસ ” કરવા આવી રહેલી. તેણીએ તે સાધુ સાથે અયોધ્યાની “ ઘણીવાર ” યાત્રાઓ કરેલી. વડોદરામાં જઇ તેણીએ “ રામજીમંદીર ” વસાવેલું, અને ત્યાં તેણીની કીર્તિ ફેલાયલી. વડોદરામાં રહી તે “ રાતને દા’ડો ” રામના “ ગુણલા ” ગાતી હતી; પરન્તુ કોઇ અધમ પુરૂષ–“ મુવો ” તેણીની “ આડો ” આવેલો તેથી તે પાછી અયોધ્યા ચાલી ગઇ હતી. તેણીના વૈધવ્ય ઉપર આક્ષેપો મુકાયલા હોય એવું તેના એક પદ ઉપરથી નીકળી આવે છે. દીવાળી પોતાના વૈધવ્યમાં ઇશ્વિરઉપર આસ્થા રાખી સંતોષથી રહેતી હતી, અને તૃષ્ણામાત્રનો તેણીએ ત્યાગ કર્યો હતો. જે જે લોકો તેની “ટોળ” કરતા હતા તેને તે કહેતી હતી કે, ટોળ કરવી હોય તો કરો, પરન્તુ હું મારી ભક્તિ મુકનાર નથી. તેણીએ સ્ત્રીને છાજતી સાદી સરલ ભાષામાં રામભક્તિ નિમિત્તે, રામજન્મ, રામબાળલીલા, રામવિવાદ,

ચમત્કારાભિષેક વગેરે કાવ્યો ગરબી તથા ધોળનાં પદોમાં લખેલાં છે. દીવાળીની કવિતાઓમાં શાંત રસ વ્યાપી રહેલો છે અને તેથી તે ભક્તિજીવન ગાળનારાંઓને પ્રિય લાગે તેવી થઇ રહેલી છે. દીવાળીનું મરણ કયા વર્ષમાં થયું છે તે જાણી શકાતું નથી.

## [illegible]

ભક્ત કવિ હરદાસનો જન્મ કાઠિયાવાડના સોરઠ પ્રાંતમાં જૂનાગઢ તાબે કુંતલપુર ( કુતીયાણા ) માં ઇ. સ.૧૭૭૪ ના અરસામાં થયો હતો. તેમના પિતાનું નામ ભાણજી હતું, અને તે ભાણજીને પણ કવિતા કરવાનો શોખ હતો. તેઓ જ્ઞાતિએ સિંધવા ક્ષત્રી હતા. હરદાસ કવિનું નામ **કાઠીયાવાડ સર્વ સંગ્રહ**માં આપેલું છે, અને તેનાં કાવ્યોનો એક સંગ્રહ કરી રા. દામોદર હીરજી જગડે પ્રસિદ્ધ પણ કરેલો છે.

કહેવાય છે કે, બાળાવસ્થામાંથીજ તેમને સાધુસંતની સેવા કરવાનું તથા ધર્મદાન કરવાનું પ્રિય હતું. યુવાવસ્થામાં એક દિવસ પોતાના ઘરના ઓરડામાં પુરાઇ પોતે ત્રણ દિવસ સુધી શારીરિક ક્રિયાઓ બંધ કરી દીધી હતી, અને ચોથે દિવસ બ્હાર નીકળીને ઈશ્વરભક્તિમાં પ્રવૃત્ત થઇ ગયા હતા. જૂનાગઢના રાજ્યનો મહોદય કરનાર સંગ્રામ વીર દીવાન અમરજીના પુત્ર દીવાન રણછોડજી પોતે મ્હોટા વિદ્વાન કાવ્યકાર તથા ધર્મબુદ્ધિવાળા હતા તેથી તેમણે હરદાસભક્ત ઉપર પ્રસન્ન થઇને તેમને એક નોકરી આપેલી; પરન્તુ તે ભક્તજીવનને અનુકૂલ ન થઇ પડી, તેથી તેણે છોડી દીધી. દીવાન રણછોડજીને શંકરભક્તિ પ્રિય હતી તેથી તેઓ શંકરને વિષ્ણુ ભગવાનની પેઠે લડાવતા હતા. હરદાસને રણછોડજીનો રંગ લાગેલો, અને તે ઉપરથી તેમણે " શંકર પાર્વતી ઝુલે હિંડોરે " એવું પદ લખી નાંખેલું. ઉપલેટાના નાગર કુશળપ્રસાદ નામના પોતાના કવિશિષ્યની સાથે તેઓ કવિતામાંજ પત્રવ્યવહાર ચલાવતા, અને તે દ્વારા તેઓ તેને ઉપદેશ આપતા હતા. જામનગરના કોઇ સારસ્વત બ્રાહ્મણ જોશી ઇન્દ્રજીની માગણી ઉપરથી આપણા ભક્તકવિએ ત્રણ દિવસમાં "શંકર વિવાદ"નું કાવ્ય લખી આપ્યું હતું. હરદાસને બે પુત્રો તથા એક પુત્રી હતી; અને તેમનાં વંશમાં હાલ કોઇ રહેવા પામ્યું નથી.

હરદાસના ગુરૂનું નામ "જસખીર" હતું; અને તેઓ શુદ્ધ અદ્વૈતમતના હતા.

હરદાસે ગૂજરાતીમાં તથા પંજાબી અને વ્રજભાષામાં લખેલું છે. શિક્ષા–ઉપદેશનાં છુટક છુટક કાવ્યો લખી, તેમણે ઇ. સ. ૧૮૨૦ માં વિષ્ણુભક્તિ કાવ્ય, તથા શિવવિવાહકાવ્ય ઈ. સ. ૧૮૧૫ માં લખેલું છે. તે સિવાય શુદ્ધ બ્રહ્મજ્ઞાનનો બોધ કરનારાં સંખ્યાબંધ પદો તથા પ્રભાતીયાં વિવિધ રાગરાગણીઓમાં તથા છંદોબદ્ધ કાવ્યોમાં લખેલાં છે. તેણે બનાવેલી ગરબીઓ અદ્યાપિ પર્યન્ત કુતીયાણા તથા બરડાના પ્રદેશમાં સાધુસંતોથી તથા કન્યાઓના મુખેથી ગવાય છે એ વાત તેમની સુપ્રસિદ્ધિનો પુરાવો છે. શિવવિવાહપ્રસંગે 'ફટાણાં'ના રૂપમાં મર્મહાસ્યાત્મક લખેલું તેનું નીચે આપવામાં આવેલું પદ વાંચવા જેવું છે:—

" ભોળા ધીપી ધીપી ધીપીજી રે,
અમે ગાર કુંમકુંમની લીપીજી,
તારે ઘેર નથી ગાયુંનો ટોળોજી રે.
ઘરમાં સુકી ભભુતનો ગોળોજી. ભોળા૦ ૧
તારે દુધ દહીંના છે સેવાજી રે,
મનગમતા આરોગો મેવાજી;
જીરે તું પુરે છે આશા પીઆરીજી રે.
તું તો હવે થયો ઘરબારીજી. ભોળા૦ ૨
જીરે તું તો ટાઢા હુકડા ખાતોજી રે,
રાખ ચોળી થયો છે રાતોજી,
હરદાસનું દુઃખ ન કરજોજી,
મારા જનમમરણ દુઃખ હરજોજી " ભોળા૦ ૩

હરદાસ ભક્ત હતા તેથી તેની ઉપર પોતાના પૂર્વકાલીન ભક્તબંધુઓની છાપ પડી હોય, એવું તેમનાં કાવ્યો ઉપરથી સમજાય છે. નરસિંહનો ભક્તિશૃંગાર તેના વિષ્ણુભક્તિવિષયક કાવ્યમાં વ્યાપી રહ્યો છે એટલું તો નહિ, પરન્તુ તે મહાભક્તના બ્રહ્મજ્ઞાનના શબ્દોનો ધ્વનિ પણ આ ભક્તકવિના કાવ્યમાંથી સારી રીતે સંભળાય છે. તેમના પોતાની સમકાલીન કવિયોધ રણછોડજીનો પાસ તો તેને લાગેલોજ. આ પ્રમાણે જ્યારે હરદાસને અન્ય કવિઓનો પાસ લાગેલો ત્યારે હરદાસનો પોતાનો પાસ પોતાના પછીના કવિગણને પણ લાગેલો છે. ભક્તકવિ ભોજલ હરદાસ પછી દશ વર્ષે જન્મેલ, એટલે તે તેનો સમકાલીન કવિ તો ખરોજ; પરન્તુ અધિક આશ્ચર્યની વાત તો એ છે કે, કવિ હરદાસ તથા કવિ ભોજલ (ભોજાભક્ત)ની શૈલી તથા ભાવનાઓ વચ્ચે એક પ્રકારનું સામ્ય જોવામાં આવે છે. "શૂરા લડે રણ બીચમેં ડરપે નહીં લગાર" "ભરે ન પીછા પાઉં જાહીકું પુરી લાગી." વગેરે હરદાસનાં ચરણોના પડઘા ભોજલના કાવ્યમાં સંભળાય છે. હરદાસ તથા

ભોજલની ભાષા વચ્ચે થોડુંજ અંતર રહેલું છે. તે ઉભય ભકતકવિઓ એક બીજાના સહવાસમાં આવી રહ્યા તો નહિ હોય ! આ કવિની ભાષા શુદ્ધ ગૂજરાતી નથી; પરભાષાના તથા ગ્રામ્ય શબ્દોના તેમાં ઓઘ વળે છે. બ્રહ્મજ્ઞાનનાં કેટલાક પદો તો ઉર્દૂ શબ્દોથી ઉભરાઇ જાય છે. આમ થવાનું કારણ એટલુંજ અટકળી શકાય છે કે સૌરાષ્ટ્રમાં મુસલમાની અમલ હતો, અને ઉર્દૂ વા ફારસી સામાન્યતઃ સ્વીકારાયલી ભાષા હતી, અને હરકોઇ રાજ્ય સાથે સંબંધ રાખનારને તે ભાષાનું જ્ઞાન આવશ્યક ગણાતું હતું.

તેમણે દેહોત્સર્ગ ક્યા વર્ષમાં કરેલો તે હજુ જાણવામાં આવ્યું નથી; પરન્તુ ઇ. સ. ૧૮૪૬ સુધી તેઓ હયાત હતા તેથી ત્યાર બાદ બે ચાર વર્ષમાં તેમનું મરણ થયું હશે એવું અનુમાન થઇ શકે છે.



## બાપુસાહેબ ગાયકવાડ.

ભક્તકવિ બાપુસાહેબ ગાયકવાડનો જન્મ ઈ. સ. ૧૭૭૯ ના વર્ષના અરસામાં વડોદરામાં થયલો હતો. તેના પિતા યશવંતરાવ એક મરાઠા સરદાર તથા શ્રીમંત ગાયકવાડ સરકારના આસામદાર હતા. તેમની માતા રજપૂતાણી હતી. બાપુસાહેબની બાળચર્યાઓ કેવા પ્રકારની હતી તે વિષે કશું જાણી શકાતું નથી, તથાપિ તેમના કુટુંબની સ્થિતિ ઉપરથી એટલું તો અનુમાન કરી શકાય કે તેઓ શરીરને વ્યાયામ આપનારા વિષયોમાં કદાચિત્ કુશળતા ધરાવતા હશે; તેની સાથે મનને વ્યાયામ આપવાનું ચૂકી ગયા નહિ હોય. તેમની કવિતાઓ વાંચતાં આપણને તેમના સ્વભાવ વિષે જોઈતું જ્ઞાન મળી રહે છે. " કાણાને કાણું કહિયે તો લાગે કડવું; એને સાચું કહિયે તો સૂઝે વઢવું રે. " એવાં એવાં તેમનાં વચનો તેમના સ્વતંત્ર સ્વભાવનું તથા સ્પષ્ટવકતાપણાનું આપણને ભાન કરાવે છે. તેમના સ્વતંત્ર સ્વભાવ તથા સ્પષ્ટ વકતાપણાનું મૂળ તેમની સ્વતંત્રભાવના હતી, અને તેથી તેઓ કેવળ તત્ત્વનું અન્વેષણ કરવા તત્પર રહેતા હતા. તેમના પિતાને ગોઠડા ગામમાં ગ્રાસ હતો તેથી બાપુસાહેબનું ત્યાં જવાનું વારંવાર થતું હતું. તે સમયે તે ગામમાં પેલો બ્રહ્મભાટ " મ[illegible]ની " " ધીંગો ધીર-

સમાગમ થવા માંડયો; અને તેનું પરિણામ એ આવ્યું કે બાપુએ તેને પોતાનો ગુરૂ કરી માની લીધો. આ બીના બની તે પૂર્વે બાપુસાહેબે ધર્મને નામે કરવામાં આવતા દંભો તથા આંડબરોની અયથાર્થતાનો અનુભવ કરી લીધેલો હશે, અને તેથી તેનો નામરૂપ પ્રધાન ધર્મ ઉપરની શ્રદ્ધા સ્ખલિત પણ થયલી હશે. બાપુસાહેબની તેવી ચર્યાથી તેમનાં કુટુંબજનોને તેમની ભણી કંટાળો ઉત્પન્ન થઇ આવવા લાગ્યો; પરન્તુ તે વાતની તેણે દરકાર કરી નહિ. પછી તેઓ શ્રી. મહારાજા સયાજીરાવની નોકરીમાં દાખલ થયલા; પરન્તુ તે નોકરી તેને ફાવી નહિ, કારણ કે તેમને તો જ્ઞાન થઇ આવ્યું હતું; સંસારની નવરંગી શોભાઓ તેમને અસારવત્ ભાસતી હતી. પરિણામમાં તેણે નોકરી કરવાનું છોડી દીધું, અને કેવળ ભક્તિપરાયણ જીવન ગાળવાનો દૃઢ સંકલ્પ કરી દીધો. સત્સમાગમ કરવામાં તેઓ પોતાનું જીવન વ્યતિત કરવા લાગ્યા; અને તેમ કરતાં કરતાં તેમને ભક્ત નીરાંતના પરિચયમાં આવવાનો પ્રસંગ સાંપડી આવ્યો. અન્તે નીતરાંના જ્ઞાન પ્રતાપે બાપુસાહેબના ચિત્તને આકર્ષ્યું, અને તે તેમને ગુરૂ તરીકે માનવા લાગ્યા. બાપુસાહેબ પોતાની તમામ કવિતાઓમાં **નીરાંત** તથા **ધીરા**ને પોતાના ગુરૂરૂપે વર્ણવી તેમનો મહિમા ગાવાનું ચૂકતા નથી. કુળધર્મનો ત્યાગ કરવાથી જેમ ભક્ત નરસિંહ મહેતાની ઉપર તેમનાં જ્ઞાતિજનો તરફથી અનેક પ્રકારના આક્ષેપો મેલાયલા, અને તેના પરિણામમાં તે ભક્ત રાજે " અમે એવારે એવારે, તમે કહો છો તેવારે " એમ જે ગાયલું, તેવીજ રીતે બાપુસાહેબના બાબતમાં પણ બનેલું છે. કારણ કે તેમણે " અમે બગડ્યા અમે બગડ્યા લેજો જાણીરે, + + + **નીરાંત**ના સંગથકી બાપુ જુઓ બગડ્યા" એ પ્રમાણે આડાઈમાં ગાયલું છે. " માયા ભક્તિને આઘનું વેર" " હોય છે તે પ્રમાણે બાપુની બાબતમાં પણ બનેલું હોય એવું અનુમાન તેના એક પદ ઉપરથી થઈ આવે છે. તેમની સ્ત્રીએ, તેમની સાસુએ, તેમની "વાતો" કરવા માડેલી, પરન્તુ તેમણે તેમની દરકાર પણ કરેલી નહિ; અને પોતાના મન સાથે પોતે સમાધાન કરી લીધેલું કે, ભગત જગત વચ્ચે હમ્મેશાં એવુંજ ચાલતું આવેલું છે. કેવી દૃઢ વૃત્તિ ! તેમની આવી દૃઢતાએ આખરે, તેમનાં સ્વજનો પોતપોતાના મમતમાં ડગી ગયલાં, અને બાપુસાહેબની ભણી માનદૃષ્ટિથી જોતાં થયાં હતાં.

બાપુસાહેબે કોઇ પણ વસ્તુઓ

લઈને તે ઉપર કાવ્યના પ્રબંધો રચ્યા નથી. તેમણે તો જ્ઞાનોપદેશનાં છૂટક છૂટક પદો, ચાબખાઓ, ગરબીઓમાં પોતાના હૃદયસ્થ વિચારોને પ્રકાશ આપેલો છે. બાપુસાહેબે પદરિપુના શત્રુઆ, બ્રાહ્મણ શુદ્ર-ભેદનાંપદો, ધર્મનેરઅંગ, જ્ઞાનોપદેશનીં કાફીઓ વગેરે સંસારની શૂન્યતા બતાવનારી, ધર્મના ઢોંગોને પ્રકટ કરી બતાવનારી તથા ભેદભાવનું ખંડન કરનારી કવિતાઓ બેધડક રીતે લખેલી છે. ઇ. સ. ૧૮૩૪ માં તેણે મહિના તથા ૧૮૪૩ માં પરજીઆ લખેલા. આજ વર્ષમાં તેઓ મરણ પામેલા હોય એવું તેના એક પદ ઉપરથી સમજાય છે. તેમની મરણ તિથિ ઇ. સ. ૧૮૪૩ ના વર્ષના આશો માસની શુદિ એકાદશી હતી.

બાપુસાહેબ જો કે હતા તો મરાઠા, તથાપિ શુદ્ધ ગૂજરાતીના જેવોજ તેમની કવિતાઓનો રંગ દેખાય છે. ધીરા સિવાયના બીજા તેમના સમકાલીન જ્ઞાની-કવિઓ તેમના જેવી શુદ્ધ ભાષા લખી શક્યા નથી. તેણે હિંદુ તથા મુસલમાનને ખરા જ્ઞાનનો ઉપદેશ કરી, “ગફુર ગોવિંદ રહીમ એક તમે જાણજો” એવો ઐક્યબોધક ઉપદેશ કરેલો છે. સ્નાન, સંધ્યા, મૂર્તિપૂજા ઇત્યાદિ કર્મકાંડીનાં લક્ષણો તથા વૈષ્ણવ સંપ્રદાયના ધર્મને નિમિત્તે થતા ઢોંગોને પોતાની કટાક્ષાત્મક વાણી વડે “ ભચરકો ” નાંખેલા છે. ધર્મનો-જ્ઞાનનો ઇજારો બ્રાહ્મણને જ મળેલો છે, એવું તેમનું માનવું ન હતું. “સંસ્કારથી થાય છે બ્રાહ્મણ” એવો તેનો ઉપદેશ હતો. વર્ણભેદને તેઓ સ્વીકારતા નથી. “ અક્ષરને ખોળી” શકે તેજ મનુષ્ય તેમના મત પ્રમાણે શ્રેષ્ઠ હતો-પૂજ્ય હતો-બ્રાહ્મણ હતો “એક તારે એક તાર મેળવો ” એવી વીરહાક તેઓ મારતા હતા. અર્થાત્, બાપુસાહેબ કેવળ બ્રહ્મજ્ઞાની-અદ્વૈતવાદી હતા, અને તેજ વાદ તેની સર્વ કવિતાઓમાં ગુંથાઇ વ્યાપી રહેલો છે.

તેમની કવિતાઓ જ્ઞાનની છે; એટલે કવિતાની દૃષ્ટિએ રસાલંકાર વિનાની છે એવું કહીએ તો કદાપિ ચાલી શકે ખરૂં. તથાપિ તેમની બાનીમાં રહેલું દર્દ એવું તો ઉછળતું અને તીવ્ર છે કે, વાંચનારને તે રસિક લાગ્યા વિના રહે તેમ નથી. શાંત રસને અનુકૂળ વેગ, અને ભાષાની સ્વભાવસિદ્ધ મીઠાશ, તથા જન્મથી ગૂજરાતીના મુખમાં આવે તેવી શબ્દમાળા-સ્વાભાવિક બોલી, એ સર્વ આ ભક્તકવિની કવિતાનાં આભૂષણો છે એવું સુખેથી કહી શકાય.





## પ્રેમાનન્દ સ્વામી.

પ્રેમાનન્દ સ્વામીનો જન્મ કયા ગામમાં થયો હતો તે કહી શકાતું નથી; પરન્તુ તેનું જન્મ વર્ષ ઇ. સ. ૧૭૭૯ હોય એવું અનુમાન થઇ શકે છે. તેનાં માતા પિતા વિષે પણ કશી હકીક્ત મળતી નથી. તે ઘણું કરીને કાઠિયાવાડમાં આવેલા ગઢડા ગામમાં રહીને પોતાનું સાધુજીવન ગાળતો હતો. તેને સંગીત ઘણુંજ પ્રિય હતું, અને ગાવું બજાવવું તે જાણતો હતો. તે પોતાના ગુરૂ સહજાનન્દ સ્વામીની સંગમાંજ રહેતો હોય એવું તેનાં પદો ઉપરથી ધ્વનિત થઇ આવે છે. તેણે હિંદુસ્તાનીમાં તથા ગૂજરાતી ભાષામાં સંખ્યાબંધ પદો લખેલાં છે. શ્રીકૃષ્ણ ઉપર તે ઘેલો થઇ ગયલો હતો, અને કૃષ્ણભક્તિ કવિતામાં ગાઇ બતાવતાં તેણે પોતાની પુલિંગતા છુપાવી કેવળ સખીભાવ પ્રદર્શિત કરેલો છે. તેનું બનાવેલું 'સ્વામીનારાયણનો વિયોગ, એ નામનું કાવ્ય કરૂણાત્મક વિપ્રલંભ શૃંગારસથી રંગાયલું તથા હૃદયદ્રાવક છે. કવિ પોતાના ગુરૂને સંભારી સંભારીને " આંસુ "ની ધાર ચલવી રહ્યો હોય એવું તે કાવ્ય વાંચતાં આપણને જણાઇ આવે છે. તેની ભાષાની હૃદયદ્રાવક મીઠાશ સ્ત્રીવર્ગને અત્યંત પ્રિય લાગે તેવી છે, અને તેના પરિણામમાં તે કવિની કવિતાઓ સ્ત્રીવર્ગમાં પાઠે કરવામાં આવે છે. તેણે તુલસી વિવાહ, થાળ વગેરે કાવ્યો લાલિત્યમય વાણીમાં લખેલાં છે. તુલસી વિવાહના કાવ્યને અન્તે તેણે ' હરિવર" નો પરિહાસ કરતી કન્યાપક્ષની સ્ત્રીઓથી બોલાતું જે પદ મુકેલું છે તે ખરેખર સ્ત્રીસ્વભાવનું વર્ણન આપનારૂં છે. તેની ભાષા શુદ્ધ, સ્પષ્ટ તથા રસાળ છે. તેનું. મરણ ઇ. સ. ૧૮૪૯ ના વર્ષ પછી થયું હોય એમ કહી શકાય તેમ છે.



## ભક્તકવિ ભોજલ.

ભક્તકવિ **ભોજલ**નો જન્મ ઇ. સ. ૧૭૮૫ માં કાઠિયાવાડમાં આવેલા જેતપુર નામના ગામની પાસે આવેલ **દેવકી ગાલોલ**માં થયો હતો. તેમના પિતાનું નામ કૃષ્ણદાસ અને તેમની માતાનું નામ ગંગાબાઈ હતું. તેઓ જાતે કણબી હતા. ભોજલભક્ત સાવલિયા કહેવાય છે તેથી તેમના પૂર્વજો કદાચિત્ સ. ની

રહેવાસી પણ હોય! તેમને કરમણ અને જસો નામના બીજા બે ભાઇ પણ હતા. પોતાના શૈશવમાંથી માતાનું દૂધ પીપેલું તે છેક બાર વર્ષની વયના થયા ત્યાં સુધી તેઓ દૂધ પીનારાજ રહેલા. ગામડિયા ગામમાં જન્મેલા તેથી વિદ્યાસંસ્કારથી તેઓ વિમુખ રહ્યા હતા. રામેતવન નામના યોગીનો સમાગમ થયા પછી ભોજલરામ અન્ન ખાવા લાગ્યા હતા. ભોજલનો કીર્તિવાયુ ચારેમેર વાવા લાગ્યો. તેની આસપાસ શિષ્યમંડળ બંધાવા માંડ્યું; અને ભોજલરામનો કોઇ શિષ્ય તેને અમરેલી સમીપ આવેલા ફતેહપુર ગામમાં લઇ ગયો.

ભોજલરામની સાંસારિક સ્થિતિ કેવી હતી તે વિષે કશું નિશ્ચયપૂર્વક કહી શકાતું નથી. પ્રાચીન કાવ્યમાળાકારનો મત એવો છે કે તેઓ પરણેલા ન હતા. અમારો પોતાનો મત તેથી ઉલટો છે; અને અમારા મતને પ્રતિપાદિત કરનાર પ્રમાણો અમે અમારા " ભક્તકવિ ભોજલ " નામના ગ્રંથમાં આપેલાં છે. ભોજલે પરણ્યા પછી પોતાની સ્ત્રીને " પિયર વળાવી " દીધી હતી.

ભક્તિપ્રવેશ કર્યા પછી તે ગુરૂની પેઠે પૂજાવા લાગ્યો. ફતેહપુરમાંથી તેના જયઘોષ નીકળવા લાગ્યા. તેના મનોગત વિચારોની સરિતા તે સ્થળેથી વહેવા લાગી. તેનો કીર્તિચંદ્ર ત્યાંથી ઉદય પામી પામર કુમુદોને પ્રફુલિત કરવા માંડયો. તેની આસપાસ ભક્તોનાં ટોળાં ભરાવા લાગ્યાં. " સોહં નામ જપોરે ભાઇ, હરિભક્ત કું હે સુખદાઇ " એવો ઉપદેશ કરતા કરતા તેઓ અજવા જપ કરવા મંડી પડયા. પ્રજાસ્તુતિરૂપી પવનના તરંગે આરૂઢ થયલ તે મંગલરવ મહારાજા ગાયકવાડના તે સમયના દીવાન વિઠ્ઠલરાવના કર્ણપટ ઉપર અથડાયો. તે દિવાને તેની પરીક્ષા કરી. પરિણામે " સત્યવાદી ભાઇડારે અટક પડે ઓળખાય " તેમ ભોજલરામની ટેક ટકી રહી, અને વિઠ્ઠલરાવે તેમને યોગ્ય સન્માન આપ્યું. તે વખતે ભોજલે પોતાના ચમચમતા **ચાબખા** ગાઇ બતાવ્યા. ત્યાર બાદ, ફતેહપુરમાંથી ફતેહ મેળવી વીરપુરૂષ બનેલા ભોજલ વીરપુર વિષે જઇ રહ્યા, અને ત્યાં તેમણે ૬૫ વર્ષની વયે ઇ. સ. ૧૮૫૦ માં પોતાની દેહ છોડી. ફતેહપુરવાસીઓ તે ભક્તની પાઘડી તથા માલાને પૂજે છે, અને વીરપુરમાં ભોજલભક્તનું મંદિર છે તેમાં તેમની પાદુકા પૂજાય છે.

ભોજલરામ કવિ છે—આત્મદર્શી ઉપ-

શક છે. તેમની કવિતાઓમાં જ્ઞાનનાં -લો ગુંથાયલાં છે. કોઇ કોઇ પ્રસંગે નેષ્કામ ભક્તિ, વૈરાગ્ય, યોગ આદિ મોક્ષ ામવાનાં સાધનો વિષે પણ તેમણે ગાયું કે. તેણે લાંબાં લાંબાં કાવ્યો નથી લખ્યાં; ારણ કે કવિતા કરવા કરતાં ભક્તિ કરવાનો તેનો ઉદ્દેશ હતો. તેણે જે કંઇ લખેલું છે તે સર્વ પોતાના ઉદ્દેશને અનુસરતું, ભાષા કટાક્ષમાં કડકડતું, ભક્તિરસમાં લસલસતું, અને સર્વપ્રકારના દંભ ઉપર દરોડો પાડતું છે. તે ' **સદ્ગુરૂજીના બાળકો** " એ પોતાના વિચારો વિવિધ પરિવેષમાં ગાઇ બતાવ્યા છે. તેણે ચાબખાઓ ઉપરાંત પ્રભાતિયાં, સાખીઓ, તિથિઓ, સાતવાર, કીર્તન, ધોળ, પદો, મહિના, સંદેશા, દોરી, ભજનીયાં કવિત, આખ્યાન, કડવા, ગોપીનાં પદ, અને ઢાળ આદિ શિરોનામ નીચે અનુભવના ઉગારો કાઢેલા છે. તેનાં પ્રભાતિયાંમાં નરસિંહમહેતાની સરલતા, કોમલતા અને મધુરતા નથી. ભોજલની ઉપદેશ દેવાની રીતિ હાડ ફાડની અને નરસિંહની ધીમે ધીમે સાદાં અને સૂક્ષ્મ સૂત્રો સમજાવવાની છે. જેમ મહેતાજીનાં પ્રભાતિયાં, તેમ ભોજલરામના ચાબખા. જેમ ગૃહસ્થ લોકો તથા તેમની સ્ત્રીઓ સુંદર, નિર્મલ, અને ગંભીર સ્વરે મહેતાજીનાં પ્રભાતિયાં લલકારે છે, તેમ ભટકતા ભીખારીઓ ભોજલરામના ચાબખા હાથમાં તંબુર ઝાલી ઝાંઝ અને કાંશીયાના ઝાલકાર સાથે ઘેર ઘેર ગાતા ફરે છે. મહેતાજી કવિ સંસારીના, અને ભોજલરામ કવિ સંન્યાસીના. મહેતાજીની કાવ્યોદ્યાન રસાળ અને ભોજલની શુષ્ક છે. ભોજલ હડુડતો વિરાગી, અને મહેતાજી વિવેકી સંસારી છે. મહેતાજી જ્યાં હસે છે ત્યાં ભોજલરામ ધિક્કારે છે ખાવાનો દંડો જેમ ખાવાનું આભૂષણ છે તેમ ભોજલરામની " હાક " પણ તેનું ઘરેણું છે. ભોજલરામ ગાતાં ગર્જના કરે છે, ડંકા ઉપર ઘાવ ઉપર ઘાવ મારે છે; રણશૃંગો ઉપરાઉપરી ફુંકે છે, સંત શૂરોને યુદ્ધાર્થ સજ્જ થવા ઉશ્કેરે છે. તેમની કવિતા કુહાવે છે, રણસંગ્રામમાં ઝુલાવે છે અને " જેને લગા કલેજે ઘાય " એવાં મનુષ્યોને સ્વર્ગનાં અલભ્ય સુખોનો લ્હાવો લેવડાવે છે.

ભોજલરામે પાંચ કડવાનું સલૈયાખ્યાન તથા **ભક્તમાળ** નામનું એક બીજું કાવ્ય પણ લખેલું છે. ભોજલના કાવ્યમાં મહેતાજીની તથા ભક્ત હરદાસની છાયા પ્રત્યક્ષ થાય છે. નરસિંહની કોમળતા તથા હરદાસની હાક તેની કવિતામાં ઠામઠામ દેખાય છે. ભોજલને ટાપટીપ પ્રિય નથી.

તેને તો "ઉંટમાં વાંક ને ઘોંક બહુ ભાતનો" હોય તથાપિ તેમાંથી "પાંશરો" આત્માને જોઇ લેવો હતો, અને તેથી તેણે ભાષા ભણી બે દરકારી બતાવી છે. રેતી સાથે ગડા ભળ્યા હોય એવી તેની ભાષા છે. તેના વિષે સહજ કહી શકાય કે, તેની ભાષા બાવાની અને શૈલી શેઠાની છે. તેણે સંસ્કૃત શબ્દો વાપર્યા છે બહુ, પરન્તુ તેમાં ભાંગફોડ કરીનેજ. ગ્રામ્યતા એ તેની કવિતાનું લક્ષણ છે. રેશનું બહુવચન "રશ્યું" "છાનાને સ્થાને" "શાનો" 'ખુશામતને બદલે' "ખસમત" શાંતિને બદલે "સ્વાંત્યું" એવા એવા પ્રયોગો તો ઠામ ઠામ જોવામાં આવે છે. તેનાં પદોની કોઇ કોઇ લીટીઓના તો અર્થ પણ બેસાડી શકાતા નથી.

ભોજલરામ જ્ઞાનમાર્ગી હતા તેથી કર્મકાંડ તેમને પ્રિય નહતાં. આ સૃષ્ટિમાત્ર અદ્વૈતબ્રહ્મની "મોજ" હોય એવું તેમનું માનવું હતું. "એકમના થઇને" "અલખ" ને ઓળખવામાંજ મનુષ્યજીવનની સાર્થકતા તેઓ દેખતા હતા. આ બધું છતાં, ભોજલરામ જે પંકાયા છે તે તેના ચાબખાને માટેજ.

પ્રાચીનકાવ્યમાળાકાર તથા અમારા પોતાના મત પ્રમાણે ભોજલરામ કાઠિયાવાડીજ છે; પરન્તુ સમશુલ ઓલ્મા એરવદ જીવનજી મોદીએ એવો પ્રશ્ન ઉભો કરેલો છે કે, ભોજલરામ (ભોજાભક્ત) નવસારીના તીઘ્રા ગામનો કાં ન હોય? આ પ્રશ્ન વિચારવા જેવો છે, અને આશા છે કે, ગુજરાતી સાક્ષરો તે વિષે ચર્ચા ચલાવી એક નિર્ણય ઉપર આવી જશે. (જુઓ જામે જમશેદ તા. ૧૮-૩-૧૯૧૦).



## ગિરિધર.

વૈષ્ણવસંપ્રદાયના એક સુપ્રસિદ્ધ કવિ **ગિરિધર**નો જન્મ, પ્રાચીનકાવ્યમાળાકારના લખવા મુજબ, ઇ. સ. ૧૭૮૭ માં થયો હતો. તે વડોદરા તાબે પાદરા તાલુકાના **માસર** ગામનો મૂળ વતની હતો; પરન્તુ પાછળથી "વીરક્ષેત્રમાં"–વડોદરામાં જઈ રહ્યો હતો. તેના પિતાનું નામ ગરબડદાસ હતું, અને તે જ્ઞાતિએ "દશાલાડ" વણિક "વૈષ્ણવ" હતો. આ કવિમાં કવિત્વશક્તિનું બીજ તેના પિતા તરફથી આવેલું એમ કહેવાય છે. તેને બીજા બે ભાઇ તથા એક બ્હેન હતાં. કવિનો પિતા **માસર**માં તલાટી હતો, અને

કવિ પોતે ગ્રામશાળામાં વાંચતાં લખતાં શીખી પોતાના જમાનાની કેળવણી પામેલા હતા. કવિની બ્હેનને વડોદરામાં પરણાવી હતી, અને તેણીએ તેને વડોદરામાં બોલાવી પોતાની પેઢી ઉપર રાખી દીધા હતા. પછી બ્હેનની મદદથી તેઓ પરણ્યા પરન્તુ સાત વર્ષ બાદ ઘરભંગ થઈ ગયા, અને પછી પાછા પરણ્યાજ નહિ. તેમનું વડોદરે આવવું થયું તે પૂર્વે તેણે વલ્લભવિજય નામના ગોરજી કનેથી સંસ્કૃત તથા હિંદી ભાષાનું જ્ઞાન પ્રાપ્ત કરી લીધેલું. વડોદરામાં ગયા બાદ તેમને કાશીવાળા પુરૂષોત્તમજી મહારાજનો મેળાપ થઇ આવ્યો અને તેના સમાગમમાં રહેતાં તેમનો ભક્તિરાગ ફાલીફૂટી નીકળવા પામ્યો. તેની કૃષ્ણઘેલી કવિતાની ઉત્પત્તિ "શ્રીપુરૂષોત્તમ મહારાજની કૃપાજ હતી;" કારણ કે કવિએ તે મહારાજની પાસે રહીને જ કાવ્યો લખ્યાં હોય એવો ધ્વનિ તેનાં કાવ્યોની પંક્તિઓમાંથી નીકળે છે. વડોદરાના રંગીલાલ મહારાજનો તેને સારો આશ્રય હતો, અને તેની સાથે તેઓ યાત્રાએ ગયલા. પાછા વળતાં કવિનો વિચાર શ્રીનાથજીનાં દર્શન કરવા જવાનો થયો; પરન્તુ પોતાના મહારાજની આજ્ઞા નમળી, તેથી તેઓ મનમાને મનમાં અકળાઇને પોતાના તંબુમાં સમાધિસ્થ થઇ શ્રીજીના ધામમાં પહોંચી ગયા; ઇ. સ. ૧૮૫૨. મહારાજને અતિ શોક થઇ આવ્યો. કવિ શાંત, શ્રદ્ધાળુ તથા આજ્ઞા પાલક હોય એવું જણાય છે.

આ કવિએ (૧) ઇ. સ. ૧૮૧૫ માં એટલે પોતાની અઠ્ઠાવીશ વર્ષની વયે તુલસીવિવાહનું કાવ્ય લખેલું છે; ત્યારબાદ (૨) ઇ. સ. ૧૮૩૧ માં રાજસૂયયજ્ઞનું કાવ્ય, (૩) ગોકુળલીલા, (૪) રાધાવિરહના દ્વાદશમાસ, (૫) રામાયણ (૬) અશ્વમેધ વગેરે કાવ્યો તેણે લખેલાં; (૭) મથુરાલીલાનું કાવ્ય પણ લખેલું છે. તેણે કેટલાંક પરચુરણ પદો પણ કરેલાં છે.

તુલસીવિવાહનું કાવ્ય કવિના સમયમાં થતા વરઘોડાઆદિનું સારૂં ચિત્ર આપે છે. ગોકુળલીલાનું કાવ્ય કવિએ "સંસ્કૃત કેરો અર્થ લઇને" પ્રાકૃતમાં વિસ્તારીને લખ્યું છે. રાજસૂયયજ્ઞનું કાવ્ય ભારતના સભાપર્વના "સારરૂપ" પરન્તુ વિસ્તૃત શૈલીથી લખાયલું છે, અને તે તેણે એક માસમાં લખી કાઢેલું છે. તેણે કેટલાંક પદો હિંદીભાષામાં લખેલાં છે તેથી તે હિંદી જાણતા હતા એવું સહજ કહી શકાય.

આ કવિનાં કાવ્યોમાં શાન્તરસ વ્યાપી રહેલો છે; તેની લેખન પદ્ધતિ લલિત, વૈષ્ણવી રંગથી રંગાયલી, પ્રેમાળ શબ્દગુંથણી વાળી, વચ્ચે વચ્ચે સાદા અને સરલ અલંકારવાળી તથા સંસ્કૃત ભાવાના સંસ્કારવાળી છે. સંસ્કૃત સમાસવાળા શબ્દોનો તેણે ઘણો ઉપયોગ કરેલો છે. શૃંગારના ઉદ્દીપક, હાવભાવદર્શક બોલોથી તેની કવિતાઓ વિરહી, પોતાના સ્વામીને ઉપાલંભ આપ્તી વનિતાઓના જેવી થઇ રહી છે. તથાપિ નિષ્કામ પ્રેમભક્તિનું તત્વ તેના વાગાડંબરમાં ડુબી જતું નથી. રસજ્ઞસ્ત્રીઓને તે ગાવી ગમે તેવી છે, અને વૈષ્ણવ ભક્તોને તે ભાવતી થઇ પડે તેમ છે. તેનું બનાવેલું રામાયણ લોક પ્રિયતાને પામેલું છે.



## મનોહર સ્વામી.

અઢારમા શતકની જ્ઞાનીકવિમાળાનો એક મણકો—મનોહરદાસ ઇ. સ. ૧૭૮૮ ના વર્ષમાં જૂનાગઢમાં જન્મ્યો હતો. જ્ઞાતિએ તે વડનગરો નાગર ગૃહસ્થ હતો. પ્રહ્લાદાખ્યાનનો કર્ત્તા કવિ કાલીદાસ તે મનોહરનો મામો થાય. મનોહરના બાળકાંડને લગતો ઇતિહાસ જાણવામાં આવતો નથી; પરન્તુ તે પોતાના મોસાળ તરફથી કંઇ વિદ્યાસંસ્કાર પામી શક્યો હશે એવું અનુમાન થઇ શકે છે. વળી જૂનાગઢના નાગરવાડાનું વાતાવરણ તે સમયમાં કંઇક અંશે પ્રતિભાશીલ દેખાય છે, તેથી મનોહરના શ્વાસોમાં તેવા પ્રકારની બુદ્ધિમત્તા દેખાય એમાં કશું આશ્ચર્યજનક નથી. વળી તેણે જીર્ણગઢમાં શૈવ તથા વૈષ્ણવસંપ્રદાયો વચ્ચે ચાલી રહેલા વાગ્યુદ્ધનો સ્વાનુભાવ લીધેલો, તેના પરિણામમાં તેની શ્રદ્ધા તે ઉભયપંથો ઉપરથી ઉઠી ગઇ હશે એવું પણ કલ્પી શકાય. કવિ નર્મદાશંકર લખે છે કે મનોહરદાસ પરણેલો, પરન્તુ કોઇ કારણવશાત્ તેને પોતાની સ્ત્રીસાથે બનેલું નહિ, અને તે તેણીને છોડીને પરદેશ નીકળી ગયલો. તેને તે સ્ત્રીથી બે પુત્રીઓ થઇ હતી, પરન્તુ હાલમાં તેના વંશમાં કોઇ પણ હયાતી ધરાવતું નથી. મનોહરના પિતા નાનકડાએ "એને માટે વીશેક હજારની પુંજી" મુકેલી; પરન્તુ તે બધી તેણે ગુમાવેલી. નિર્ધનતા તથા ગૃહકલહના પરિણામમાં તેનો સંસાર ઉપરનો અનુરાગ ઉડી ગયો, અને ઇ. સ. ૧૮૨૩ ના અરસામાં તે જૂનાગઢ છોડી ભાવનગર પાસેના ઘોઘા બંદર ભણી, તે સમયના

ચિત્રો તેણે આળેખેલાં છે. તીર્થયાત્રા, દેહશુદ્ધિ, વગેરે શારીરધર્મોનું ખંડન કરીને, તેણે "સ્વસ્વરૂપ" શોધી જીવનમુક્તિ પ્રાપ્ત કરી લેવાનો ઉપદેશ આપેલો છે. તેણે અદ્વૈતમતનું પ્રતિપાદન કરવામાં સર્વ પ્રકારના લૌકિક ધર્મને ત્રોડી પાડવામાં કશી કચાસ રાખેલી નથી. તેની ગૂજરાતી કવિતાઓ સાદી અને સમજી શકાય તેવી ભાષામાં લખાયલી, તત્ત્વ દર્શનના લેપવાળી, વિરોધીના મુખમાં આવે તેવી વક્રતાવાળી, પરન્તુ જ્ઞાનીને જ્ઞાન આપનારી છે.




"હરિભજનાચી શૂરી" સ્ત્રી કવિ રાધાબાઇનો જન્મ કયા વર્ષમાં કયાં થયો હતો તે કહી શકાતું નથી. તથાપિ તેની કવિતાઓમાં "વટપુરી" શબ્દ વારંવાર વપરાયલો જોવામાં આવે છે તેથી તે વડોદરામાં જઇ વસી હશે એવું અનુમાન થાય છે. તેણી મહારાષ્ટ્રીય બ્રાહ્મણ જ્ઞાતિની હતી. તેણીના પૂર્વાશ્રમ વિષે કશું જાણવામાં આવેલું નથી; તથાપિ તેણી કોઇ "અવધૂતનાથ સાથ, ભજતી હરિ દેવા;" એ વાત ઉપરથી એટલું અનુમાન થઇ શકે છે કે, તેણીએ કોઇ અવધૂતને ગુરૂ ધારી તેની ભક્તિમાં રહીને પોતાનું જીવન ગુજાર્યું હોવું જોઇએ. વડોદરામાં તે રામનાથ મહાદેવના મંદિરમાં તે અવધૂત સાથે રહેતી હતી. તે અવધૂત કોઇ રમતેરામ હતો. તેની સાથે તેણીને "ગંઠી" પડેલી, અને તેના પરિણામમાં તેણી આઠ માસ હમ્મેશાં યાત્રાએ જતી હતી, અને ચાર માસ પાછી રામનાથ મંદિરમાં જઇ વસતી હતી. આ ગુરૂ અવધૂત તેણીને પહેલાં ફણસવાડામાં પ્રાપ્ત થયલા, અને ત્યારબાદ તેણી તેમને રામનાથના મંદિરમાં લાવેલી. રાધાને અવધૂતનો સંસર્ગ હતો તેથી લોકો તેણીની નિંદા કરતા હતા, પરન્તુ રાધાએ તેમની કશી પણ દરકાર ન કરતાં, પોતાને "મીરાં જૈસી" વર્ણવીને, તેવા લોકો માટે "ખાય સબ ધૂડ, જાતિકે હે ધૂડ, લોક અરિનામા" એવાં વચન પોતાના એક કાવ્યમાં લખી કાઢી, પોતાનું આત્મબળ બતાવી મુકેલું છે. તણીએ હિંદુસ્તાનમાંનાં ચારે ધામની યાત્રા કરી હોય એવું તેણીનાં કાવ્યો ઉપરથી સમજાય છે. કૃષ્ણબાળલીલા, કૃષ્ણવિવાહ, કંસવધ, મુચકુંદમોક્ષ, મીરાં માહાત્મ્યનાં કાવ્યો, ગરબીઓ તથા બીજાં અનેક પદો તેણીએ લખેલાં

છે. રાધાબાઇ શરીરે ગૌરવર્ણી, પાતળી તથા સુંદર હતી, અને તેનો કંઠ મધુર હતો.

રાધાબાઈની ભાષા નથી શુદ્ધ ગૂજરાતી કે નથી મરાઠી. તેણે શબ્દની ચુંટણી તથા ગુંથણી પોતાને ફાવે તેમ કરેલી છે. તેની ભાષા છણકતી, ધડકતી તથા દ્રઢતાના ઉભરાવાળી છે. શ્રીકૃષ્ણજીવનને લગતી કથાઓ તેણીએ માત્ર પદ્યમય બાનીમાં ગાઈ બતાવેલી છે. તેણીનું તાન માત્ર તેની કવિતાનું સૌન્દર્ય છે. તેણીનું મરણ ઇ. સ. ૧૮૫૭ ના અરસામાં થયું હશે એવું અટકળી શકાય છે.



સ્વામીનારાયણ સંપ્રદાયના કવિ બ્રહ્માનન્દનો જન્મ ડુંગરપુર તાબાના ગામ ખાણમાં થયો હતો. પરન્તુ ક્યા વર્ષમાં તે કહી શકાતું નથી. તે જ્ઞાતિએ ભાટ હતો, અને તેનું મૂળ નામ લાડુ બારોટ હતું. તેના પિતાનું નામ શંભુદાસ અને માતાનું નામ લાડુબાઇ હતું. તેણે ભૂજનગરમાં પોતાનું બાળજીવન ગાળતાં વ્રજભાષાનો અભ્યાસ કરેલો. જ્ઞાતિએ ભાટ હોવાથી કવિતા કરવાની તેનામાં સ્વાભાવિક શક્તિ હતી. કાઠિયાવાડમાં ફરતાં ફરતાં તેણે પોતાના કવિત્વથી જનસમાજમાં પોતાની પ્રતિષ્ઠા વધારેલી. ગઢડામાં જઇ પહોંચતાં તેને સહજાનન્દ સ્વામીનાં દર્શન થયલાં, અને તે દિવસથી તેણે ત્યાં શિષ્યરૂપે રહીને કવિતાવિલાસ કરવા માંડેલો. તેણે ચારણી ભાષામાં લાડુ નામથી, શ્રીરંગ નામથી હિંદીભાષામાં તથા બ્રહ્માનન્દની સંજ્ઞાથી ગૂજરાતી ભાષામાં અનેક કાવ્યો લખેલાં છે. જૂનાગઢના નવાબ સાહેબને પોતાના મીઠાશવાળા કવિત્વ તથા જ્ઞાનોપદેશથી પ્રસન્ન કરી તેણે તે નગરમાં સ્વામીનારાયણનું મંદિર સ્થાપી, તે પંથ ત્યાં પ્રવર્તાવવા માંડેલો. વડોદરાના મહારાજા સયાજીરાવે પણ તેનું સન્માન કરેલું. છેવટે કાઠિયાવાડના મૂળી ગામમાં સ્વામીનારાયણના મંદિરના મહંતનું પરમપદ પામી તે ત્યાંજ ઇ. સ. ૧૮૪૯ ના અરસામાં વિદેહ થયલો. હિંદીભાષામાં તેણે બ્રહ્મવિલાસ, વિદુરનીતિ, ધર્મવંશપ્રકાશ, સુમતિપ્રકાશ, ગ્રંથો, તથા ગૂજરાતીમાં શૃંગારનાં પદો, હરિભજનનાં પદો, કૃષ્ણકીર્તનનાં પદો, જ્ઞાનલોચન વગેરે લખેલાં છે. તેની ભાષા સાદી, સંસ્કારવાળી તથા કોમળતાવાળી છે. બારમાસના કાવ્યમાં તેણે વિપ્રલંભ શૃંગાર વર્ણવ્યો છે; અને પોતાની કવિતાઓમાં તેણે જ્ઞાનોપદેશની છાંટ પ્રસંગે પ્રસંગે મારેલી

છે. તે શરીરે સ્વરૂપવાન તથા ગાનતાનમાં કુશળતા ધરાવતો હતો.




આ કવિ સુરતનો વતની હતો. તેનું જન્મ વર્ષ ક્યાં દર્શાવવામાં આવ્યું નથી. તથાપિ તે ઇ સ. ૧૮૨૪ માં હયાત હતો એવું માનવાથી તે અરાઢમા શતકનો કવિ ઠરે છે. તે જ્ઞાતિએ બ્રાહ્મણ હતો. તેણે સીતા સ્વયંવર, રૂક્મિણિ સ્વયવર, અને કૃષ્ણવિરહના પદો લખેલાં છે. તેને કથા કહી સંભળાવવાની ટેવ હશે એવું તેનાં કાવ્યો ઉપરથી ધ્વનિત થઇ આવે છે. તેની ભાષા સાદી તથા અલ્પ અલંકારવાળી છે.




આ કવિનો જન્મ વડોદરામાં થયો હતો. તે ઇ. સ. ૧૮૨૯ માં હયાત હતો તેથી તેને અઢારમા શતકનો કવિ ગણવામાં બાધ નથી. તેના સંબંધમાં બીજી કશી હકીકત જાણવામાં આવી નથી. તેણે સંક્ષિપ્ત દશમલીલા તથા હાલરડું વગેરે છૂટક પદો લખેલાં છે. તે વૈષ્ણવપંથી હશે એ તેની કવિતા ઉપરથી સમજાય છે. તે કવિતામાં કવિત્વનો પ્રકાશ નથી; તથા ભાષા સાધારણ ઢબની અને સરલ છે.

## અઢારમા શતકના અન્ય કવિઓ

નભોમંડળમાં દૂર—અતિ દૂર રહી ન નાધિક કાંતિથી પ્રકાશી રહેતા તારકો પેઠે આ અઢારમા શતકમાં નાનાવિધ વિઓ પોતાની કૃતિઓથી થોડો ઘ ઉજાસ આપતા ચળક ચળક થઇ રહે આપણા જોવામાં આવે છે. વસાવડના વીદાસે નાનો ઇશ્વરવિવાહ; રત્નાએ ર હિના; રણછોડજી ભક્તે રાધાવિવા રણછોડજીનો ગરબો, ( ૧૮૧૩ ), રાધા રૂસણું, રામાયણ તથા છૂટાં પદો; રઘુ થદાસે ઓધવજીને સંદેશા, ધ્રુવાખ્યા ઇત્યાદિ; સ્વામી નિષ્કુલાનન્દે વૈરાગ્ય પદો, તથા ધીરજાખ્યાન ( ઇ. સ. ૧૮૪૩ દેવાનંદે ઇશ્વરને ઓળખવા વિષે ત માયાની મોહિની વિષે અને કૃષ્ણભજન પદો; મંજુકેશાનન્દે અજ્ઞાન નરને શિખ મણ; વેલાળ ગામના ભૂખણભક્તે ઇશ્વર ભજવા વિષે; શાંતિદાસે કાનુડાની ખાળલીલ વડનગરનિવાસી નાગરાણી કૃષ્ણાબાઇ

સીતાવિરહ, રૂક્મિણીહરણ તથા સીતાજીની કંચુકી; પુરીબાઇએ સીતામંગળ; જીવરામભટ્ટે જીવરામની મુસાફરી; ગોવિંદરામે કલિયુગમહિમા ( ઇ. સ. ૧૭૮૧ ). ઉપદેશનાં પદો, ઉમીયાશિવસંવાદ, નરસિંહ મહેતો, અસીખાં પઠાણ; ગિરનારવાસી વીરવિજયે ઇ. સ. ૧૭૩૭ થી ૧૭૯૩ સુધીમાં હિતશિક્ષા છત્રીશી; સુરતનિવાસી નાગર શિવાનંદે ગણપતિ સ્તવન, વસંતપૂજા, *શિવસ્તુતિનાં પદો; વગેરે બીજા* અનેક નાના મ્હોટા કવિજનોએ કાવ્યો તથા પદો લખેલાં છે. આમાંના કેટલાક કવિઓનાં પદો અદ્યાપિ પર્યન્ત લલકારાય છે; તથાપિ તેમાંના કોઇ મહાકવિના વર્ગમાં આવી શકે તેમ નથી. તેમાંનાં કોઇએ સળંગ આખ્યાનો લખેલાં નથી. ભક્તિના ઉમળકા તથા ઉદ્‌ગારો સિવાય તેમની કવિતાઓમાં બીજું કશું પણ જોવામાં આવતું નથી. કોઇ કોઇ કવિઓએ ઉપદેશ દેવાનો પણ પ્રયત્ન કરેલો છે.

## સંક્ષિપ્ત વિવેચન.

ગુર્જરી કાવ્યગંગા, અઢારમા શતકમાંથી, શતમુખે વહેવા લાગે છે. કવિઓની સંખ્યામાં અતિશય અભિવૃદ્ધિ થઇ ગયલી જોવામાં આવે છે. સત્તરમા શતકનાં નાના મ્હોટાં કાવ્યવૃક્ષોમાંથી, ગુર્જર ભૂમિની કાવ્યવાટિકાના ક્ષેત્ર ઉપર ખરી પડેલાં પરન્તુ લોકપ્રિયતા રૂપી સમીર લહરીઓથી દેશના પૃથકપૃથક ભાગોમાં વેરાઇ ગયલાં અનેક, વિવિધ ગુણવાળાં બીજ કવિ–માલાકારોને હાથે યથારૂચિ યથાવિધિ પોષિત થઇ અંકુરિતથતાં–તરૂલતાના રૂપમાં ઉગી નીકળતાં દૃષ્ટિગોચર થાય છે. રોધાઇ રહેલાં, અક્ષય–જ્ઞાન સરિતાનાં ગંભીરનાદ કરતાં **નીર ધીર**ગતિથી પ્રવાહિત થતાં, તટપ્રદેશોને મનોહરતા અર્પતાં, નિજ માર્ગ ઉપર વિચરવા લાગે છે. સમયાનુસાર જ્ઞાનચક્ષુ સંકુચિતતા ત્યજી અધિક વિસ્તારવાળા પ્રદેશોને વિલોકવા લાગે છે–ગમે તે ધર્મના ગમે તે વર્ણના દેશબન્ધુઓ હોય, તથાપિ તે સર્વને આત્મભાવથી જોવા લાગે છે. પ્રેમાનન્દનો પૌરાણિક પ્રૌઢતાવાળો કાવ્યવિનોદ પ્રેમ અને આનન્દના રૂપમાં પૃથક્કૃતિ પામીને કેવળ કૃષ્ણલીલાને લગતા *વિલાસ વિહારાનન્દના વેષ ધારણ કરી જન* સમાજની રસવૃત્તિને વિલોભાવવા લાગે છે. **સામળ**ની માનુષી કથાઓ પોતાનો વેવ ભજવી પ્રવેશાન્તે વેષ બદલવા અર્થે રંગભૂમિ ઉપરથી અદૃશ્ય થઇ જતી હોય એવો અનુભવ થાય છે.

અઢારમા શતકની સમાલોચના કરતાં એટલું તો કહેવુંજ પડશે કે, તેમાં કોઇ કવિવરો થયા નથી, તથાપિ દયારામાદિ

એક બે કવિઓ અપવાદ રૂપે રહે તેમ છે. આ શતકમાં જ્ઞાન અને કૃષ્ણભક્તિ નિમિત્તે શૃંગારની કવિતાઓ સિવાય પુરાણુ વસ્તુઓ વિષે બહુ કવાયલું નથી. સત્તરમા શતકના કરતાં આ શતકમાં જ્ઞાનની ભાષામા સરલતા તથા શૃંગારની ભાષામાં અસાધારણ મૃદુતાનો પ્રવેશ થવા પામેલો છે. વળી ગૂજરાતી ભાષાની સાથે વ્રજભાષાની ખીલવણી પણ ઓછી થઇ નથી. ઘણાખરા કવિઓ એક નહિ પરન્તુ અનેક ભાષાના ભક્તો બનેલા એ પણ એક ખૂબીની વાત છે. આ શતકમાં લાંબાં આખ્યાનો થોડાં લખાયલાં છે. પરન્તુ પદો તથા ગરબીઓનાં તો ઓઘ વળે છે. કવિઓની સંખ્યા જોતાં, કવિઓની વૃદ્ધિ જોતાં, વિવિધ ભાષાઓની ઝાંખી કરતાં, કવિતાઓનાં કલેવરોમાં સચવાઇ રહેલી ભાવનાઓ જોતાં, એટલું તો કહ્યા વિના ચાલે તેમ નથી કે ગૂજરાતી જનસમાજમાં સાહિત્ય પ્રેમ જાગેલો, બુદ્ધિ સ્વાતંત્ર્ય ડગલાં ભરવા માંડેલું ભવિષ્યમાં જન્મ પામનાર નવીન શૈલીનાં વાજાં વાગવા માંડેલાં; અને ગુર્જર કાવ્યદેવીનો મહિમા દ્વારામતીથી તે છેક ગૂજરાતના છેડા સુધી વ્યાપી રહેલો.

અઢારમા શતકને આપણે વૃદ્ધિ–યુગનું નામ આપી શકીશું.



## મહેતાજી દુર્ગારામ મંછારામ.

સુરતના આ આદિ સુધારકનો જન્મ ઇ. સ. ૧૮૧૦ માં થયો હતો. તેના પિતાનું નામ મંછારામ તથા માતાનું નામ નાનીગૌરી હતું. જ્ઞાતિએ વડનગરા નાગર બ્રાહ્મણ હતા. તેમના પિતાએ તેમને પોતાની વૃત્તિ અનુસાર ગામઠી નિશાળમાં વાણીઆઇ શિક્ષણ અપાવેલું. પછી નિશાળ છોડી તેઓ ઇ. સ. ૧૮૨૨ માં વાણોતરની નોકરી ઉપર રહ્યા. ત્યાં રહી તેમણે કવિતાઓ વગેરે વાંચવા માંડ્યું. આખરે તેમણે તે નોકરી છોડી, અને સોળ વર્ષની વયે તેઓ વિદ્યાની શોધમાં પોતાની માશીને લઇને મુંબઇ જઇ પહોચ્યા. તે વર્ષમાં તેમના પિતાનું મરણ થયલું. મફત શિક્ષણ અપાતું હતું એવી એક ગુજરાતી શાળામાં દાખલ થઇ તેઓ ત્યાં દોઢ વર્ષ સુધી ભણ્યા, અને પછી ૨૦ રૂપીયાના માસિક પગારથી તેઓનું પુનઃ મહેતાજીરૂપે સુરત તરફ જવાનું થયલું. સુરતથી ઓરપાડ બદલી થતાં, તેમણે ત્યાં જઇ ભૂતના વહેમવાળું ઘરજ ભાડે રાખ્યું. પછી પાછી સુરતમાં બદલી થઇ. દુર્ગારામ શિક્ષકરૂપે પંકાવા લાગ્યા. ઇ. સ. ૧૮૪૦ માં તેઓ ગુજરાતના શિક્ષકોની મુંબઇમાં લેવાયલી પરીક્ષામાં અત્યંત દીપી નીકળેલા. તેમની પત્ની ઇ. સ. ૧૮૩૮ માં વિદેહ થઇ. પોતે સ્ત્રીપુનઃવિવાહના હિમાયતી હતા, છતાં તેમણે

ફરીથી લગ્ન કર્યું, અને વિધવાવિવાહ કરવાનો ઉપદેશ કરવાની વાત પડતી મુકી. ઇ. સ. ૧૮૪૪ માં "માનવધર્મસભા" સ્થાપી તેમણે વહેમવાળા ધર્મનું ખંડન કરવા માંડેલું. દેશકલ્યાણ કરવાની તેને ઝંખના હતી. બહારના સુધારા સાથે અંદરના સુધારાની જરૂર તેઓ સમજતા હતા. તેઓ સ્વભાવે નીડર, સ્પષ્ટ, પરન્તુ શાંત તથા ગંભીર હતા. પ્રજ્વલંત સુધારાનો બોધ તેઓ મીઠી, ઠાવકી ભાષામાં આપતા હતા. ધંતરમંતર, જાદુ, ભૂત વગેરેની અસરોમાં તેમને લેશ પણ શ્રદ્ધા નહતી. ઈ. સ. ૧૮૫૨ માં તેમની બદલી રાજકોટ થઇ. ત્યાં તેમને સાક્ષર સુધારક મણિશંકર કીકાણી વગેરે પોતાના જ્ઞાતિબંધુઓ સાથે ગાઢ મિત્રાચાર થઇ આવતાં, તેઓ પોતાનો ઉપદેશ આગ્રહપૂર્વક આપવા લાગ્યા. પછી ત્યાં આઠ વર્ષ પર્યન્ત નોકરી કરી માસિક રૂ. ૭૦ાા નું વર્ષાસન મેળવી, તેઓ સુરત વિષે પાછા જઈ નિવૃત્તિનિવાસ કરી રહ્યા. સુરતમાં આવતાં તેમણે પોતાનો સુધારાધ્વજ ફરકાવ્યો. રા. સા. મહિપતરામ રૂપરામ નીલકંઠનો નાગર જ્ઞાતિએ બહિષ્કાર કરેલો તેમનો પક્ષ લઇ તેઓ યુદ્ધમાં ઉતર્યા, શાસ્ત્રાર્થો કર્યા કરાવ્યા, જ્ઞાતિથી બહિષ્કૃત થઇ રહ્યા. સુધારાના ઇતિહાસમાં આ સમયનું આ યુદ્ધ મ્હોટું ગણાય છે.

સામાજિક ઉન્નતિ અર્થે તેમણે "સુરત પ્રજા સમાજ" ની સ્થાપના કરાવેલી. મુંબાઇના "પારસી પંચાયતફંડ" નું પણ તેઓ કામ કરતા હતા. "ગૂજરાત મિત્રમાં" તેઓ પોતાના લેખો છપાવતા. સંગીતશાસ્ત્રમાં તેઓ કુશળ હતા. ઇ. સ. ૧૮૭૬ માં આતુર સંન્યાસ ગ્રહણ કરી તેઓ વિદેહ થયલા. સ્વ૦ મહિપતરામે તેમનું જીવનચરિત્ર લખેલું છે. સા. નવલરામે પણ તેમના સંબંધી એક સરસ લેખ લખેલો છે. તેમને સ્વ૦ રતિરામ નામનો એક વિદ્વાન પુત્ર હતો. ગૂજરાતની ભૂમિમાં સુધારાનું બીજ રોપનાર આ વીર પુરુષ હતા.

## ભગવાનલાલ મદનજી જોષીપુરા.

આ કવિ-રાજનીતિનિપુણ પુરુષનો જન્મ જૂનાગઢમાં ઇ. સ. ૧૮૦૯-૧૦ ના માર્ગશીર્ષ શુદિ ત્રીજને દિવસે થયો હતો. તેઓ વડનગરા નાગર ગૃહસ્થ હતા. તેમના પિતા મદનજી જો કે એક મ્હોટા કુળના હતા, તથાપિ ભગવાનલાલના જન્મ સમયે તેની પાસે બહુ ઝાઝી મિલ્કત ન હતી. અને તેના પરિણામમાં પોતાનાં ભાઇભાંડુ વગેરેનું પોષણ કરવાનો ભાર આ જીવનકથાના નાયક ઉપર આવી પડ્યો હતો.

ભગવાનલાલે પોતાના સમયમાં જે પ્રકારની કેળવણી લેવાતી હતી તે પ્રકારની કેળવણી ગૂજરાતી શાળામાં તથા ઉર્દૂ મખેતબમાં જઇ લીધી હતી.

તે વખતમાં નાગરોનો સાધારણ ધંધો નોકરીનો જ હતો અને તે પ્રમાણે, ભગવાનલાલે, અન્ય અનુકૂળ સંયોગોને અભાવે, પરગુણ

વેપારીનું કામકાજ તથા કેરીની મોસમમાં કેરીવાળાઓનાં નામાંઠામાં લખી આપી, જીવનનિર્વાહ ચલાવવાનું સાધન ઉભું કરી લીધેલું. ત્યારબાદ જુનાગઢ રાજ્યમાં સિપાઇની નોકરી તેમણે સ્વીકારી. એ પ્રમાણે નોકરી કર્યાં બાદ ઇ. સ. ૧૮૨૮ માં તેમણે પોતાના ભાણેજોના હિત ખાતર તેમની મજમુંદારીનું દફતર સંભાળવા રાજકોટમાં આવેલી બ્રિટિશ એજન્સીમાં પ્રવેશ કર્યો. ત્યાં તેમણે ઉત્સાહ, વિનય, તથા વિવેક આદિ એવા તો સદ્ગુણો બતાવવા માંડયા કે તે સમયના ત્યાંનાં દફતરદાર રાવબહાદુર છોટમલાલે તેની ઉપર પ્રસન્ન થઇ પોતાની પાછળ દફતરદારની જગ્યા કે જે નેટિવ એજન્ટના હોદ્દાથી ઓળખાતી હતી તે તેમને અપાવી દીધી. તે દિવસથી તેમને રૂ. ૩૦૦ ત્રણસોનો માસિક પગાર મળવા માંડયો; અને ભાગ્યદેવીની કૃપા થઇ આવી. એ સ્થિતિમાં રહીને તેમણે ગાયકવાડ તથા અંગ્રેજ સરકાર વચ્ચેના દાવાનું પોતાના અધિકારીઓને સંતોષકારક થઇ પડે તેવું પરિણામ આણી દીધું હતું. જુનાગઢ, ભાવનગર, પાલીતાણા તથા પોરબંદર વગેરે રાજ્યો તથા તેમના ગરાસિઆઓને યોગ્ય સાહાય્ય આપી તેમણે પોતાની કીર્તિ વધારી અખિલ કાઠિઆવાડની પ્રીતિ સંપાદન કરી હતી. ઇ. સ. ૧૮૪૮ મા તેઓએ પોતાનો માનવંત હોદ્દો છોડ્યો. અને જુનાગઢ રાજ્યની નોકરીમાં પ્રવેશ કર્યો. પરંતુ ઈ. સ. ૧૮૫૮ માં રાજ્યમાં રમાયલી ખટપટને અધીન થઇ તેમણે તે રાજ્ય સાથેનો પોતાનો સંબંધ તોડી નાખ્યો હતો. તથાપિ જુનાગઢના રાજ્યે મશાલ, છત્ર વગેરે તેમને આપી તેમનું માન જાળવી રાખેલું. ઇ. સ. ૧૮૬૦ માં તેમણે લીંબડી સ્વસ્થાનનું કારભારૂં સંભાળ્યું. પરંતુ ત્યાં પણ ખટપટ થઇ અને પોતાના જેવા સરળ સ્વભાવવાળા પુરૂષને ત્યાં રહેવું તે ઠીક નહિ, એમ સમજી તેમણે રાજીનામું આપી, ઇ. સ. ૧૮૬૨ માં જુનાગઢ રાજ્યમાં ફરીથી નોકરી લીધી. ઇ. સ. ૧૮૬૭ માં તેમને પુનઃ લીંબડી બોલાવવામાં આવ્યા; અને તેમની સર્વ સેવાની કદર કરી ત્યાંના ઠાકોર સાહેબનાં માજી હરિબા સાહેબે તેમને રૂ. ૧૫૦૦ નું વર્ષાસન બાંધી આપેલું.

કાઠિયાવાડ એજન્સીની નોકરી દરમીયાન તેમને કોઇ હુંસગરજી નામના સંતનો સમાગમ થયલો, અને તેના પરિણામમાં તેઓએ યોગશાસ્ત્રનો અભ્યાસ કરેલો. ભોજન લેતી વેળા તેઓ મૌન પાળતા, તેમની પ્રકૃતિ સદાગ્રહી હતી, અને પોતાના કલ્યાણ સાથે પરકલ્યાણ કરવાનું તેને વધારે પ્રિય હતું. ઇ. સ. ૧૮૭૦ માં સાઠ વર્ષની વયે તેમણે સ્વર્ગવાસ કર્યો. તેમને એક પુત્ર તથા ચાર પુત્રી મળી કુલ પાંચ સંતાનો હતાં. જે પૈકી તેમના પુત્ર કેશવલાલે પણ એક મહા રાજદ્વારી પુરૂષ તરીકે પોતાના પિતાની કીર્તિમાં વધારો કરેલો છે.

પ્રવૃત્તિમય જીવનચર્યામાં પણ અવકાશ મેળવી તેમણે **શ્રીમદ્ ભાગવતના દશમસ્કંધના** દુહા (ચંદ્રાવળા) બે હજાર સાતસો ને ઓગણચાલીશ કડીઓમાં લખેલા છે; એટલું તો નહિ; પરન્તુ બીજી કેટલીએક પ્રાસંગિક રૂપે કવિતાઓ પણ લખેલી છે.





મહેતાજી દુર્ગારામ મંછારામ.





ભોગીલાલ પ્રાણવલ્લભદાસ.

## સ્વ. શેઠ પેસ્તનજી ફ્રામજી કામા.

એમનો જન્મ સને ૧૮૧૫ માં થયો હતો. અને તેમનું મરણ સને ૧૮૯૭ માં મુંબઇમાં થયલું. તેઓ ખાનદાન કુટુંબના પુરૂષ હતા. મુંબઇમાં સ્વર્ગસ્થ વિષ્ણુબાવા બ્રહ્મચારી વેદોક્ત ધર્મની મહત્તા બતાવવાનો પ્રયાસ કરતા હતા, ત્યારે કામા પોતે બહુ શ્રદ્ધાથી તેનો વારંવાર લાભ લેતા રહેતા. તેમનાપર વેદોક્ત ધર્મની એટલી તો ઉંડી અસર થવા પામેલી કે, તેમણે વિષ્ણુબાવા બ્રહ્મચારી પાસે ગીતાનું અધ્યયન કરવા માંડેલું. ગીતાનો અભ્યાસ કરી રહ્યા પછી થોડી મુદતે બ્રહ્મચારી સ્વર્ગસ્થ થયા; પરંતુ તેમના ઉપદેશના સંસ્કારો શેઠના મગજમાં છેવટ સુધી એવાને એવાજ ઝળકતા રહ્યા હતા. તેમણે સને ૧૮૯૫ માં વિષ્ણુબાવા બ્રહ્મચારી વાળી શ્રીમદ્‌ભગવદ્ગીતા છપાવી બહાર પાડી અને ત્યાર પછી થોડી મુદતે **દાસબોધ** એ પુસ્તક પ્રસિદ્ધિમાં મુક્યું. તેમનાં એ ઉત્તમ પુસ્તકો માટે તેમને મર્હુમ શ્રી ઝવેરીલાલ જેવા અને મર્હુમ સાક્ષર શ્રી મનસુખરામભાઇ જેવા પુરૂષોએ બહુ અભિનંદન આપ્યું હતું.

**તેમના તરફથી પ્રસિદ્ધ થયેલાં પુસ્તકો:** ( ૧ ) શ્રીમદ્‌ભગવદ્ગીતાનું ભાષાંતર ( ૨ ) ( ૨ ) દાસબોધ. એ બે પુસ્તક સિવાય તેમણે મરાઠીમાં લખેલા સમાસઆત્મારામ વગેરે બીજા પણ ગ્રંથો છે.

## રા. બા. ભોગીલાલ પ્રાણવલ્લભદાસ.

તેમનો જન્મ ગોધરામાં ઇ. સ. ૧૮૧૮ માં થયલો. તેઓ જ્ઞાતિએ દશાપોરવાડ વાણિયા હતા. પોતાના પિતાની સાથે જઇ તેમણે મુંબઇની એક ગૂજરાતી શાળામા અભ્યાસ કરી, અંગ્રેજી ભાષાનું શિક્ષણ એલ્ફીન્સ્ટન ઇન્સ્ટીટ્યુશનમાં લીધેલું. પછી મુંબઇની શાળાઓમાં નાની નાની પદવીઓ ભોગવી ઇ. સ. ૧૮૪૫ માં અમદાવાદ જઇ તેમણે અંગ્રેજ સરકાર તરફથી હાઇસ્કૂલ સ્થાપી. ત્યારબાદ કાઠિયાવાડમાં જઇ અર્વાચીન શિક્ષણ પદ્ધતિનો પાયો નાખ્યો. ત્યા તેમને સ્વ. મણિશંકર કીકાણી વગેરે વિદ્વાનો તરફથી પણ સહાયતા મળેલી. કાઠિયાવાડમાં સારી રીતે નોકરી બજાવી તેમણે નિવૃત્તિનિવાસ સ્વીકાર્યો. ગૂજરાતી જૂની વાચનમાળા યોજવામાં તેમણે ભાગ લીધેલો. ત્યારબાદ વડોદરા રાજ્યના કેળવણીખાતા ઉપર તેમની ખાસ યોજના થઈ; અને ત્યા તેમણે શ્રમ વેઠી રાજ્યનો હેતુ ફલીભૂત કરી દીધેલો. પછી તે નોકરી છોડી તેઓ અમદાવાદમાં જઇ વસ્યા હતા. ત્યાં તેમણે ' સ્થાનિક સ્વરાજ્ય ' ની ચર્ચામાં ઉત્સાહ ભરેલો ભાગ લઇ પોતાના નાગરિક ધર્મ પણ અદા કર્યાં હતા. ઇ. સ ૧૮૮૯ના ફેબ્રુઆરીની ૧૦ મી તારીખે તેમનું માત્ર બે દિવસના મંદવાડથી મરણ થયું છે. તેઓ સ્વભાવે શાંત તથા વિનયી હતા; અને વિદ્યાપ્રચાર કરવામાં તેમનો ઉમંગ અનુકરણીય હતો.

## સંગીતશાસ્ત્રી આદિત્યરામ

ગુર્જર સાહિત્યમિત્રમા શુદ્ધ સંગીતશાસ્ત્રનો શ્રુતિમનોહર બગીચો સુપ્રસિદ્ધ સંગીતશાસ્ત્રી આદિત્યરામને હાથે પહેલવહેલો રચાયો હતો. તેમનો જન્મ જૂનાગઢમા ઇ. સ. ૧૮૧૯ ના વર્ષમા થયો હતો. જ્ઞાતિએ તેઓ પ્રશ્નોરા નાગર બ્રાહ્મણ હતા. તેમના પિતાનુ નામ વૈકુંઠરામ હતુ. આ વૈકુંઠરામ પોતે સંસ્કૃત ભાષામા પ્રવીણ હતા તથા નવા કાવ્યો પણ રચી શકતા હતા. તેમની સ્ત્રી પણ ઇશ્વરવિનોદ વગેરે માર્ગિક ગીતો બહુ અચ્છી રીતે ગઇ શકતી હતી. આદિત્યરામના ભાઇનુ નામ હરિરામ હતુ અને તે બન્ધુદ્વય વચ્ચે ગાઢ મિત્રભાવના બંધાઇ રહેલી હતી.

આદિત્યરામની મુખમુદ્રા તેજસ્વી હતી, અને તેમના બાલ્યવયથીજ તેમની ભાવી કીર્તિના ચિન્હો તેમા દેખાતા હતા. તેમણે આઠ વર્ષની વયેજ તેમની સંગીતપ્રવીણતાના કીર્તિઘોષ થવા લાગેલા, અને તે ઉપરથી જૂનાગઢના નવાબસાહેબ બહાદૂરખાનજીએ તેમને પોતાની કને બોલાવી, તેમની પાસે ગવડાવી તેમની કદર કરેલી. ધીમે ધીમે નવાબસાહેબની પ્રીતિ તેમની ઉપર કદમૂલ ઘાલી બેઠી અને તેઓશ્રી પોતે પણ તે બાલસંગીત વીરના શિષ્યરૂપ થઇ રહ્યા. આદિત્યરામમાં નૈસર્ગિક કવિત્વ હતુ, તેથી તેઓ પણ પોતાના આશ્રયદાતાનાં ગાયનો રચી રચીને ગાવા કેવાનના લાગેલા.

આ પ્રમાણે તેઓ સંગીતશક્તિની ઉપાસના કરતા હતા, તેટલામા રત્ન પંડિત ગટ્ટુલાલજીના પિતાશ્રી ઘનશ્યામ ભટ્ટનો તેમને સમાગમ થઈ આવ્યો. જૂનાગઢમા તેમની પાસેથી તેમણે સંસ્કૃતમા પંચકાવ્યાદિનો અભ્યાસ કરી, શ્રીમદ્ભાગવતનુ પણ શ્રવણ મનન કરી લીધેલુ.

આદિત્યરામે પોતાના બાળવયથી કાવ્યસરીગમ રચવા માંડેલી, અને સંગીત શીખવા અર્થે તેમની આસપાસ મિત્ર-શિષ્યમંડળ બંધાવા માંડેલુ. મૃદંગ પર તેમનો હાથ અચ્છો હતો. સરસ્વતી તથા લક્ષ્મીની કૃપાના પાત્રરૂપ આદિત્યરામ વિપત્તિના વાદળથી ઘેરાયા વિના રહ્યા નહિ. તેમના પિતા ગુજરી ગયા, અને તેમના કુટુંબજનો તેની સંગીતપ્રેમી વૃત્તિઓ ભણી તિરસ્કાર દષ્ટિથી જોવા લાગ્યા. પરન્તુ તેમનુ ધૈર્ય વહીગયુ નહિ. ઈ. સ. ૧૮૪૦મા પોતાના આશ્રયદાતા નવાબનુ મરણ થયુ, પરન્તુ ગાદીએ આવનાર નવાબપુત્રે તેમનુ સન્માન જાળવી રાખ્યુ, અને તે નવાબ પણ સંગીતના વિષયમા આદિત્યરામ ગુરૂના શિક્ષણથી ઉસ્તાદ બની ગયા. ઈ. સ. ૧૮૪૧ મા જામનગરના ગોસ્વામી શ્રી વ્રજનાથજી સાથે તેમનો પરિચય થતા તેઓ જૂનાગઢ છોડી જામનગર ગયા, અને પરિણામમા જામનગરના જામશ્રી વિભાજીએ તેમને ઈ. સ. ૧૮૫૨ મા જામનગર બોલાવીને માન સાથે ત્યા વસાવ્યા. શ્રીવ્રજનાથજી મહારાજ સાથે તેમણે

અખિલ ભરતખંડમા યાત્રા નિમિત્તે પ્રવાસ કરેલો, અને પ્રવાસ દરમીયાન તેમણે દેશ દેશના રાજા મહારાજાઓ તથા વિદ્વાનોમા પોતાની છાપ બેસાડી સગીતશાસ્ત્રી તરીકે અદ્વિતીય માન મેળવેલુ

આદિત્યરામે સગીતશાસ્ત્રનો પુનરૂદ્ધાર કરેલો છે, એટલુ તો નહિ પરન્તુ "સગીતાદિત્ય' નામનો ગ્રથ લખી કાનનશાત્ સગીતના વિષયમા પ્રવેશ પામી ગયલા દોષો દૂર કરવાનો મહાભારત પ્રયત્ન કરેલો છે પ્રાચીન સગીતના નિયમોનો થઈ ગયલો લોપ, રાગોમા પેઠેલી વર્ણસકરતા તથા તાનમા પડી ગયલી તૂટ, એ સર્વને ગણિતની ગણત્રીએ સુધારી, તેમણે સગીતશાસ્ત્રને શણ ગારેલુ છે આ તેમનો " સગીતાદિત્ય " ગ્રથ ઈગ્લડ તથા આ દેશના સગીતવિદોથી અચ્છી પ્રશસાને પામેલો છે સગીતવિષયક શબ્દો ઉ તેમા સરસ સમજુતી આપી, ઉદાહરણોથી તેને સ્પષ્ટ બતાવી છે **સગીતાદિત્ય** માટે નરી ભક્તિ-ઉપદેશની કવિતાઓ પણ તેમણેજ લખેલી છે તે ગ્રથ વિવિધ રસાલકારથી ભરપૂર છે આદિત્યરામ રૂપી સગીત-આદિત્યથીઅખિલ હિદુસ્તાનમા સગીતવિષય પ્રકાશી ઉઠયો છે, અને એજ તેમનો કીર્તિસ્થભ છે સસ્કૃત, હિદી, ગૂજરાતી, તથા ફારસી ભાષાનુ તેમને સારૂ જ્ઞાન હતુ તથાપિ, તેમણે અખિલ દેશનુ કલ્યાણ કરવાના હેતુથી હિદીમાજ તે ગ્રથ લખેલો છે તેમને કેશવલાલ તથા લક્ષ્મીદાસ, એ નામના બે પુત્રો છે, અને તે બન્ને સગીતના વિષયમા કુશળતા ધરાવે છે

ઈ સ ૧૮૮૦ મા ૬૧ વર્ષની વયે આ સગીતનો ભાનુ હોલવાયો હતો



## કવિ દલપતરામ ડાહ્યાભાઇ

ગુર્જર સાહિત્યનો પુનરૂદ્ધાર કરવાને જે જે મહાપુરૂષોએ ભગીરથ પ્રયત્ન કરેલો છે, તેમા કવિ દલપતરામનુ નામ પ્રથમ વર્ગમા આવે છે તેમનો જન્મ કાઠિયાવાડના વઢવાણ શહેરમા ઇ સ ૧૮૨૦ ના વર્ષમાં થયો હતો તેમના પિતાનુ નામ ડાહ્યાભાઇ તથા તેમની માતાનુ નામ અમૃતબાઇ હતુ જ્ઞાતિએ શ્રીમાળી બ્રાહ્મણ હતા ઇ સ ૧૮૨૮ થી તેમણે સામવેદનો અભ્યાસ કરવા માડેલો, અને ગામઠી નિશાળમા જઇ અકશિક્ષણ તથા બાળાક્ષરીજ્ઞાન લેવા માડેલુ ઇ સ ૧૮૩૩ મા વઢવાણમા તેમનુ લગ્ન કરવામા આવ્યુ હતુ બાળવયથી બુદ્ધિશાળી તો હતા, તેથી તેમણે કમળલોચિની, તથા હરિલીલા નામની બે વાર્તાઓ દોહરા, ચોપાઇમા લખી નાખી ઇ સ ૧૮૮૦ મા મૂળી ગામમા જવાનો પ્રસગ પ્રાપ્ત થતા તેમણે સ્વામીનારાયણ ધર્મનો અગીકાર કર્યો પછી ત્યા મૂળીમાજ રહી તેમણે પિંગળશાસ્ત્ર તથા અલકારશાસ્ત્રનો દેવાનદસ્વામી કને રહી અભ્યાસ પૂરો કર્યો આ પ્રમાણે

ખેલો. ઇ. સ. ૧૮૪૦ થી તેમને કવિ તરીકે માન મળવા લાગ્યું, અને ઇ. સ. ૧૮૪૫ માં તેમણે અમદાવાદમાં જઇ સારસ્વત વ્યાકરણ તથા કુવલયાનંદનો અભ્યાસ કરી લીધો. સ્વ. ભોળાનાથ સારાભાઇની મારફત તેઓ ઇ. સ. ૧૮૪૮ માં ફાર્બસ સાહેબના પરિચયમાં આવ્યા, અને કવિના ભાવી ઉદયનું બીજ રોપાયું. ઇ સ. ૧૮૫૩ માં તેમણે સરકારી નોકરીમાં પોતાનું નામ નોંધાવ્યુ. ફાર્બસે સ્થાપેલી 'ગૂજરાત વર્નાક્યુલર સોસાયટીની' અભિવૃદ્ધિ કરવામાં કવિશ્રીનો મ્હોટો હાથ હતો. તે સોસાયટીનું કામ ફાર્બસ સાહેબની ગેરહાજરીમાં, શિથિલ પડી જતાં, તેમને તે કામ ઉપર નિયોજવામાં આવ્યા. પોતાની કવિતાઓથી લોકપ્રિયતા મેળવી તેમણે તે સોસાયટીની ચાપણુ વધારવા ઘણો પરિશ્રમ વેઠેલો. ગુર્જરગિરાનો વિકાસ કરવા 'બુદ્ધિપ્રકાશ' નામનું માસિક કાઢી તેમણે જનસમાજમાં વાંચવા લખવાની રૂચિ ઉત્પન્ન કરી. ફાર્બસસાહેબે તેમની મદદથી 'રાસમાળા'નું પુસ્તક લખેલું, અને 'કાવ્યદોહન' નામનું મ્હોટું પ્રાચીન કવિતાઓનું પુસ્તક પણ તેમણેજ તૈયાર કરેલું છે. ઇ. સ. ૧૮૫૯ માં નેત્રવ્યાધિ થઇ આવ્યાથી તેઓને મુંબઇ જવાનું થતાં, તેમણે પારસીઓની 'જ્ઞાનવર્ધક' તથા હિંદુઓની 'બુદ્ધિવર્ધક' સભાઓને પોતાની કવિતાઓનું આસ્વાદન કરાવેલું; અને તેના બદલામાં તેમને ઇનામ પણ મળેલું. ઇ. સ. ૧૮૮૫ માં તેમને સર. ટી. સી. હોપસાહેબની ભલામણ ઉપરથી નામદાર વિકટોરિઆ મહારાણીએ સી. આ. ઇ. નો માનપ્રદ ઇલકાબ આપેલો. કાઠિયાવાડનાં દેશી રાજ્યોએ પણ તેમની અચ્છી કદર કરેલી હતી. જૂની ગૂજરાતી વાચનમાળામાં દેખાતી તેમની અનેક કવિતાઓ તથા તેમનું બનાવેલું દલપત કાવ્ય જોવાથી માલૂમ પડે તેમ છે કે, તેમણે વિવિધ વિષયો ઉપર સાદી, સરલ, ઉપદેશાત્મક બાનીમાં પોતાના વિચારો કવિતાઓ દ્વારા જણાવેલા છે. સર્વને મીઠી લાગે તેવી શાંત, સુધારાના બોધવાળી પરન્તુ વ્યવહારકુશળતામાં સર્વ પ્રિય વસ્ત્રાભરણથી સમર્યાદ બનેલી, સાધારણબુદ્ધિની જનસમાજથી સમજી શકાય તેવી પણ શુદ્ધ, ઘરગથ્થુ શબ્દોથી શોભિતી, તેમની કવિતાઓ સર્વનાં મનને રંજિત કરનારી છે. વાણીપ્રવાહ અસ્ખલિત છે; ઉચ્છાળો તો તેમાં દેખાતોજ નથી ઝડઝમક તથા પ્રાસાનુપ્રાસ, દ્દષ્ટાન્તો તથા સાદા પણ સચોટ અલંકારોથી તેમની કવિતાઓ ધારેલાં ફળ ઉપજાવી શકે તેમ છે. મર્માળ વાકયરચના તથા "ચતુરાઈ" એ બન્ને તેમની કવિતાનાં લક્ષણો છે. કવિ નર્મદના તેઓ એક પ્રકારના પ્રતિસ્પર્ધી—વિરોધી હતા.

કવિ દલપતરામ સુધારાના ઉપદેશક પણ હતા; પરન્તુ તેમનો સુધારો દહીં દૂધમાં પગ રાખનારો, લોકવૃત્તિને ઓળખીને કામ લેનારો હતો. તેમણે ગૂજરાતી ભાષા ઉપરાંત હિંદી ભાષામાં પણ 'શ્રવણાખ્યાન' વગેરે કાવ્યો લખેલાં છે. વિવેચક નવલરામ તેમની કવિતાઓનું લક્ષણ "સભારંજિની" શબ્દમાં બાંધી લે છે.

તેમનું મરણ ઈ. સ. ૧૮૯૮ માં માર્ચની તા. ૨૫ મીએ થયું છે. તેમને પાંચ પુત્રો તથા

ચાર પુત્રીઓ મળી નવ સંતાનો થયાં છે. કવિતાને લોકપ્રિય બનાવ્યાનું માન તેમનેજ ઘટે છે.

## જૉસેફ વૅન સોમેરેન ટેલર.

તેમનો જન્મ ઈ. સ. ૧૮૨૦ ના જુલાઈ માસમાં દક્ષિણ મહારાષ્ટ્રમાં આવેલા બેલગામ શહેરમાં થયો હતો. તેના પિતાનું નામ જૉસેફ ટેલર હતું. જાતે અંગ્રેજ હતા. જૉસેફ ટેલર હિંદુસ્તાનમાં ખ્રિસ્તિ ધર્મોપદેશક થઈને આવ્યા હતા. સોમેરેન ટેલરે ઇંગ્લંડના ઈસેક્સ પ્રગણામાં આવેલા ઑન્ગરની નિશાળમાં થોડાં વર્ષ અભ્યાસ કરી, ગ્લાસગોના શાળામંડળની બી. એ. ની પદવી ઈ. સ. ૧૮૪૩ માં મેળવેલી. ત્યારબાદ તેઓ પણ હિંદુસ્તાનમાં ખ્રિસ્તિ ધર્મોપદેશક થઇને આવેલા, અને ગૂજરાતમાં રહેલા. ઈ સ. ૧૮૫૮ માં તેઓનાં પહેલીવારનાં લગ્ન ઈલાઇઝા ફ્રિચંડની સાથે થયલાં, તેનાથી તેને ત્રણ પુત્રો થયલા. તે સ્ત્રીનું મરણ ઇ. સ ૧૮૫૮ માં થયું, એટલે ઇ. સ. ૧૮૬૦ માં તેમણે ફરીથી લગ્ન કરેલું. આ તેમના બીજા ઘરથી તેમને ત્રણ પુત્રો તથા બે પુત્રીઓ સાંપડેલ.

ઇ. સ. ૧૮૬૦ ના વર્ષમાં તેમના લેખો ગૂજરાતી ભાષામાં પ્રસિદ્ધિને પામ્યા. ઇ. સ. ૧૮૬૭ માં તેમણે ગૂજરાતી ભાષાનું વ્યાકરણ પ્રસિદ્ધ કર્યું હતું. ઇ. સ. ૧૮૬૭ માં તેમણે ઈશ્વરસ્તુતિનાં પદો ગૂજરાતીમાં લખી પ્રસિદ્ધિમાં મુકયાં. રવ૦ શાસ્ત્રી મજલાલની સહાયતાથી તેમણે ગૂજરાતી ભાષાનો અભ્યાસ વધારેલો, અને **ધાતુસંગ્રહ** નામનું પુસ્તક લખવામાં તેમણે તે શાસ્ત્રીજીની સાથે કામ પણ કરેલું. તેમનું મરણ ઇ. સ. ૧૮૮૧ માં સ્કૉટલન્ડના એડિન્બરો નગરમાં થયલું છે. તેમનું જીવનવૃત્તાંત કયાંય પણ લખાયલું નથી; પરંતુ ઉપલી હકીકત અમો તેમના પુત્ર પાસેથી મેળવી શકયા છીએ.

## મણિશંકર જટાશંકર કીકાણી.

સાક્ષર સુધારક મણિશંકર જટાશંકર કીકાણીનો જન્મ જૂનાગઢમાં ઇ. સ. ૧૮૨૨ માં થયો હતો. તે શરીરે દેખાવડા હતા. ૭ વર્ષની વયથી તેમણે ગામઠી શાળામાં ભણવા માંડેલું. પછી તેમના વિદ્વાન માતુલ ભગવાનલાલ મદનજીએ તેમને નોકરીમાં પ્રવેશ કરાવેલો. ઇ. સ. ૧૮૩૪-૩૫ માં તેમનું લગ્ન થયલું.આ લગ્નથી તેમને પાંચ સંતાનો થયલાં—બે પુત્રો તથા ત્રણ પુત્રીઓ, તેમના પુત્ર વિજયશંકર સારી કેળવણી પામેલા, અને વ્યાયામમાં તેઓ કુશળ હતા. તેમનું છેલ્લું છોકરું જયાગૌરી પોતાના વિદ્વાન પિતાથી ઉચ્ચ પ્રકારની વિદ્યાસંસ્કાર પામેલી, એટલું તો નહિ, પરન્તુ મણિશંકરે તેનાથી પ્રસન્ન થઇ તેનું નામ જોડી "છોટી બ્હેનની પાઠાવલિ" એ નામનું કવિતાનું પુસ્તક

લખી પ્રસિદ્ધ પણ કરેલુ ઇ સ ૧૮૩૭ મા તેમણે કાઠિયાવાડમા રહેતા બ્રિટિશ સરકારના પ્રતિનિધિની કચેરીમા નોકરી લીધી ઇ સ ૧૮૭૩ મા આખા હિદુસ્તાનમા પ્રવાસ કરી તેમણે પોતાના અનુભવોની નોધ કરી લીધી છેવટ એજન્સીના ટ્રેઝરર ( ખજાનચી ) ની જગ્યા ભોગવી, સેવા મુક્ત થઇ, વર્ષાસન લઇ પોતાની માતૃભૂમિમા જઇ રહ્યા જૂનાગઢમા રહેતા હતા તે વખતે તેમને પ્રાચીન ઇતિહાસ વિષે શોધ ખોળ કરવાનુ કામ તે રાજ્ય તરફથી સોપવામા આવેતુ, અને તેમણે પૂરી પાડેની હકીકત । ભગવાનલાલ સપત્તિરામ કૃત ઈતિહાસમા તથા કાઠિયાવડ સર્વ સગ્રહ નામક અગ્રેજી પુસ્તકમા પ્રસિદ્ધ થવા પામી હતી ઇ સ ૧૮૮૪ મા તેમનુ મરણ થયલુ

કવિ દલપતરામે તેમની તત્ત્વજ્ઞાની તરીકે પ્રશસા કરેલી છે, વિનેયક નવનરામે તેમને " કાઠિયાવાડના સર્વોપરિ વિદ્વાન ' નુ વિશેષણ આપેલુ છે, સુધારાના ઈતિહાસમા તેમને કાઠિયાવાડના ' આદ્યસુધારક ' તરીકે રા મ ભોળાનાથ ચરિત્રમા સ્થાન આપવામા આવેલુ છે, કવિ નર્મદાશકરે તેમને ભાષા જ્ઞાનના વિષયમાં પ્રમાણ રૂપ માનેલા છે તેમના મરણબાદ રાજકોટની રાજકુમાર કૉલેજના સુપ્રસિદ્ધ પ્રિન્સિપાલ મૅકનૉટન સાહેબે તથા કાઠિયાવાડ ગૂજરાતના તેમના પ્રશસકોએ એક મ્હોટો નાણાનો ભડોળ એકઠો કરી તમના નામથી મુબઇના શાળામડળમા શિષ્યવૃત્તિ સ્થાપી છે, અને વર્નાક્યુલર સોસાયટીદ્વારા સરકૃત ગ્રથોનાં ભાષાન્તર કરાવી ઇનામ આપવાનુ પણ ઠરાવેલુ છે

મણિશકરનો સુધારો નિવૃત્તિ પ્રધાન પ્રવૃત્તિ ધર્મની ઉપર રચાયલો હતો વેદધર્મમાં તેમની અગાધશ્રદ્ધા હતી ઇ સ ૧૮૩૫ ના વર્ષથી તેમણે સુધારાનો ધ્વજ ફરકાવવા માડેલો યુક્તિનો ઉપયોગ કરી જૂના વિચારને નવા વસ્ત્રો તેઓ પહેરાવી શકતા હતા " પહેલેથી ખૂબ વિચાર કરી ડગ ભરજો દાનાઓ હો ' એવો તેનો બોધ હતો પોતાના ઉદ્દેશો ફલીભૂત કરવા અર્થે તેમણે ઇ સ ૧૮૫૪ માં " સુપથ પ્રવર્તક મડળ સ્થાપેલુ ઇ સ. ૧૮૩૬ મા તેમણે મત્રશાસ્ત્રોની નિષ્ફળતા " ગેબની " પરદેશગમન કરવાના પક્ષમા હતા, અને રા મહિપતરામનો તેમણે પક્ષ કરેલો " મુવા પાછળ રડવાકૂટવાના " રિવાજ વિષે તેમણે એક લેખ પણ લખેલો વિધવા પુનર્વિવાહની તેઓ વિરૂદ્ધ હતા, તથાપિ બાળલગ્નના તેઓ કટ્ટા શત્રુ હતા અર્થાત્ સુધારાના પ્રત્યેક વિષય ઉપરતેમણે પુષ્કળ કહેતુ છે-લખેનુ છે

ઇ સ ૧૮૫૦ મા " નાગર મડળી " સ્થાપી તેમણે જ્ઞાતિસેવા કરવાનુ શરૂ કરેલુ " ઉચી પંક્તિની કેળવણી " લેવાથી થતા લાભ તેમણે અચ્છી રીતે સમજાવેલા

આખા કાઠિયાવાડના ઇતિહાસઉપરાંત તેમણે ( ૧ ) પ્રાચીન આર્યોના સુધારા ( ૨ ) ગ્રથકારો તથા અભ્યાસ ( ૩ ) આર્યપ્રજા ( ૪ ) મૂર્તિપૂજાનુ અસ્તિત્વ ( ૫ ) ઈશ્વરનુ અસ્તિત્વ ( ૬ ) શારીર વિદ્યા, ( ૭ ) ગૌરાીતળા ( ૮ ) વનસ્પતિ સગ્રહ ( ૯ ) વેદવિભાગ થયાનુ વર્ષ, ( ૧૦ ) પ્રાચીન ભૂગોળ ( ૧૧ ) અરજી લખવાની પદ્ધતિ ( ૧૨ ) મધુપર્ક ( ૧૩ ) ગૌચર, ( ૧૪ ) ભૂગોળ સ્થિત્યતરના

કાલવિભાગ, (૧૫) જ્વાળામુખી, (૧૬) વેદ (૧૭) માનવીભાષા નિબંધ વગેરે અનેક પ્રકારના વિષયો ઉપર પુષ્કળ લખેલું છે. વળી ભાષાનાં તમામ અંગોપાંગ ઉપર તથા જ્યોતિષ-વૈદ્યકના વિષયો ઉપર પણ તેમના અનેક લેખો જોવામાં આવે છે. વળી તેઓએ અનેક જુસ્સાદાર, સ્વદેશાભિમાનની ભાવનાથી ભરેલી કવિતાઓ પણ લખેલી છે, અને તે પ્રસિદ્ધ પણ થઈ ચૂકી છે. **સૌરાષ્ટ્રદર્પણ**, **વિજ્ઞાનવિલાસ** વગેરે અનેક માસિકપત્રોની યોજનામાં તેમનો ઘણો હાથ પણ હતો. પંડિત ડા. ભગવાનલાલ ઇંદ્રજી, સ્વ૦ આચાર્ય વલ્લભજી હરિદત્ત વગેરે પુરાણવસ્તુજ્ઞો તેમના શિષ્ય કહેવડાવવામાં માન સમજતા હતા. તેમના તમામ લેખો છપાયા નથી; પરન્તુ જો તે પ્રસિદ્ધિમાં આવે તો ગૂજરાતના સુધારા તથા સાહિત્યના ઇતિહાસને લાભકારક નીવડ્યાવિના રહેશે નહિ એતો નિઃસંદેહ. આ લેખકે પોતે "સાક્ષર સુધારક મણિશંકર કીકાણી" એ નામનો એક મ્હોટો લેખ શ્રીજી સાહિત્યપરિષદ્ આગળ રજુ કરેલો; પરન્તુ તે સ્વીકારાયલો છતાં પ્રસિદ્ધિ પામી શકેલો નહિ.

## ભોળાનાથ સારાભાઇ દિવેટીઆ.

ગૂજરાતમાં પ્રવર્તી રહેલ અંધાધુંધીના સમયમાં એટલે ઇ. સ. ૧૮૨૩ માં ભોળાનાથનો જન્મ વડોદરામાં રહેતા પોતાના રાજનીતિનિપુણપિતા, વડોદરાની અંગ્રેજી રેસીડન્સીના વિશ્વસ્ય દફતરદાર સારાભાઇના ઘરમાં થયો હતો. પિતાપાસેથી બાળવયમાંથીફારસી ભાષાનું શિક્ષણ લઇ, તેઓ પોતાના પિતા સેવામુક્ત થઇ અમદાવાદ ગયા, ત્યારે તેમણે એક ખાનગી અંગ્રેજી નિશાળમાં પ્રવેશ કરેલો. સંસ્કૃત તથા મરાઠી ભાષાનો પણ અભ્યાસ કરી લીધેલો. પછી સુરતથી જળમાર્ગે મુંબઇ જઇ મુનસફની પરીક્ષા આપી. સરકારી નોકરીમાં દાખલ થતાં ઉમરેઠના મુનસફ નિમાયા. ઇ. સ. ૧૮૬૬ માં તેમને સુરતમાં પ્રિન્સિપલ સદર અમીનની જગ્યા મળેલી. એ પ્રમાણે ઉત્તરોત્તર ચઢતા પ્રકારની નોકરી કરી તેઓએ *ઇ. સ. ૧૮૭૪ માં પેન્શન લઇ* નિવૃત્તિનિવાસ સ્વીકારેલો. કચ્છના દિવાનપદ માટે બે ત્રણ વખત આમંત્રણ થયલાં, પરન્તુ તે પદ તેમણે સ્વીકારેલું નહિ. તેમણે પોતાની નોકરી એવી તો એક નિષ્ઠા તથા કાબેલિયતથી કરેલી કે, તેના બદલામાં તેમને અંગ્રેજ સરકારે રાવબ્હાદુરનો ઇલ્કાબ, તથા દક્ષિણના બીજા વર્ગની સરદારી, તથા ઇ. સ. ૧૮૭૭ ના દિલ્હી-દરબારને પ્રસંગે એક સર્ટિફિકેટ પણ આપેલ. ઇ. સ. ૧૮૮૨ થી તેઓ અમદાવાદની મ્યુનિસિપૅલિટીના અંગભૂત થયલા; સરકાર તરફથી નિમાયલી લુક કમિટીના સભાસદ્ હતા. અમદાવાદ ડિસ્ટ્રિક્ટ લોકલ બૉર્ડના તેઓ મરણપર્યન્ત સભાસદ્ રહ્યા હતા.

ઉપર પ્રકારના નાગરિકધર્મો બજાવ્યાથી તેમની જેટલે અંશે પ્રખ્યાતિ થયલી છે, તેનાં કરતાં અધિક અંશે તેમનું નામ અન્ય રીતે ચિર-

રચાયી થવા પામેલું છે. તેમના પિતાને વ્રજભાષામાં કવિતાઓ બનાવવાનો શોખ હતો; ભોળાનાથને ગુજરાતી ભાષામાં કવિતાઓ બનાવી, પોતાના અન્તર્ગત વિચારોને પ્રસિદ્ધિમાં મુકવાનું ગમેલું. ઇ. સ. ૧૮૫૯ ના વર્ષથી તેમણે કવિતા રચવા માંડેલી ઇ. સ. ૧૮૬૬ માં તેમણે શાકુન્તલનું ભાષાન્તર કરવા માંડેલું; પરન્તુ તે તેમણે પાછળથી છોડી દીધેલું. ઇ. સ. ૧૮૭૦ થી "ઇશ્વર પ્રાર્થનામાળા" નાં પદો તેઓ રચવા લાગેલા. તે પદોની ભાષા શુદ્ધ તથા પ્રૌઢ છે; તેમાં પ્રદર્શિત થયલા વિચારો પણ પ્રૌઢ અને નિર્મળ છે. સાધારણ બુદ્ધિનાં તથા પંડિતવર્ગનાં મનુષ્યોને તે પદો પ્રિયલાગે તેવાં મનોહર તથા આલા છે. આ "ઇશ્વર પ્રાર્થનામાળા" તેમણે અમદાવાદની "ઇશ્વર પ્રાર્થના" સમાજને અગેજ રચેલી. તેમના બીજા પુસ્તકનું નામ "અભંગમાળા" છે. ભાષા પણ સરલ અને શુદ્ધ છે. આ બધી કવિતાઓ ધર્મવિષયકજ છે. એ ઉપરાંત તેમણે સંસાર સુધારાના સંબંધમાં પોતાના "સત્યવિવેક" નામના ગ્રંથમાં તે અક્ષરમેળ છંદમાં જે કવિતા મુકેલી છે, તે કવિતા તેમની કવિત્વશક્તિના સંબંધમાં ઘણું કહી શકે તેમ છે. પદ્ય ઉપરાંત ગદ્યમાં પણ તેમણે લખેલું છે. તે ગદ્ય લેખોની ભાષા પણ પ્રૌઢ, મધુર તથા શુદ્ધ દેખાય છે. જો કે ગદ્યમાં તેમનો કોઈ ગ્રંથ નથી, તથાપિ પોતાના સમયને લગતી કેટલીક જાણવાજોગ બાબતોની તેમણે નોંધ લખી રાખેલી છે. સ્વ. રા. સા. મહિપતરામનો જ્ઞાતિમાંથી બહિષ્કાર થયલો, તે વખતે તેમણે તેમનો પક્ષ કરી પોતાના જ્ઞાતિબંધુઓને ઉપદેશ આપવા સારૂ ઇ. સ. ૧૮૬૯ માં "નાગરમિત્ર" નામનું પુસ્તક લખેલું. તે ઉપરાંત તેમનાં રચેલાં "વિદ્યાપ્રકાશ" વિદ્યા તથા અક્ષરશાસ્ત્ર, તથા વ્રતાદિનાં ભાષાન્તરો હજુ અપ્રસિદ્ધ રહેલાં છે.

ભોળાનાથ મૂર્તિપૂજાની વિરૂદ્ધ હતા; સંસાર સુધારાના ચુસ્ત હિમાયતી હતા. વેદાંત મતને તેઓ નાસ્તિકવાદની સમાન લેખતા હતા. સત્ય ઇશ્વરઉપર ભક્તિભાવ રાખતા હતા. ઉન્નત નીતિભાવનાને મનુષ્યજીવનનું રહસ્ય લેખતા હતા.

ભોળાનાથને પોતાના સમકાલીન સુધારકો તરફથી સારૂં સાહાય્ય મળેલું. કાઠિયાવાડના સુપ્રસિદ્ધ "વીરસુધારક" મણિશંકર કીકાણીએ તેમનો સબળ પક્ષ કરેલો, અને એ ઉભય વિદ્યારસિક તત્ત્વશોધકો વચ્ચે દઢ મિત્રભાવના બંધાઇ હતી.-સુધારાના ઇતિહાસના કોઇ પણ લેખકને આ ઉભય વિદ્વાનોના લેખો એક પ્રબળ સાધનરૂપ થઇ પડે તેવા છે. ઇ.સ. ૧૮૮૬ ના મે માસની ૧૧ મી તારીખે તેમણે દેહત્યાગ કરેલો છે. તેમને છ પુત્રો તથા ચાર પુત્રીઓ મળી દશ સંતાનો થયાં હતાં, પરન્તુ તેમાંથી હાલ રા. નરસિંહરાવ તથા કૃષ્ણરાવ એ બે પુત્રો તથા બે પુત્રીઓ હયાતી ધરાવે છે.

---

રા બ મોહનલાલ ર ઝવેરી.



રા સા મહિપતરામ રૂપરામ.

## રા બા મોહનલાલ રણછોડદાસ ઝવેરી

રા બા મોહનલાલ રણછોડદાસ ઝવેરીનો જન્મ ભરૂચમાં ઇ સ ૧૮૨૮ મા થયો હતો જ્ઞાતિએ તેઓ દશામોઢ વાણીઆ હતા તેમના પૂર્વજોનો ઇતિહાસ ગૂજરાતના કેળવણીના ઇતિહાસ બરાબરજ લેખી શકાય તેમ છે સ સારસુધારાના વિષયમા પણ તેઓ આગળ પડતો ભાગ લેનાર હતા મોહનલાલના જન્મ સમયે કુટુબ સ્થિતિ સારી હતી

ઇ સ ૧૮૩૮ માથી મોહનલાલે ભરૂચની નિશાળમાં શિક્ષણ લેવુ શરૂ કરેલુ ત્યાર પછી સુરતમા ઇ સ ૧૮૪૨ મા પહેલી અગ્રેજી નિશાળ સ્થપાયાથી તેમા તેઓ દાખલ થયના ત્યાં બે વર્ષ અભ્યાસ ચલાવી તેઓ મુબઇ જઇને એલ્ફિન્સ્ટન ઇન્સ્ટિટ્યુટમા દાખલ થયલા, અને તેમને ત્યા માસિક રૂપીઆ ૧૦ ની શિષ્યવૃત્તિ મળેલી ગણુદેવીના શાસ્ત્રી કનેથી તેમણે સસ્કૃત ભાષાનુ જ્ઞાન પ્રાપ્ત કરેલુ એ પછી પૂર્વોક્ત ઇન્સ્ટિટ્યુટને અગે ટ્રેનિગસ્કૂલ ઉઘાડવામાં આવી, તેમાં ગણિતશિક્ષક તરીકે તેમણે નોકરી લીધી તે અરસામા ત્યા "સ્ટુડન્ટ્સ લિટરરી ઍન્ડ સાયન્ટિફિક સોસાયટી' ની સ્થાપના થઇ, એટલે તેઓ દાદાભાઇ નવરોજજી, બાળગગાધરશાસ્ત્રી વગેરેની સાથે તેમા કામ કરવા લાગેના પછી ઇ સ ૧૮૪૦ માં એલ્ફિન્સ્ટન સ્કૂલમા ગણિત શિક્ષકની જગ્યા તેમને પ્રાપ્ત થઇ ત્યારબાદ સુરત હાઇસ્કૂલમા પહેલા મદદનીશ નિમાયના છેવટે તેમને ડેપ્યુટી એ ઇન્સ્પેક્ટરનો હુદ્દો પ્રાપ્ત થયો, અને તે જગ્યા ઉપર ત્રીશ વર્ષ પર્યન્ત અચ્છી રીતે રહી રાજા-પ્રજાની સેવા કરી હતી. ર઼વ મોહનનાન એટલે અશે તો લોકપ્રિય થઇ પડ્યા હતા કે ગમે તે ડેપ્યુટી પરીક્ષા લેવા જતો તો તે પણ "મોહનલાનભાઇ ના નામથી ઓળખાતો હતો

નોકરીની સાથે તેઓ બુદ્ધિવર્ધક સભા, જ્ઞાન પ્રસારક સભા વગેરે સસ્થાઓમા અગ્રેસરરૂપે કામ કરતા હતા અગ્રેજ સરકારે તેમની કદર કરી તેમને રાવસાહેબ તથા રાવબહાદૂરના ઇલ્કાબો પણ આપ્યા હતા ગૂજરાતી ભાષાનુ શિક્ષણ સુવ્યવસ્થિત કરવાના હેતુથી હોપ સાહેબે વાચનમાળા તૈયાર કરવા એક કમિટી નિયોજેલી, તેમા રા સા ભોગીનાલ, કવિ દલપતરામ, પ્રાણલાલ મથુરાદાસ, મહિપતરામ નીનકઠ વગેરેની સાથે રા સા મોહનલાલ પણ ગોઠવાયા હતા સરકારી બુક કમિટીના પણ તેઓ અગભૂત હતા

કેળવણી ખાતામા નોકરી કરતા પણ તેમણે સાક્ષરજીવન ગાળેલુ સ્ત્રી કેળવણી તથા ઇલેક્ટ્રિક ટેલીગ્રાફ વગેરે વિષયો ઉપર તેમણે પોતાના 'બુદ્ધિવર્ધક' માસિકમા લખેલુ છે એ સિવાય (૧) મરાઠી બખ્ખર ભાગ ૧-૨, (૨) ઇગ્લડનો ઇતિહાસ નામના પુસ્તકો પણ તેમણે લખેલા ગ્રીનસાહેબને 'ગ્રીન્સ ફ્રેઝીઝ' તથા 'ગ્રીન ખગોળવિદ્યા 'ના પુસ્તકો લખવામા તેમણે મદદ આપેલી, એટલુ તો નહિ પરન્તુ તેમણે એર્હેમ

સાહેબનો ' મિકૅનિકલ પ્રૉબ્લેમ્સ ' નો તરજુમો પણ કરી આપ્યો હતો. વડોદરા રાજ્ય તરફથી વાચનમાળા તૈયાર કરવા માટે પણ તેમને કામ સોંપવામાં આવેલું.

તેમનો સ્વર્ગવાસ ઈ. સ. ૧૮૯૬ ના જુલાઇ માસમાં થયલો છે. તેમના પુત્ર રા રા. કૃષ્ણલાલ પણ પોતાના સાહિત્યપ્રેમને માટે સુપ્રસિદ્ધ છે.



## રા. રા. મહિપતિરામ રૂપરામ નીલકંઠ સી. આ. ઇ.

શિક્ષાગુરૂ સુધારાવીર મહિપતિરામનો જન્મ સુરતમાં ઇ. સ. ૧૮૨૯ ના ડીસેંબરની ત્રીજી તારીખે થયો હતો. તેના પિતાનું નામ રૂપરામ ઉમીયારામ નીલકંઠ, હતું. જ્ઞાતિએ વડનગરા નાગર ગૃહસ્થ હતા. તેમની માતા તેમને દોઢ વર્ષના મુકી ગુજરી ગયાં હતાં. પોતાના પિતાના કાકા શ્રીમંત હતા, તેથી તેમની જન્મ સમયની સ્થિતિ સારી હતી; પરન્તુ ઇ. સ. ૧૮૩૬ માં સુરતમાં મોટી આગ લાગેલી તેથી ઘરબાર વગેરે તમામ મિલકત બળી ગઇ, અને પરિણામમાં તેમના પિતા ગરીબ થઇ ગયલા. તેમના પિતા રૂ. ૬ ના માસિક પગારથી જકાત ખાતામાં નોકરી કરતા હતા. ૭ વર્ષની વયથી તેમણે વિદ્યાર્થીજીવન આરંભેલ. ગામઠી નિશાળમાં ગૂજરાતીનો અભ્યાસ કરી ઈ. સ. ૧૮૫૪ માં તેમણે મુંબઇના એલ્ફિન્સ્ટન ઇન્સ્ટિટ્યુટમાં ત્રીજા વર્ષની પરીક્ષા ઉંચે નંબરે પસાર કરેલી. તેમણે નિશાળ ખાતામાં ટુંકા પગારની નોકરી કરતાં કરતાં પોતાનો અભ્યાસ આગળ વધારેલો. ઈ. સ. ૧૮૫૦ ના અરસામાં તેમણે સુરતના " પરહેજગાર " નામના પત્રનું અધિપતિપદ સ્વીકારેલું. ત્યાર બાદ મુંબઇ જતાં તેમણે બુદ્ધિવર્ધક-સભા, જ્ઞાનપ્રસારક મંડળી વગેરે વિદ્યાવિલાસી સંસ્થાઓમાં ભાગ લેવા માંડેલો. સુધારક કરસનદાસ મુળજીની ગેરહાઝરીમાં તેમણે 'સત્યપ્રકાશ' પત્ર ચલાવવાનું પણ માથે લીધેલું. ઈ. સ. ૧૮૫૭ માં તેમને અમદાવાદ હાઇસ્કૂલના હેડમાસ્તરની જગ્યા મળેલી; અને ૧૮૫૯ થી તેમણે ડેપ્યુટી એ. ઈ. નું કામ કરેલું. એજ વર્ષમાં તેમને અગ્રેજ સરકારે રાવસાહેબનો ઇલકાબ બક્ષેલો. ઇ. સ. ૧૮૫૮ થી તેઓ સર ટી. સી. હોપના પ્રમુખપણા નીચે ગૂજરાતીવાચનમાળા રચવા માટે નિમાયલી બુક-કમિટીમાં કામ કરવા લાગેલા. ઇ. સ. ૧૮૬૦ માં તેમને પ્રાથમિકશાળાના શિક્ષકોને કેળવવાનું કામ શીખવાઅર્થે ઇંગ્લંડ મોકલવામાં આવ્યા હતા. ઇંગ્લંડથી પાછા આવતાં તેમનો જ્ઞાતિમાંથી બહિષ્કાર થયલો, અને અનેક દુઃખો તેમને વેઠવાં પડેલાં. તે નિમિત્તે ગૂજરાત કાઠિયાવાડના નાગરોમાં પક્ષો બંધાઇ ગયલા. ઇ. સ. ૧૮૬૧ ના વર્ષથી તેઓ અમદાવાદની ટ્રેનિંગ કૉલેજના મુખ્યાધ્યક્ષ નિમાયલા, એટલું તો નહિ પરન્તુ કેળવણી ખાતાના ભાષાન્તરકારના પદે પણ તેમને નિયોજવામાં આવ્યા હતા. આ બન્ને

જગ્યા તેમણે પોતાના મરણ પર્યંત ઇ. સ. ૧૮૯૧ સુધી ભોગવી હતી. ઇ સ. ૧૮૮૫ માં તેમને અંગ્રેજ સરકારે સી. આ. ઇ. નો ઇલ્કાબ બક્ષેલો હતો.

તેમની પત્નીનું નામ પાર્વતીકુંવર હતું, અને તેઓ ગુજર્યાં ત્યારે તેમણે ત્રણ પુત્રો—અનુભાઇ, ગુણીભાઇ તથા રમણભાઇ મુકયા હતા. સ્વ૰ દુર્ગારામ મહેતાજી, કરસનદાસ મૂળજી, કવીશ્વર દલપતરામ વગેરે તેમના અંગત મિત્રો હતા. સુધારાના કામમાં તેમને ઉપરના પુરૂષો ઉપરાંત સ્વ૰ ભોળાનાથ સારાભાઇ, સ્વ૰ મણિશંકર કીકાણી વગેરે વિદ્વાનો તરફથી સંપૂર્ણ સાહાય્ય મળેલું હતું.

રા. સા. મહિપતરામનું શિક્ષકજીવન જેટલે અંશે ઉચ્ચ હતું, તેટલે અંશે તેઓ નાગરિક ધર્મ પણ બજાવનાર હતા. સંસાર સુધારાના વિષયમાં તેઓ અગ્રણી હતા; પ્રાર્થના સમાજના અગ્રેસર પાલક હતા, અને અમદાવાદની સુધરાઇના તેઓ પ્રમુખ હતા; અને બીજી ઘણી સંસ્થાઓના મંત્રીનું કામકાજ કરતા હતા.

તેમનું સાક્ષરજીવન પણ જાણવા જેવું છે. તેમણે, ચરિત્રનિરૂપણ, સાસુવહુની લઢાઇ, વનરાજ ચાવડો, સધરા જેસંગ, કરસનદાસ મૂળજીનું જીવનચરિત્ર, મહેતાજી દુર્ગારામ ચરિત્ર, પાર્વતીકુંવર આખ્યાન, ઇંગ્લંડની મુસાફરી, બોધવચન, ઇંગ્લંડનો ઇતિહાસ, ગ્રીસનો ઇતિહાસ, અકબરચરિત્ર, ગૂજરાતનો સંક્ષિપ્ત ઇતિહાસ, ગૂજરાતી ભાષાનું વ્યાકરણ, વ્યુત્પત્તિપ્રકાશ, ભરતખંડનો ઇતિહાસ, ભવાઇસંગ્રહ કેળવણી પ્રકાર, શિક્ષાપદ્ધતિ વગેરે અનેક શાળોપયોગી તથા વાંચવાલાયક ઐતિહાસિક પુસ્તકો લખી ગૂજરાતી ભાષાની સેવા કરેલી છે. "ગુજરાત શાળાપત્ર" ના તેઓ ઉત્પાદક–પિતા હતા; પાછળથી તેમણે તે કામ છોડી દીધેલું. પરન્તુ સ્વ૰ નવલરામના મરણ બાદ ઇ સ. ૧૮૮૮ માં તેમણે તે પાછું સંભાળી લીધેલું. ગૂજરાતી કેળવણી ખાતું તેના ઉપકાર તળેથી નીસરી જઇ શકે તેમ નથીજ. તેમની લેખનપદ્ધતિ, સાદી, સરલ અને સર્વથી સમજી શકાય તેવી છે.

## રા. સા. પ્રાણલાલ મથુરાંદાસ.

રા. સા. પ્રાણલાલ મથુરાંદાસનો જન્મ સુરતમાં વિષે થયો હતો. જ્ઞાતિએ તેઓ બ્રહ્મક્ષત્રિય હતા. તેમના પિતા મુંબઇની સદર અદાલતમાં વકીલનો ધંધો કરતા હતા. મુંબઇમાં તેમણે અભ્યાસ કરી ગૂજરાતી તથા અંગ્રેજી ભાષાનું જ્ઞાન મેળવેલું. પોતાના પ્રવૃત્તિજીવનના પ્રભાતકાલમાં તેઓ જૂનાગઢના નવાબસાહેબના શિક્ષક નિમાયલા, અને ત્યાં તેમણે સારી આબરૂ મેળવેલી. ઇ. સ. ૧૮૫૪ માં તેમને સર ટી. સી. હોપે કેળવણી ખાતામાં ડેપ્યુટી ઇન્સ્પેકટરની જગ્યા આપેલી. અંગ્રેજ સરકારના કેળવણી ખાતાની બુક કમિટીમાં તેમણે કામ કરેલું; પરન્તુ હોપસાહેબની બદલી મુલ્કી ખાતામાં થઇ ત્યારે પ્રાણલાલજીને પણ તે ખાતામાં

ખેંચી લેવામાં આવેલા. અમદાવાદ તથા સુરતમાં અને ભરૂચમાં તેમણે હજુર ડેપ્યુટી કલેક્ટરનો ઓહેદો ભોગવેલો. ઈ. સ. ૧૮૬૩ માં તેઓ કાઠિયાવાડમાં ડેપ્યુટી તરીકે ગયલા. ઈ. સ. ૧૮૬૪ માં તેમણે એક બેન્કમાં નોકરી લીધેલી. ઉત્તરઅવસ્થામાં લકવાનો રોગ લાગુ પડવાથી સરકાર તરફથી વર્ષાસન લઇ તેઓ સુરતમાં જઇ રહ્યા, અને ત્યાંજ તેમનુ અવસાન થયલું.

તેમણે બે વખત લગ્ન કરેલાં હતાં. મુબઇની બુદ્ધિવર્ધક સભામાં તેઓ પ્રમુખ હતા. તેમણે કેટલાંક પુસ્તકો લખેલાં છે; પરન્તુ તેમાં "ફોર્બસનું વૃત્તાંત" તથા "ચરિત્રનિરૂપણ" એ બે પુસ્તકો સરલ ભાષા માટે સારી રીતે પ્રસિદ્ધિને પામેલા છે.



## શાસ્ત્રી વ્રજલાલ કાલીદાસ.

ગુર્જરગિરાના પરમ ભક્ત તથા ભક્તિઅર્થે શ્રમ ઉઠાવનાર શાસ્ત્રી વ્રજલાલ કાલીદાસનો જન્મ મલાતજ ગામમાં થયો હતો; પરન્તુ કયા વર્ષમાં તે જાણી શકાતું નથી. જ્ઞાતિએ તેઓ સાઠોદરા નાગર બ્રાહ્મણ હતા. મલાતજની આસપાસનાં કેટલાંક ક્ષેત્રો ઉપર તેમનું સ્વામિત્વ હતું, અને તે તેમની આજીવિકાનાં સાધનરૂપ હતાં. તેમના મ્હોટા બન્ધુ છોટાલાલ કવિ હતા, અને તેમણે રચેલા "છોટમ કીર્તનમાળા" "અક્ષરમાળા" તથા ભક્તિભાસ્કર વગેરે શાંતરસપ્રધાન કાવ્યગ્રંથો પ્રસિદ્ધિને પામેલા છે. શાસ્ત્રી વ્રજલાલજીના બાલજીવન વિષે કશી હકીકત જાણવામાં આવતી નથી.

પ્રથમ તો શાસ્ત્રીજી ખેડા જીલ્લાના સારસા ગામમાં કુબેરભક્ત નામના એક સાધુની સમીપ રહીને ઉપદેશ દેવાનું કામ કરવા લાગેલા. પછી અમદાવાદના એક જૈનમંદિરમાં શિક્ષાગુરૂ થઇને રહેલા. ત્યાં તેમણે પાલી તથા માગધી ભાષાઓનો અભ્યાસ કરી લીધો. ત્યારબાદ અમદાવાદની ધર્મસભામાં તેઓ મંત્રી થયલા અને ધર્મપ્રકાશ નામક માસિકપત્રમાં લેખો લખવા લાગેલા. આ અરસામાં તેમને સ્વ૦ ભોળાનાથ, મનઃસુખરામ વગેરે વિદ્વાનો સાથે સ્નેહસમાગમ થયલો. ડા. ભાઉદાજી તથા સ્વ૦ મણિશંકર કીકાણી ઇત્યાદિ પ્રાચીન–ઇતિહાસજ્ઞો સાથે તેમને ઘણો પરિચય હતો. ઇ. સ. ૧૮૬૪ માં તેઓ ગૂજરાત વર્નાક્યુલર સોસાયટીના મંત્રી નિમાયલા; અને બુદ્ધિપ્રકાશમાં તેમના લેખો પ્રસિદ્ધ થવા લાગેલા. ઇ. સ. ૧૮૭૯ ના વર્ષમાં સોસાયટી તરફથી ગૂજરાતી ભાષાના શબ્દોનો 'કોષ' રચવાનું કામ તેમને સોંપવામાં આવેલું; પરન્તુ કોષનું કામ ઘણુ આગળ વધ્યું એટલામાં તેમની શારીરસંપત્તિ

મોકલવા ઉપરાંત, તેમણે "ગુજરાતી ભાષાનો ઇતિહાસ" તથા "ઉત્સર્ગમાળા" નામનાં બે ઉપયોગી પુસ્તકો સોસાયટીને રચી આપેલાં હતાં. 'ગૂજરાતી ભાષાનું વ્યાકરણ' લખવામાં તેમણે ટેલર સાહેબને અધિક અંશે સહાયતા પણ આપેલી. જૂનાગઢના નવાબ તરફથી તેમનો રચેલો 'વૈશેષિક તર્કસાર'નો ગ્રંથ પ્રસિદ્ધ થયલો છે. તે ઉપરાંત 'ઉક્તિસંગ્રહ,' 'નાગર પુરાવૃત્ત;' વેદાન્તવિષયક 'વિશ્વપ્રબોધ;' એ નામના તેમના ત્રણ ગ્રંથો હજુ અપ્રસિદ્ધ છે. 'ગુર્જરભાષા પ્રકાશ, તથા 'બ્રહ્મસૂત્રાર્થદીપક' નામના તેના ગ્રંથો 'ચંદ્ર' નામના માસિકમાં પ્રસિદ્ધ થયલા છે. શાસ્ત્રી વ્રજલાલ કવિતાઓ પણ કરતા, પરન્તુ તેમનું ઘણું ખરૂં લખાણુ ગદ્યમાં-જ છે. કઠિન શાસ્ત્રીય વિષયોને સરળ શુદ્ધ ભાષા-માં લખી, સર્વથી વાંચી શકાય તેવા કરવાની કળા તેઓ જાણતા હતા. તેમણે કરેલી ગૂજરાતી ભાષાની સેવા કોઇ પણ ગુર્જરથી વીસરી શકાય તેવી નથી. ગુજરાતી ભાષાને શાસ્ત્રીયતા આપનાર તો તેજ. ભાષાશાસ્ત્રના પ્રદેશમાં સ્વ. મણિ-શંકર કીકાણી તથા શાસ્ત્રી વ્રજલાલ એ ઉભય વિદ્વાનોના અભિપ્રાયો નર્મદાશંકર લખે છે તે પ્રમાણે, પ્રમાણરૂપ મનાતા હતા, એ વાત તે યુગની પ્રવૃત્તિ દર્શાવનારી તથા માહાત્મ્ય ગાનારી લેખી શકાય ખરી.

આવા ગુજરાતના રત્નરૂપ શાસ્ત્રીજીનું મરણ ઇ. સ. ૧૮૯૩ માં તાવની બિમારીથી થયું છે. તેમની પાછળ તેમના ગ્રંથો તેમનાં યશોગાન ગવરાવે છે. તેમની પાછળ તેઓ એક પુત્રને મુકી ગયા છે.



## સ્વ. શેઠ શેરાબજી શાપુરજી બંગાળી. સી. આઇ. ઇ.

એમનો જન્મ મુંબઇમાં સન ૧૮૩૧ ના ફેબ્રુઆરી માસની ૧૫ મી તારીખે થયો હતો. જન્મ સમયે કુટુમ્બ સ્થિતિ ગરીબ હતી. તેઓના પિતાશ્રી તેમને એક વર્ષના મુકી ચોવીશ વર્ષની જુવાન વયે મરણ પામ્યા હતા. તેઓ મૂળ ઉમરીગર કહેવાતા, પરંતુ પાછળથી તેમના પિતામહ નવરોજજી શેરાબજી બંગાળામાં રહ્યા-થી તેઓ બંગાળી કહેવાયા છે.

શેઠ શેરાબજીનાં લગ્ન તેમની નવ વર્ષની ઉમ્મરે શેઠ પેસ્તનજી હોરમસજી વાડીયાનાં પુત્રી બચુબાઇ સાથે થયાં હતાં. તેમને ત્રણ પુત્રી છે. પુત્ર ન હોવાથી પોતનાં વડાં પુત્રી મહેરબાઇના દીકરા નવરોજજી ને પોતાના દત્તક તરીકે રાખેલા હતા

પારસીઓ અને હિંદુઓમાં તેમના અંગત મિત્રોમાં શેઠ નવરોજજી ફરદુનજી તથા શેઠ કરસનદાસ મૂળજી વગેરે હતા. તે સૌની સાથે તેમણે સુધારામાં સારો ભાગ લીધો હતો. તેમને તે સુધારાના કાર્યમાં દોરનાર શેઠ દાદાભાઇ નવરોજજી હતા.

તેમના પિતાશ્રી તેમને બાળપણમાં મુકી

ગુજરી ગયા હોવાથી તેમના મામા શેઠ ફરામજી મન્ચેરજી ગામડીઆએ તેને કેળવણી આપવામાં સારી કાળજી ધરાવી હતી. એલ્ફીન્સ્ટન ઇન્સ્ટીટયુશનમાં અભ્યાસ કરી તેઓ તેર વર્ષની વયે નોકરીમાં જોડાયા હતા પ્રથમ તેઓ કોમરશીયલ બેન્કમાં અને ત્યાર પછી મરકનટાઇલ બેન્કની નોકરીમાં જોડાયા હતા. તે પછી મેસર્સ ડબલ્યુ એન્ડ એ બ્રેહેમની કું૦ માં જોડાઇ છેવટે મરણ પર્યંત શેઠ નરોતમદાસ અને વરજીવનદાસ માધવદાસ સાથે એ પેઢીના દલાલ તરીકેનો ધંધો કર્યો હતો. તેઓ સન ૧૮૯૩ ના એપ્રિલ માસની ૩ જી તારીખે વિદેહી થયા છે.

તેમનું સાક્ષરજીવન ૧૮૪૯ ની સાલથી શરૂ થયલું હતું. શરૂઆતમાં ગુજરાતી ચોપાનીયાં ચલાવવાનું કામ કરતા હતા. ત્યાર પછી વર્તમાનપત્રોનું અધિપતિપણું પણ ભોગવ્યું હતું. તેમણે પોતાના બધાં લખાણોમાંથી સન ૧૮૮૦ માં "ચૂંટી ક્‌હાડેલાં લખાણો" એ નામથી બે કિંમતી પુસ્તકો પ્રગટ કર્યાં હતાં; જેમાં, અસલી ઇરાનનાં બાંધકામ, કોતરકામ અને સિક્કા સમ્બન્ધી, જરથોસ્તીઓના ધર્મ પુસ્તકો સંબન્ધી, તેમજ કેળવણી અને સાંસારિક, વ્યાપારી તેમજ રાજદ્વારી બાબતો અને પ્રસિદ્ધ પુરૂષોનાં જન્મચરિત્રો લગતી હકીકત ઘણી પ્રશસનીય રીતે લખી છે. તેમના જીવનને લગતી નોંધ શેઠ કરશનદાસ મૂળજીના પુત્ર મંગળદાસે પુસ્તકદ્વારા પ્રસિદ્ધ કરેલી છે.

---




પાશ્ચાત્યવિદ્યાનાં આ દેશમાં પગલાં થયા પછી કવિ નર્મદાશંકરનો જન્મ સુરતમાં ઇ. સ. ૧૮૩૩ માં થયો હતો. તેના પિતાનું નામ લાલશંકર પુરૂષોત્તમ તથા માતાનું નામ નવદુર્ગા હતું. જ્ઞાતિએ વડનગરા નાગર બ્રાહ્મણ, અને અવટંકે દવે હતા કવિના જન્મ સમયે કુટુંબ સ્થિતિ મધ્યમ પ્રકારની હતી. લાલશંકર દવે બ્રાહ્મણ ધર્મની સાથે, યાચકવૃત્તિ ત્યજીને, પોતાના જીવનનિર્વાહાર્થ લહીઆનું કામ કરતા, અને પાછળથી મરણ પર્યન્ત મુંબઇની સદર અદાલતમાં કાર્કુની ઉપર પણ રહ્યા હતા. લાલશંકર સ્વભાવે શાંત, સંતોષી તથા ઉદ્યોગી હતા, અને નવદુર્ગા કે રૂક્મિણી વહુ ગીત ગાવામાં કુશળ, સુઘડ તથા ઉદ્યોગી સન્નારી ગણાતી હતી. છેક "નાનપણ" માં કવિ નર્મદાશંકર "ઠાવકી" તથાપિ મીઠી પ્રકૃતિના હતા—"બ્હીકણ" પણ હતા!

પાંચમે વર્ષેથી ગામડી નિશાળમાં અભ્યાસ શરૂ કરી, સરકારી ગૂજરાતી નિશાળમાં પૂરો અભ્યાસ કરી, બાર વર્ષની વયે તેઓ એલ્ફિન્સ્ટન સ્કૂલમાં અંગ્રેજી ભણવા દાખલ થયલા. અંગ્રેજી નિશાળમાં રહેતાં તેમને કોઇ દિવસ પણ "માર" ખાવો પડેલો નહિ. પાંચ વર્ષમાં તે સ્કૂલનો અભ્યાસ પૂરો કરી તેમણે ઇ. સ. ૧૮૫૦ માં, ઉંચે દરજ્જે પાસ થઇને મહાપાઠશાળા (કાલેજ) માં

પ્રવેશ કરેલો. પરન્તુ કવિનાં લગ્ન ઇ. સ. ૧૮૪૪ માં થયલાં, તેથી તેમને આઠ મહિનામાં કૉલેજ છોડી સુરત જઇ રહેવાની ફરજ પડેલી. તેજ વર્ષમાં કવિની માતું મૃત્યુ થયું. સુરત ગયા પછી ત્યાં ત્રણેક વર્ષ ગાળી તેઓ પાછા કૉલેજમાં દાખલ થવા મુંબઇ ગયલા; પરન્તુ ત્યાં પણ બેએકવર્ષ ખંડિત અને અસ્વસ્થ સ્થિતિમાં અભ્યાસ કરી, આખરે તેમને ભણુવાનું મુકી દેવું પડેલું.

વિદ્યાર્થીજીવનમાં તેમણે સામળતથા પ્રેમાનન્દની કેટલીક કવિતાઓ વાંચેલી. અંગ્રેજી કવિતાઓનો તેણે સારો અભ્યાસ કરેલો. ભાષાપ્રેમી કવિ નર્મદનું જીવન વિદ્યાનન્દમાં તથા સ્વદેશહિતની વાતોમાંજ ગળાતું હતું. યૌવનની ઉન્મત્તવૃત્તિએ નર્મદાશંકરના ચિત્તને ' ચકડોળે ' ચઢાવેલું, તેને કૉલેજ છોડાવેલી, અને અન્તે ઇ. સ. ૧૮૫૨ માં રાંદેરના મહેતાજીની જગ્યા ઉપર નોકર રહેવાનો પ્રસંગ પ્રાપ્ત કરાવેલો. ઇ. સ. ૧૮૫૩ માં તેમની સ્ત્રી ગુલાબવહુનું મૃત્યુ થયું, અને કવિ બન્ધનમુક્ત થઇ ગયા. "મોટાં કામ" કરી વિદ્વાન તરીકે નામ મેળવવાની ઇચ્છા તેના મનમાં પ્રબળ થવા લાગી મુંબઇમાં તેઓ હતા ત્યારે તેમનામાં તેવો સ્ફુલિંગ તો થઇ ચૂકયો હતો. " જુવાન પુરૂષોની અન્યોન્ય બુદ્ધિવર્ધક સભા " સ્થાપી તેમણે " મંડળી મળવાથી થતા લાભ " એ વિષે ભાષણ આપેલું. સુરત ગયા બાદ " સ્વદેશ હિતેચ્છુ " મંડળ સ્થાપી "જ્ઞાનસાગર "નામનું અઠ્વાડિયા પત્ર કાઢવાની યોજના કરેલી. ઇ [illegible] ૫૧ થી તેઓ કવિદલપતરામને ઓળખવા લાગેલા. ઇ. સ. ૧૮૫૫ સુધી તે મોહનિદ્રામાં પડી રહેલા. એ નિદ્રામાંથી તેઓ પોતાની સ્ત્રીના મરણથી જાગી ઉઠયા; મુંબઇ ગયા. ઇ. સ. ૧૮૫૫-૫૬ થી ગૂજરાતી કવિતા કરવા તરફ તેમનું મન લાગેલું. " પરબ્રહ્મ જગકર્તા રે, સ્મરોને ભાઇ હરઘડી " એ પંક્તિ લખીને તેણે પોતાના કવિત્વને પ્રકાશ આપવા માંડેલો ઇ. સ. ૧૮૫૫ થી ૫૮ સુધીનાં વર્ષો કવિના ' પ્રયત્નકાળ 'નાં વર્ષો છે. ઇ. સ. ૧૮૫૬ માં તેમણે વિદ્યામંદિરને છેલ્લા નમસ્કાર કર્યા.-પછી કવિ થવાનાં સાધનોની શોધખોળ કરવા મંડયા, અને આવશ્યક સામગ્રી એકઠી કરી લીધી. દાદુપંથી લાલદાસ કનેથી છંદ રત્નાવળી ગ્રંથ મેળવી પીંગળ જ્ઞાન મેળવ્યું, અને ઇ. સ. ૧૮૫૭ માં " પીંગળ પ્રવેશ " નામનું પુસ્તક લખી, પોતાના પિતાને અર્પણ કરી, પ્રસિદ્ધિમાં મુકયું. પણ એકલા પીંગળ જ્ઞાનથી કવિ થવાય નહિ. કવિને રસાલંકાર તો જાણવાંજ જોઇએ. તેથી ઇ. સ. ૧૮૫૮ માં રસાલંકાર શાસ્ત્રોનો અભ્યાસ કરી, " રસ પ્રવેશ " તથા " અલંકાર પ્રવેશ " પુસ્તકો લખી કાઢી પ્રસિદ્ધ કર્યા. એ પ્રમાણે આવશ્યક આયુધોથી સજજ થઇ કવિશ્રી ઇ. સ. ૧૮૫૮ ના વર્ષમાં નોકરી-પરાધીનતાનો ત્યાગ કરી, કવિતા ક્ષેત્રમાં યુદ્ધ કરવાને " યા હોમ " કરી ઉતરી પડયા-સજળ આંખે સરસ્વતીના ખોળામાં પોતાનું માથું મુકી દીધું. એજ વર્ષથી તેમણે " નર્મ કવિતા " અંકવાર પ્રસિદ્ધ કરવા માંડી. ઇ. સ. ૧૮૫૯ માં મુંબઇ વિષે કવિ દલપતરામ ત

કવિ નર્મદાશંકર વચ્ચે સ્પર્ધા મંડાઇ, અને એ બેમાંથી શ્રેષ્ઠ કોણ એ ચર્ચાનો વિષય થઇ પડ્યો. ઇ. સ. ૧૮૬૦ માં રૂકિમણીહરણુ વગેરે કવિતાઓ જૂદીજ બાનીમાં લખી પ્રસિદ્ધિમાં મુકી, અને ઇ. સ. ૧૮૬૧ માં અંગ્રેજ કવિ ટૅામ્સનનું અનુકરણ કરી, 'ઋતુવર્ણન' નામનું રસમય કાવ્ય, છક કરી નાંખે તેવી શૈલીમાં લખી પ્રકટ કરી નાંખ્યું. વનવર્ણનની કવિતાને જન્મ આપનાર આ કવિજ હતા. ઇ સ. ૧૮૬૩ માં પોતાની તમામ કવિતાઓનો એક આખો સંગ્રહ છપાવી, તેમાં સામળની શૈલી મુજબ 'વજેસંગ અને ચાંદબા' ની વાર્તા પણ લખી, પ્રસિદ્ધિમા મુકી દીધી. ઇ. સ ૧૮૬૪ માં "હિંદુઓની પડતી" લખી પોતાની બળતરાઓને શાંતિ આપી. ઇ. સ. ૧૮૬૬ માં "નાયિકા વિષય પ્રવેશ" પ્રસિદ્ધ કરી કાવ્યશાસ્ત્રની સીમા બાંધી દીધી; અને કવિનો કીર્તિભાનુ પૂર્ણ પ્રભાથી પ્રકાશી રહ્યો.

ઇ. સ. ૧૮૫૫ થી તેમણે ગૂજરાતી ગદ્ય લખવા માડેલું. "રૂઢ, રમતી, મર્માળી" ગુજરાતી લખવાનું પ્રથમ માન તેનેજ છે. ઇ. સ. ૧૮૬૫ માં તેમના સર્વ ગદ્ય-લેખોનું પુસ્તક "નર્મગદ્ય" નામથી બ્હાર પાડવામાં આવેલું; અને તે સર્વ વર્ગના લોકોમાં પ્રિય થઇ પડયું હતું. ઇ. સ. ૧૮૬૪ ના પાછલા ભાગમાં તેમણે "ડાંડિયો" એ નામથી એક પખવાડીયા પત્ર કાઢવા માંડેલું અને તેમાં વ્રજપાત જેવાં લખાણો કરી આખી ગૂજરાતમાં ઉથલપાથલ કરી નાંખેલી. પછી ગૂજરાતી વ્યાકરણ લખવા માંડેલું; પરન્તુ તે અપૂર્ણ રહી ગયું છે. ત્યાર બાદ ગૂજરાતી ભાષાનો કોશ રચવાનું સાહસ તેમણે આરંભેલું. ઇ. સ. ૧૮૭૩ માં તેમણે પોતાની સૂક્ષ્મબુદ્ધિના કીર્તિસ્તંભ રૂપ "નર્મકોશ" પ્રસિદ્ધિમાં મુકી, ગૂજરાતી ભાષાની અપ્રતિમ સેવા કરી દીધી; પરન્તુ તેમ કરવામાં તેનું દેવું વધી ગયું; નર્મદે તે ગ્રંથ સમસ્ત ગૂજરાતને અર્પણ કરી "જય જય ગરવી ગુજરાત" નું પદ ગાઇ સ્વદેશ ભક્તિના અમર ઉદ્દગારો કાઢેલા. ઇ. સ. ૧૮૭૬ માં નાટકો લખી થોડીએક કમાણી કરી. પછી "ધર્મવિચાર" નામનો અદ્વિતીય શૈલીમાં લખાયલો કવિ-હૃદયની રૂપાન્તરતા બતાવનારો ગ્રંથ રચી તેમણે પ્રસિદ્ધ કરેલો. છેવટે કાઠિયાવાડ ગૅઝેટિયરનું ભાષાન્તર કરવાનું કામ તેમને સોંપાયલું, અને તેમાંથી તેમને અઢી હજાર રૂપૈયા મળેલા; પરન્તુ દેવું પતાવાયલું નહિ. અને ઇ. સ. ૧૮૮૬ માં અન્તે, આપણા આ પરમ સાહિત્યસેવક, દેશભકત, નીડર, ટેકી કવિ પોતાની પ્રતિજ્ઞા પૂરી કરી સ્વર્ગસ્થ થઇ ગયલા.

નર્મદાશંકર સંસારસુધારાના ચુસ્ત હિમાયતી હતા. તેમની સુધારાવૃત્તિ પહેલવહેલાં તો ઉચ્છેદક હતી, પરન્તુ અન્તે તેમને સંરક્ષકવૃત્તિ ધારણ કરવી પડી હતી. તેમનો શરૂઆતનો સુધારો પાશ્ચાત્યરંગે રંગાયલો-સારપછાડનો હતો-ઉંડા વિચારવાળો ન હતો. પરન્તુ ધીમે ધીમે તેમના વિચારો પરિવર્તન પામેલા, અને નર્મદના સ્વદેશાભિમાને સત્યદર્શન પોતાને કરાવેલું. નીડરતાથી તેમણે પોતાના બદલાયલા વિચારોને પ્રસિદ્ધિમાં મુકેલા.

કવિ નર્મદે કયો વિષય છેડેલો નથી એ એકમહા પ્રશ્ન છે. ગદ્યમાં—ઇતિહાસ, કવિચરિત્રો, નીતિનિબંધો, સંસારસુધારાના વિષયો, નાટકો, ભાષાનાં વિવિધ અંગો વગેરે તમામ પ્રકારની બાબતો ઉપર તેણે પોતાની લેખિની ચલાવેલી છે. નર્મદની લેખનપદ્ધતિ ધર્મવિચારમાં પ્રબળ તથા વિલક્ષણ બને છે. નર્મદાશંકરની કવિતા અન્તરના ઉભરાની છે, મદોન્મત્ત માતંગના જેવી છે. હૃદયમાં ઉઠતી ઉર્મિઓને લઇને તેમણે કવેલું છે. વિષયની તેને તૂટ નથી, વિચારોને લેવા જવા પડતા નથી. (સ્પષ્ટ વિચાર, સ્પષ્ટ ભાષા—એ તેનાં લક્ષણો છે.) ઢાંકપછેડો કરવાનું તેને આવડતું નથી (નર્મદની લેખનપદ્ધતિને કોઈ પણ પ્રકારનાં બંધન પ્રિય નથી. તેની ભાષા તેના વિચારોને અનુસરી રહે છે; વિચારો ભાષાને અનુસરી રહેતા નથી પોતાના વિચારો પ્રમાણે સમાજને વિચારતો કરવાના હેતુથી તેઓ પોતાનેજ રચતો બોધ આપે છે.) નર્મદશૈલીએ સાહિત્યપ્રદેશમાં એક નવી શાળા સ્થાપેલી છે અને તે " ઉદ્ધતશૈલી " થી પણ ઓળખાય છે. ગુજરાતી ભાષા જ્યાં સુધી જીવતી રહેશે ત્યાં સુધી, કવિ નર્મદનું નામ કદાપિ પણ વીસરાનાર નથીજ. વિવેકાચાર્ય નવલરામે તેનું જીવનચરિત્ર લખી તેનું શ્રાદ્ધ કરેલું છે.

કવિ પોતાની પાછળ એક જયાશંકર નામનો પુત્ર મુકી ગુજરી ગયા હતા.






સંગીત શાસ્ત્રનિપુણ મૌલાબક્ષનો જન્મ ઇ સ. ૧૮૩૩ ના વર્ષમાં દિલ્હી પાસેના ચીંહડ ગામમાં થયો હતો. તેમના પિતાનું નામ ધીસેખાન હતું, અને જ્ઞાતિએ તે પઠાણ—મુસલમાન હતા. તેમના જન્મ સમયે તેમના કુટુંબની સ્થિતિ સાધારણ હતી. તેમના પિતા તેમને બે અઢી વર્ષના મુકી ગુજરી ગયા હતા, અને તેમના કાકાને તેમની સંભાળ લેવાનું બની આવેલું. બાળવયથી તેમને વિદ્યારાગ લાગેલો, અને ગામડી નિશાળોમાં જઇ તેમણે હિંદુસ્તાની, મરાઠી, ગૂજરાતી તથા સંસ્કૃત ભાષાનો અભ્યાસ કરી લીધેલો હતો. સંગીત શાસ્ત્રનો અભ્યાસ તેમણે પોતાના ૧૪ મા વર્ષથી કર્ણાટકના બ્રાહ્મણો પાસે શરૂ કરી પોતાની ૨૫ વર્ષની ઉમ્મરે સંપૂર્ણ કરી લીધો હતો. હિંદુસ્તાનના જૂદા જૂદા ભાગોમાં ફરી તેમણે પોતાના સંગીત જ્ઞાનથી પોતાની કીર્તિમાં વધારો કરેલો મલબાર જઇ સંગીત શાસ્ત્રનો અભ્યાસ વધાર્યો, અને સરસ્વતીવીણા વગાડવામાં નિપુણતા તેમણે મેળવી લીધેલી. ત્યાર બાદ તેઓ મ્હૈસુર ગયલા, અને ત્યાં તેમની પરીક્ષા લેવાઇ, તો તેમા તેઓ વિજયી નીવડ્યા, એટલે મ્હૈસુર મહારાજાએ તેમને મ્હોટું રાજમાન આપેલું. આ સમયે તેમની કીર્તિ ઘણી

ફેલાઇ ગઇ તેથી વડોદરાના શ્રી. ખંડેરાવ મહારાજે તેમને વડોદરામાં બોલાવી રૂ. ૮૦૦ ના પગારથી નોકર રાખેલા. વડોદરેથી તેઓ નિઝામ સરકારના રાજ્યમાં ગયલા, અને પછી પાછા વડોદરે ગયલા કલકત્તામાં લૉર્ડ નોર્થબ્રુક તેમનું સંગીત સાંભળી એટલા તો પ્રસન્ન થઇ ગયલા કે, તેમણે દરબાર ભરીને તેમને "પ્રોફેસર ઑફ્ ઇન્ડિયન મ્યુઝિક" નો માનવંત ખિતાબ આપેલો. ઇ.સ. ૧૮૮૬ માં વડોદરામાં **સંગીત પાઠશાળા** સ્થપાઇ તેના તેઓ આચાર્ય થયા હતા.

પ્રો. મૌલાબક્ષે પોતાના વિદ્યાર્થીઓ માટે (૧) સંગીતાનુભવ, (૨) બાલસંગીતમાળા, (૩) સંગીત છંદોમંજરી, (૪) ગાયનની ચીજોનું પુસ્તક, ૭ ભાગમાં, (૫) ભગવત ગરબાવળી, (૬) નરસિંહ મહેતાનું મામેરૂ, (૭) સિતાર શિક્ષક તથા (૮) તાલપદ્ધતિ નામનાં સર્વોપયોગી સગીત વિષયક પુસ્તકો લખી, ગુર્જર દેશની—અખિલ આર્યાવર્તની અપ્રતિમ સેવા બજાવેલી છે. શ્રી. સિયાજીરાવ મહારાજાએ તેમની ઇચ્છાનુસાર જે ઉદાર ઉત્તેજન આપી સંગીત વિદ્યાને સિધાવતી અટકાવી છે તે માટે તે નામદારને કોટિ ધન્યવાદ ઘટે છે. તેઓ પોતાની પાછળ પ્રો. મુરતુજાખાન તથા ડા. અલાઉદ્દીનખાન નામના વિદ્યાપ્રવીણ પુત્રો તથા ત્રણ પુત્રીઓ મુકી, ઇ. સ. ૧૮૯૬ ના જુલાઇ માસમાં ગુજરી ગયા છે. શ્રીમન્ નૃસિંહાચાર્ય મહારાજ, સ્વ. ભોળાનાથ સારાભાઇ વગેરે તેમના અંગત મિત્રો હતા.

---




ગૂજરાતીમાં આદિ નવલકથાકારનું અમરપદ પામનાર રા. બા. નંદશંકર તુલજાશંકર મહેતાનો જન્મ સુરતમાં ઈ. સ ૧૮૩૫માં થયો હતો. જ્ઞાતિએ તેઓ વડનગરા નાગર ગૃહસ્થ હતા. તેમના જન્મ સમયે તેમના પિતાની દ્રવ્યસ પત્તિ સંકુચિત હતી. તેમણે પોતાના સમયમાં યોગ્ય ગણાતો વિદ્યાભ્યાસ પોતાની પંદર વર્ષની વયે સમાપ્ત કરી લીધેલો; અને પ્રકૃતિથી ઉત્સાહી હતા તેથી અલ્પકાળમાં તેમને હેડમાસ્તરની જગ્યા પ્રાપ્ત થઈ શકી હતી. નંદશંકર અદ્યાપિ પર્યંત 'માસ્તર' ના ઉપનામથી ઓળખાય છે, એજ વાત તેમના ગુણનું સંભારણું છે. પોતાની શાળામાં ગૂજરાતી ભાષાના અભ્યાસ વિષે તેઓ ઘણું ધ્યાન આપતા હતા. મુંબઈ સરકાર તરફથી તેમને કેટલાંક અંગ્રેજી પુસ્તકોનું ગૂજરાતી ભાષાન્તર કરવાનું કામ સોંપાયલું તે ઉપરથી તેમણે ત્રિકોણમિતિ તથા માર્ગોપદેશિકાનાં પુસ્તકો તૈયાર કરેલાં. પછી કોઈ એક ઉચ્ચ પ્રતિની નવલકથા લખવાની તેમને સૂચના થઈ; અને તેના પરિણામમાં તેમણે "કરણઘેલો" એ નામની સાદી, સરલ પરન્તુ મધુર ભાષામાં એક ઐતિહાસિક લોકપ્રિય નવલકથા લખી કાઢેલી. આ ગ્રંથથી ગૂજરાતી સાહિત્યમાં એક નવો પ્રદેશ ખુલ્લો થયો. એટલું તો નહિ પરન્તુ સામાજીક-ઉન્નતિ કરવાનું

એક નવું-સબળ સાધન સાહિત્ય-સેવકોના સમજવામાં આવ્યું. આ પુસ્તક લખવાના બદલામાં તેમને સરકાર તરફથી રૂ. ૧૦૦૦) મળેલા હતા. આ ગ્રંથ સિવાય તેમણે બીજો કોઈ સાહિત્યવિષયક ગ્રંથ લખેલો નથી. પરન્તુ તેથી તેમણે પોતાની કલમ બંધ કરી રાખેલી એવું માનવાનું નથી. 'ગૂજરાત મિત્ર'માં તેમના અંગ્રેજી લેખો આવતા; અન્ય વર્તમાનપત્રોમાં પણ તેમનાં લખાણ આવતાં. સ્વભાવથી ચંચળ હતા તેથી તેઓ મ્યુનિસિપાલિટી, સાહિત્યોત્તેજક વગેરે સંસ્થાઓમાં ભાગ લેતા; અને સ્વ. મહિપતરામ વિલાયતથી પાછા આવતાં ન્યાતબ્હાર થયલા, તે પ્રસંગે તેમણે તેમનો ખાસ પક્ષ પકડેલો હતો.

ઈ. સ. ૧૮૬૪માં તેઓ સર **ટી. સી.** હોપની મદદથી રેવન્યુ ખાતામાં રૂ. ૩૮૦ ના પગારથી જોડાયલા, અને પછી દેવગઢ બારિયાના ઍડમિનિસ્ટ્રેટર નીમાયા હતા. પાંચેક વર્ષ પછી લુણાવાડા તથા સુંથરામપુરના ઍડમિનિસ્ટ્રેટર પણ થયા હતા. ઈ. સ. ૧૮૮૦ માં કચ્છ રાજ્યના દીવાનપદે પહોંચેલા, અને ૧૮૮૭ ના વર્ષમાં રેવાકાંઠાના પોલિટિકલ એજન્ટના હુદ્દા ઉપર નીમાયા હતા. તેજ વર્ષમાં તેમને "રાવબહાદૂર"નો ઇલ્કાબ પ્રાપ્ત થયલો. ઈ. સ. ૧૮૯૦ માં નેત્રવ્યાધિ થઈ આવ્યાથી તેમણે નિવૃત્તિનિવાસ સ્વીકાર્યો હતો. તેમનાં ત્રણે પુત્રો ઉંચા પ્રકારના વિદ્યાસંસ્કાર પામી, ઉંચા પ્રકારની પ્રતિષ્ઠાને પામેલા છે. સિવિલ સર્વિસની જાણીતી પરીક્ષા પસાર કરનાર પહેલા ગૂજરાતી તેમના ત્રીજા પુત્ર વિનાયક છે. તેમના બીજા બે પુત્રોનાં નામ રા. રા. માર્કંડ તથા રા. રા. મનુભાઈ અનુક્રમે છે.

ઈ. સ. ૧૯૦૫ ના વર્ષમાં તેઓનો ૭૦ વર્ષની વયે સ્વર્ગવાસ થયો છે.




આદિ સાક્ષર વિવેચકની કીર્તિ કમાઇ જનાર નવલરામનો જન્મ ઇ. સ. ૧૮૩૬માં સુરત વિષે થયો હતો. તેમના પિતાનું નામ લક્ષ્મીરામ તથા તેમની માતાનું નામ નન્દકોર હતું. જ્ઞાતિએ તેઓ વીસનગરા નાગર બ્રાહ્મણ હતા. બાળવયથી તેમને એકાન્તમાં રહેવાનું પસંદ હતું. સુરતમાં ગામઠી નિશાળે ભણવાનું શરૂ કરી, આઠમે વર્ષે તેમણે દુર્ગારામ મહેતાજીવાળી નિશાળમાં પ્રવેશ કરેલો. ત્યાંથી હાઇસ્કૂલમાં દાખલ થઇ ઇ. સ ૧૮૫૩ માં પોતાનો વિદ્યાભ્યાસ પૂરો કરી તેઓ "સંસારશાળાના વિદ્યાર્થી" થયલા. ગૂજરાતી અભ્યાસ પૂરો કરેલો તે વખતે નવલરામ ભૂમિતિ તથા ધનસમીકરણના વિષયમાં પ્રવીણ થઇ ગયા હતા.

તેમનું પ્રથમ લગ્ન તેમની અગીઆર વર્ષની વયે શિવગૌરી નામની કન્યા સાથે થયલું; પરન્તુ તેનું મરણ થઇ ગયું તેથી તેઓ ચૌદ વર્ષની વયે ફરીથી પરણેલા. આ સ્ત્રીનું નામ મણિગૌરી હતું. આ સ્ત્રીથી તેમને એક પુત્રી કમળા તથા એક પુત્ર-ધીમતરામ, એમ બે સંતાન થયાં છે. નવલરામની માતા તેમની પોતાની હયાતીમાં,

તેમના પિતા તેમની હયાતી બાદ સ્વર્ગવાસ પામેલાં

ઇ. સ. ૧૮૫૪ માં તેમણે સુરતની અંગ્રેજી હાઇસ્કૂલમાં દશ રૂપીયાના પગારથી નોકરી લીધેલી. ત્યાંથી ચઢતા ચઢતા તેઓ છેક બસો રૂપીયાના પગાર સુધી પહોંચેલા હતા.

શાંત, ગભીર પ્રકૃતિના નવલરામે ઇ. સ. ૧૮૬૩ થી એકાન્તમાં પોતાના ચિત્તની જ્વાળાઓ કાઢવા માંડેલી. ઇ. સ. ૧૮૬૩ ના અરસામાં મહારાજ લાઇબલ કેસ ઉપર એક અઢીસો પાનાથી ભરેલી કવિતા લખી તેમણે ઇનામ મેળવવા પ્રયત્ન કરેલો; પરન્તુ માત્ર અર્ધું ઇનામ મેળવી શકેલા; અને તે કવિતા અપ્રસિદ્ધજ રહી. તેજ અરસામાં વીરમતી નાટકનુ હાડપિંજર બાંધવા માંડેલું. ઇ. સ. ૧૮૬૫-૬૬ માં રૈવામામીની કવિતાથી નીકળવા માંડેલા તેમના કવિતા-નદી પ્રીતિ અને શૃંગારના પ્રદેશોમાં વહેવા લાગી. "હિંદુસ્થાનની હાલની સ્થિતિ" તથા "ગ્રંથકારોનો ધંધો" એ વિષયો ઉપર નિબંધો રચવા માંડેલા. "ઍંડ્રોકલોઝ" ઉપર પણ કવિતા લખવા માંડેલી. ઇ. સ. ૧૮૬૬ ના પાછલા ભાગમાં કવિતા લખાઇ "વ્હાલી ચિત્રિણી ચતુરા"થી તેમનું ચિત્ત ચોરાયું; પરન્તુ તુરતજ પ્રીતિની ક્ષણભંગુરતાનો અનુભવ થઇ આવ્યો. ચિત્ત અસ્વસ્થ બની ગયું. "રંગી નવલ, જ્ઞાની નવલ" એબાકળા બની ગયા. અન્તે આત્મ-મંથનનો અવધિ આવ્યો, અને આત્મપ્રકાશ થઇ ચૂક્યો. ઇ. સ. ૧૮૬૭-૬૮ માં આત્મમંથનકાળ સ્વસ્થકાળમાં સંક્રાંતિને પામ્યો અને ગ્રંથકાર થવાની હોંશ તેમને નવું દૈવત આપવા લાગી. અનેક પ્રકારની માનસિક પ્રવૃત્તિઓના પરિણામમાં આખરે મૉલીયરના મૉક ડૉકટરનું અનુકરણ "ભટનું ભોપાળું" તેમણે પ્રસિદ્ધિમાં મુકયું તેમાં હાસ્યરસ પ્રધાન છે, અને સંસારસુધારો તેનું પ્રયોજન છે. આ વખતે કવિ નર્મદની મત્તા તેમના મન ઉપર પ્રબળ વ્યાપેલી. ઇ. સ. ૧૮૬૯ માં "વીરમતી નાટક" બ્હાર પાડયું, અને તેનો સંતોષદાયક સ્વીકાર જનસમાજથી થયો નહિ. વચમાં વચમાં તેમની કલમ નોંધો તો કરતીજ જતી હતી. પિંગળ, તાલ, ગરબીઓના નિયમો વગેરે સાહિત્યચર્ચાનાં સાધનોનો અભ્યાસ તો ચાલતોજ હતો. ૧૮૬૯-૭૦ માં "યોજના અને કૃતિ" અને અંગ્રેજીમાં "પ્રારબ્ધવાદ"ના નિબંધો લખાયલા. તેજ વર્ષમાં રાજા મહારાજાને નચાવનાર પૉલિટિકલોની સત્તા વિષે કાવ્ય લખવા યોજના કરેલી. પછી ઉન્માદ ટળ્યો, અને શાંતિ પ્રાપ્ત થઇ, અને તેમને અમદાવાદની ટ્રેનિંગ કૉલેજના વાઇસ પ્રિન્સિપાલ ( ઉપાધ્યક્ષ ) નું પદ પ્રાપ્ત થયું. 'ગુજરાત શાળાપત્ર' નું તંત્રીપણું તથા બાળવિવાહ નિષેધક મંડળીનું મંત્રીપણું લઇ તેઓ "બ્હાર" પડ્યા. અમદાવાદના અખાડામાં સુરતના મલ્લરાજે કુસ્તી માંડી કરી વિજયમાળા પ્હેરવા લાગ્યા. પોતાના મિત્ર કવિ નર્મદના પ્રતિસ્પર્ધી દલપતરામનો મેળાપ થતાં તે કવિએ તેમને પોતાને "lively imagination or deep reflection" વિનાના ભાસ્યા. સંસારસુધારાની વાતો ઉપર પણ તેઓ કૂદી પડ્યા. મેઘદૂતનું ભાષાન્તર,

બાળલગ્ને બત્રીસીની ગરબીઓ, પુરાણસાર, માલતી માધવ વગેરે સંસ્કૃત નાટકોનો સાર, નરસિંહમેહેતાના મામેરાની સટીક આવૃત્તિ, પ્રેમાનન્દ તથા માલતી માધવ ઉપર વિવેચન વગેરે લેખો તેમના લખાયા; અને તેમની નિસર્ગશક્તિ, રસજ્ઞતા તથા ઉદ્યોગ લોકપ્રસિદ્ધિમાં આવ્યાં. અમદાવાદમાંથી તેમને ગ્રંથપરીક્ષકનું પદ પ્રાપ્ત થયું, તેમની સાક્ષરતા અંકાવા લાગી. મેઘદૂત લખવામાં 'મેઘછંદ' નવો યોજી કાઢેલો. ઇ. સ. ૧૮૭૯ માં તેમને રાજકોટની ટ્રેનિંગ કૉલેજના પ્રિન્સિપાલનું પદ પ્રાપ્ત થયું; અને નવલરામ નવી સૃષ્ટિમાં મુકાયા. ટેલ વિચારો તેમનામાં ઉદય પામવા લાગ્યા. બાળગરબાવળી લખી નાંખી. ગદ્યમાં ઇંગ્લંડનો ઇતિહાસ લખ્યો, અને બાકીનો સમય ગ્રંથપરીક્ષામાં વ્યતીત કરવા લાગ્યા. પરિપક્વ બુદ્ધિથી તેમણે 'અકબરશાહ તથા બીરબલ'નો મનોહર ગ્રંથ રચ્યો છે.

એ ઉપરાંત વ્યાકરણ, શિક્ષણ પદ્ધતિ, ગોખણ, શારીરિક કેળવણી, ભાષા, જોડણી વગેરે તરેહતરેહના ઉપયોગી વિષયો ઉપર પોતાની કલમ ચલાવેલી છે. એ બધું છતાં તેમની કીર્તિ એક ઉત્તમ શાસ્ત્રજ્ઞ વિવેચનકાર તરીકે અદ્વિતીય રહી જવા પામી છે.

નવલરામનું ગદ્ય તથા પદ્ય નમુનેદાર છે. સપાટા લગાવવામાં પણ તે અતિમર્યાદ થતા નથી. ગુણદોષની પરીક્ષા કરવામાં પક્ષપાત કરતા નથી. સંસારસુધારો, રાજકીય ઉન્નતિ, દેશોદ્ધાર, વગેરે માનવજીવનને લગતા પ્રત્યેક વિષય ઉપર તેમણે અચ્છી તરેહથી લખેલું છે. કવિ નર્મદ, મહેતાજી દુર્ગારામ વગેરેનાં ચરિત્રો લખી તેમણે સાહિત્યના ઇતિહાસમાં અભિવૃદ્ધિ કરેલી છે. નવલરામના જાણવાજોગ તમામ લેખોનો સંગ્રહ "નવલગ્રંથાવલિ" ના નામથી પ્રસિદ્ધ થયલો છે, તે વાંચવાથી તેના લેખકની અગાધ બુદ્ધિ, રસજ્ઞતા તથા વિવેચનશક્તિનો સંપૂર્ણ ખ્યાલ આવી શકે તેમ છે. તેમની જીવનકથા સ્વ. સાક્ષર ગોવર્ધનરામે લખીને તેમનું સાક્ષરશ્રાદ્ધ કરેલું છે. ઇ. સ. ૧૮૮૮ ના ઑગસ્ટ માસમાં ગુજરાતના આ આદિ વિવેચકાચાર્ય વિદેહ થયલા છે, અને તેમની ખોટ હજુ પૂરાવા પામી નથી.

## ઝવેરીલાલ ઉમિયાશંકર યાજ્ઞિક. જે. પી.

એમનો જન્મ નડિયાદમાં સને ૧૮૩૯ ના એપ્રિલ માસમાં થયો હતો. તેઓ જ્ઞાતિએ વડનગરા નાગર હતા. પોતાનું બાળવય મોસાળમાં—અમદાવાદમાં નિર્ગમન કર્યું હતું. તેમણે ત્યાંની ખાનગી સ્કૂલમાં ગુજરાતી જ્ઞાન મેળવી અંગ્રેજી જ્ઞાન માટે અમદાવાદમાંજ રહી અભ્યાસ કરેલો. ત્યાં તેમના શિક્ષક સ્વ. ભોગીલાલ પ્રાણવલ્લભદાસ હતા. એ સ્કૂલમાં અભ્યાસ કર્યા પછી મુંબઇમાં પોતાના સગાંનેત્યાં રહી તેઓ એલ્ફિન્સ્ટન ઇન્સ્ટિટ્યુશનમાં દાખલ થયલા. તેમને ગણિતશાસ્ત્રના વિષયો, ભૂમિતિ એ વિષયે ઉપર વધારે પ્રીતિ હોવાથી ઇન્સ્ટિટ્યુશનના કૅન્ડિડેટ

ક્લાસમાંજ પહેલેથી દાખલ થયા હતા અને વેસ્ટ, કલેર અને બને નોર્મલ સ્કૉલરની પરીક્ષા આપી શિષ્યવૃત્તિઓ મેળવી હતી. ત્યાર પછી એજ ઇન્સ્ટિટયુશનમા ધારા પ્રમાણે એક શિક્ષકની જગો તેમને મળી હતી પણ એ ધંધો તેમને પસંદ નહિ હોવાથી, જ્યોગ્રાફિકલ સોસાયટીના કલર્ક તરીકે દાખલ થયા ત્યારપછી થોડા વખતમા તેમને એલ્ફિન્સ્ટન ઇન્સ્ટિટયુશનમાં ગૂજરાતી તરજુમો શીખવવા રાખેલા એવામા સને ૧૮૫૭ મા મુબઇમા યુનિવર્સિટિની સ્થાપના થતાજ તેમણે પહેલેજ વખતે મૅટ્રીક્યુલેશનની પરીક્ષા પાસ કરી હતી એ અરસામા અમદાવાદ વાળા શેઠ પ્રેમાભાઈ હેમાભાઈના મુનિમ મી. વીરચંદ દીપચંદની સલાહથી તેમણે વેપારમાં મન પરોવ્યુ અને "મિ ઝવેરીલાલ ઉમિયાશંકરની કંપની" ને નામે કાપડ તથા રૂનો વેપાર ચલાવ્યો, અને એ કંપનીએ કેટલુંક ધન ઉપાર્જન કર્યા પછી સને ૧૮૬૪ મા શેર સટામા ગુમાવ્યુ પણ ખરૂ

એમણે કેટલાક રાજ્યોના એજંટ તરીકેનુ, મ્યુનિસિપાલ કૉર્પોરેશનના મેમ્બરનુ અને સાથે સાથે સ્ટેન્ડિંગ કમિટિના મેમ્બરનુ પણ કામ કરેલુ છે તેઓ મુબઈ યુનિવર્સિટિના ફૅલો હતા તેમણે મનુસ્મૃતિનુ તથા કાળીદાસકૃત શાકુન્તલ નાટકનુ ભાષાંતર કર્યું છે અને પંડિત ભગવાનલાલ ઇંદ્રજી તથા ગગા ઓઝાનાં જીવનચરિત્રો પણ લખેલા છે.

---

## ભગવાનલાલ સંપત્તિરામ છત્રપતિ

ભગવાનલાલ સંપત્તિરામ છત્રપતિનો જન્મ જૂનાગઢમાં ઈ. સ ૧૮૩૭ માં થયલો. જ્ઞાતિએ તેઓ બ્રહ્મક્ષત્રિય હતા જન્મ સમયે તેમની કુટુબસ્થિતિ સારી નહતી જૂનાગઢના રાજ્ય તરફથી પોતાનુ લેણુ વસુલ કરવા માટે તેમના માતાપિતા ઉપર તગાદો થતો હતો સ્વ પ્રાણલાલ મથુરાંદાસે જૂનાગઢમા રાજ્યની નોકરી કરતા એક ગૂજરાતી નિશાળ ઉઘાડેલી, તેમા તેમણે અભ્યાસ કરેલો. સાથે સાથે ઉદરનિર્વાહ અર્થે વ્યાપાર પણ કરતા, અને ગામમા ફેરી પણ મારી આવતા ભગવાનલાલ મદનજીની સહાયતાથી પછી તેમને ભણવા માટે રાજ્યને ખર્ચે મુબઇ મોકલવામા આવેલા એલ્ફિન્સ્ટન હાઇસ્કૂલમાં તેમણે અંગ્રેજી ભાષાનુ શિક્ષણુ લીધેલું. પછી આગળ ચાલી ન શકવાથી તેઓ જૂનાગઢ જઇ રાજ્યની નોકરીમાં પડેલા છ મહિના પછી પાછા બરતરફ થયા, એટલે તેમણે દુકાન સભાળેલી વૉકરકૃત રીપોર્ટનુ ગૂજરાતી ભાષાન્તર કરી સાતસો રૂપીયાની કમાણી કરી, અને જૂનાગઢના રાજ્યનો નકશો કાઢી આપી સુન્દર ગોકુળજી ઝાલા તરફથી ઇનામ મેળવેલુ પછી સોમનારાયણ દલાલની મદદથી સ્વ ઝવેરીલાલ યાજ્ઞિકની કંપનીમાં મુબઇ વિષે નોકર રહેલા, પરન્તુ સંખડી બાબત તકરાર પડતા રાજીનામુ આપી

દીધેલું. ઇ. સ. ૧૮૬૪ના અરસામાં સ્વ. મણિશંકર જટાશંકર કીકાણીએ તેમને બોલાવી જામનગરના કુંવર કાળુભાને ગાદીએ બેસાડવાના કામમાં ઉપયોગી થઇ પડે તેવા પુરાવાના કાગળો એકત્ર કરવાનું કામ સોંપેલું. તે નોકરી મુકીને પછી તેઓ કવિ નર્મદાશંકર વગેરે સાથે મળીને "ડાંડિયો" પત્ર કાઢવા લાગેલા સાથે સાથે "ઇન્ડિયન ક્રિટિક" નામના પત્રમાં પણ લખવા માંડેલું. ત્યારબાદ એક મરાઠી પત્રના અધિપતિ પણ નિમાયલા. શ્રી. ગાયકવાડ ખંડેરાવના કારભારી ભાઉ સિંધિઆએ તેમને ઉપરના કામમાં સારી મદદ આપેલી. સુરત ઝાલા ગોકુળજીએ તો પૂર્વોક્ત કાર્યમાં અગાઉથીજ રૂ. ૫૦૦૦) ની મદદ આપેલી. પરન્તુ અન્તે નાણાંની ભીડ થવાથી તે કામ તેમને બંધ કરી દેવું પડેલું. પછી રૂની દલાલી શરૂ કરી, અને અન્તે વકીલની પરીક્ષા આપી રાજકોટમાં વકીલાતનો ધંધો શરૂ કરેલો. રાજકોટ રાજ્યના એક કેસ નિમિત્તે કાઠિયાવાડ, મહીકાંઠા, તથા રેવાકાંઠાના મુલકોમાં ફરવાનું થતાં તેમણે ભાટ બારોટ વગેરે લોકો પાસેથી ઐતિહાસિક હકીકતો એકઠી કરી લીધેલી. ત્યારબાદ મુંબઇમાં રહી તેમણે "સૌરાષ્ટ્ર દેશનો ઇતિહાસ" લખી ભાવનગરના દીવાન ગગા ઓઝાની મદદથી છપાવી પ્રસિદ્ધ કરેલો. હિંદુસ્તાનની સરકારના પરદેશ ખાતાના મંત્રી એચિસનકૃત કોલકરારના અંગ્રેજી પુસ્તકમાંથી ઉપયોગી ભાગોનું ભાષાન્તર કરી પ્રસિદ્ધિમાં મુકેલું. પછી ગોંડળ તથા જૂનાગઢમાં વકીલાત માંડેલી. અને જૂનાગઢ તાબાના ગરાસિયાઓનો પક્ષ કરી જૂનાગઢ સામે લડત ચલાવતાં, સારી કમાણી કરેલી. એ કમાણીમાંથી તેમણે ગૂજરાતમાં સાણંદ સ્ટેશન પાસે એક મ્હોટી જાગીર ખરીદ કરેલી છે; અને તે હાલમાં તેમના પુત્રો ભોગવે છે. તેમનુ છેલ્લું પુસ્તક "ગૂજરાત દેશનો ઇતિહાસ" છે; અને તે પ્રસિદ્ધ થઇ ચૂક્યું છે; તથાપિ તેમણે લખેલા કાઠિયાવાડનાં બીજાં દેશી રાજ્યોના ઇતિહાસો અદ્યાપિ પર્યન્ત અપ્રસિદ્ધ સ્થિતિમા રહેલા છે. તેમનું મરણ ઇ. સ. ૧૯૧૦ના એપ્રિલ માસમાં થયું છે. તેઓ બે વાર પરણેલા, અને તેમના ચાર પુત્રો હાલ હયાત છે. મ્હોટા પુત્રનું નામ પ્રાણલાલ છે.

ભગવાનલાલને પ્રાચીન વસ્તુઓનો સંગ્રહ કરવાનો બહુજ શોખ હતો, અને જૂનાંપુરાણાં દસ્તાવેજો તથા પત્રો પુસ્તકો એકઠાં કરવામાં તેમણે ઘણો પૈસો વાપરેલો છે. એ સંગ્રહ હજુ તેમના ઘરમાં છે, અને ઇતિહાસકારને તે ઉપયોગી થઇ પડે તેવો કીમતી છે. દેશીરાજ્યોના ઈતિહાસકાર તરીકે તેમનું નામ જૂના વખતથી પ્રસિદ્ધિને પામી રહેલું છે.

## પંડિત ડૉ. ભગવાનલાલ.

પૌરાણિક, ઇતિહાસ પ્રસિદ્ધ, ભવ્ય મનોહર વનલીલાથી છવાયલા જૂનાગઢ શહેરમાં પંડિત ભગવાનલાલનો જન્મ ઇ. સ. ૧૮૩૮ના વર્ષમાં થયો હતો. તેમના પિતાનું નામ ઇન્દ્રજી હતું.

તેઓ જ્ઞાતિએ પ્રશ્નોરા નાગર બ્રાહ્મણ હતા ભગવાનલાલને બીજા બે મહોટા ભાઇઓ હતા, તેમાથી વૈદ્ય રઘુનાથજી ઉર્ફે ફતાભટ એક સુવિખ્યાત વનસ્પતિશાસ્ત્રી હતા, અને તેમણે વનસ્પતિઓને લગતો સર્વોપયોગિ મહોટો નિઘટસગ્રહ ગ્રથ પણ લખેલોછે ભગવાનલાલે ગામઠી શાળામા થોડીએક કેળવણી લીધી, અને ઘરમા રહીને પોતાના પિતા કનેથી સસ્કૃતનો તથા વૈદકનો અભ્યાસ પણ કરલો જૂનાગઢમા અગ્રેજી ભણવાનુ સાધન નહિ હતુ, તેથી તેઓ અગ્રેજી ભાષા ભણી શકેલા નહિ, પરન્તુ તે ભાષાનુ થોડુ ઘણુ જ્ઞાન તેમણે પાછળથી પ્રાપ્ત કરી લીધેલુ જે જૂનાગઢમા તેઓ અગ્રેજી ભાષાના જ્ઞાનથી બે નસિબ રહેલા, તેજ જૂનાગઢે બીજી રીતે તેમને જ્ઞાન આપી અક્ષય કીર્તિની માળા પહેરાવેલી પવિત્ર ગિરિનાર પર્વતપરના અશોકના તથા શાહ અને ગુપ્તવશના લેખોએ તેમના ચિત્તને આકર્ષ્યું, અને તેમનામા રહલી અમરકૃપા ઉકેલી, સમજી લેવાની તેને ઉત્કઠા થઈ આવી પરન્તુ તે લખો પાલી ભાષામા હતા તેથી તમની જિજ્ઞાસા તૃપ્ત થવા ન પામી અન્તે ઈ સ ૧૮૫૪ મા કર્નલ લેગે જૂનાગઢના પુરાતન ઇતિહાસના અભ્યાસી મણિશકર કીકાણીને જેમ્સ પ્રિન્સેપ્સના ચોપાનિયાના એક અકનુ પાલી ભાષાના મૂળાક્ષરવાળુ પાનુ મોકલી આપેલુ, તે તે ગુરૂ તરફથી શિષ્ય-ભગવાનલાલના હાથમા મુકાતા, તેણે ગિરિનાર ઉપરના લેખો ઉકેલના મથામણ કરી પોતાના ભાગ્યોદયનો પાયો નાખી દીધો પરિણામ લાભકારક આવ્યુ, અને તે દિવસથી તેઓ "શીલા લેખો સમજનાર યુવાન શાસ્ત્રી" નુ ઉપનામ પામ્યા મી પ્રૅાન્સ્ કાઠિયાવાડનો પોલિટિકલ એજન્ટ થતા, ભગવાનલાલને તેના પરિચયમા આવવાનુ બન્યુ, અને તે વિદ્યારસિક યુરોપીયનદ્વારા તેમને ડા ભાઉ દાજીસાથે મેળાપ થઈ આવ્યો ભગવાનલાલ પોતાની પાસેના ક્ષત્રપ વશના સિક્કાઓ લઈ, ભાઉ દાજીને મુબઈ જઈ મળ્યા, અને રોયલ એશિયાટિક સોસાઈટીના પ્રમુખ મી ન્યુટન જોડે તેમને ઓળખાણ થયલી ત્યાથી પાછા તેઓ ગિરિનારના લેખો ઉકેલવા જૂનાગઢ ગયલા, અને તે વખતે તેમના પિતાનુ મરણ થયલુ.

ઈ સ ૧૮૬૨ મા તેઓ પોતાનુ કામ ઉકેલા મુબઈ ગયા, અને ઈ સ. ૧૮૬૩ મા તેમને અજતાની ગુફાઓમાના શિલાલેખોની ખરી નકલ મેળવવા મોકલવામા આવેલા, અને તેના પરિણામમા ખરો શોધ થવા પામેલો ઈ સ ૧૮૬૪ માં જેસલમીરના જૈનભડારોની તેમણે તપાસ ચલાવી, અસલના અગત્યના પુસ્તકોની નોધ કરી લીધેલી ઈ સ ૧૮૬૮ મા ઉત્તર હિંદુસ્તાનને પ્રવાસે નીકળેલા, અને અલાહબાદ, મથુરા વગેરે સ્થળોના અસલી કામો જોઈ તપાસી લીધેલા ઈ સ ૧૮૭૧ મા જૂનાગઢના નવાબ સાહેબે ખરચ આપવાનુ કબૂલ કર્યું એટલે તેઓ પાછા પ્રવાસે નીકળેલા, અને તે વખતે હિંદુસ્તાનની સરકારે ઉત્તરહિંદના અમલદારવર્ગને પડિતજીને આવશ્યક અનુકૂળતા કરી આપવા ફરમાન કાઢેલુ. પરન્તુ પોતાની પત્નીને

માદગી થઈ આવતા તેઓ પોતાનુ કામ સપૂર્ણ કર્યા વિના પાછા ફરેલા કરીથી જૂનાગઢ ના રાજાએ સારી રકમ મદદખરચમા આપી તેથી તેઓ ૧૮૭૩ મા પ્રવાસે નીકળેલા, અને છેક નેપાળ તથા ટિબેટના પ્રદેશોમા મુસાફરી કરી તેમણે અનેક શોધો કરેલી. નેપાળના પ્રધાન સર જગ બહાદૂરે તેમને અત્યત મા ા આપેલુ એ પ્રવાસોના હેવાલની નોધ તેમણે કરી રાખેલી છે પ્રવાસમાથી પાછા ફરતા તેમને પોતાના આશ્રયદાતા ડા ભાઉ દાજીના મરણથી મહુ ક્લેશ થયો હતો; કારણ કે આશ્રય ઉઠી જતા, અગ્રેજી ભાષાના જ્ઞાનાભાવથી ઉભી થતી અડચણોનો તેમને અનુભવ થવા માડ્યો પરન્તુ ડા બુલર, મી કૅમ્પબેલ, ડા બરજેસ, ડા પિટર્સન વગેરે મહા પડિતોથી તેમને સાહાય્ય મળ્યુ, અને પડિતજીની કીર્તિનો ડકો વાગતો રહેવા પામ્યો "નાગરી આકડાઓ' ના સબધમા પડિતે એવો શોધ કરેલો કે, તે આકડાઓ ક્ષત્રપ નન્દ તથા ગુપ્તવશ ના શિલાલેખોમાં દેખાતા અક્ષરોજ છે સોપારાના બૌદ્ધની મૂર્તિની પણ શોધ કરેલી અર્થાત્ પડિતે નેપાળના ઇતિહાસ, નવા યાદવ વશ, પશ્ચિમ હિદના કોતરકામો વગેરે અનેક પ્રાચીન ઇતિહાસને લગતી શોધો કરેલી 'મુબાઈ ગૅઝેટિયર " મા છપાયેલો ગૂજરાતના પ્રાચીન ઇતિહાસનો ભાગ આ પડિતજીનીજ મહેનત તથા મદદનુ ફળ છે.

પડિતજીની વિદ્વતા આખા હિદમાં વખણાયલી એટલુ તો નહિ, પરન્તુ તેમને યુરોપના વિદ્વાનોથી પણ મહોટા મહોટાં માનચિન્હો મળેલા ઇ સ ૧૮૮૩ મા હેગના રૉયલ ઇન્સ્ટિટયુટે તેમને પોતા ા સભા ા ફૉરેન સભાસદ નીમેલા, પ્રો મૅક્સમુલરે તેમના " પ્રમાણિક અભ્યાસ ' ના વખાણ કરેલા, ઈ સ ૧૮૮૪ મા લેઇડન યુનિવર્સિટીના સેનટે તેમને ડૉક્ટર ઑફ લિટ્રેચરનો ડીગ્રી આપેલો, ગ્રેટબ્રિટન તથા આયર્લેંડની રૉયલ એશિયાટિક સોસાયટીએ તેમને મરણપર્યન્તના ઑનરરી સભાસદ પણ નીમેલા " તેઓ એ હિદુ જેવા નમ્ર અને મળતાવડા, એક જર્મન જેવા દૃઢ, ક્ષમાવશ અને શોધક, એક અગ્રેજ જેવી જાગૃતી ધરાવનારા ને હોશીઆર હતા અને એક બુદ્ધ ધર્મના તીર્થંકર જેવુ ગાભીર્ય તેમનામા હતુ " તેમનુ મરણ ઈ સ ૧૮૮૮ મા મુબઈ વિષે થયુ હતુ તેમણે એક ઇચ્છાપત્ર લખી પોતાની પાસેના જૂના લેખો, સિક્કાઓ તથા બીજી કેટલીક અમૂલ્ય વસ્તુઓ મુબઈની એશિયાટિક સોસાયટીને તથા બ્રિટિશ મ્યુઝીઅમને અને મુબઈની નેટિવ જનરલ લાઇબ્રેરીને આપી દીધેલા છે તેમના વશમા હાલ કોઈ પણ નથી સ્વ ઝવેરીલાલ યાજ્ઞિકે તથા વનસ્પતિશાસ્ત્રના કર્તા જયશકર ઇદ્રજીએ તેમના સક્ષિપ્ત જીવનવૃત્તાતો પ્રસિદ્ધ કરેલા છે તે વાચવાથી આ ગૂજરાતના આદિ પુરાણ પડિતનુ ખરૂ માહાત્મ્ય સમજાઈ આવશે





## વેદમૂર્તિ વલ્લભજી હરિદત્ત આચાર્ય.



વલ્લભજી હરિદત્ત આચાર્ય જાતે વડનગરા નાગર બ્રાહ્મણ હતા એઓ જૂનાગઢમા ઇ સ ૧૮૪૦ ના જ્યેષ્ટ વદિ ૧૨ ને રોજ જન્મ પામી હાલના વખત પ્રમાણે લાબુ આયુષ્ય ભોગવી ઇ સ ૧૮૧૧ ના પોષ શુદિ ૧૧ દેવલોક પામ્યા હતા

તેઓ સાધારણ સ્થિતિ ના કુટુબમાં જન્મ્યા હતા તેમના પિતા હરિદત્ત આચાર્ય કર્મ કાડમા ઘણાજ પ્રવીણ હતા, તેથી તેઓ કર્મ કાડ સાથે યજમાનવૃત્તિ કરી આખા કુટુબનો તે નિર્વાહ કરતા હતા

તેમણે પાઠશાળામા જૂની ઢબ પ્રમાણે સિદ્ધાત કૌમુદી, કુવલયાનદ ધર્મશાસ્ત્ર વગેરેનો અભ્યાસ કર્યો હતો ઉપરાત રાજકોટ ગયા બાદ જરૂર જેટલુ અગ્રેજી તથા ફારસી પોતાની મેળે પુસ્તકોની મદદથી શીખ્યા હતા પાઠશાળામા તેઓ ભારત માર્તંડ પડિત ગટ્ટુલાલજીના પિતા ઘનશ્યામ ભટ્ટજી પાસે, તેમજ શાસ્ત્રી કરૂણાશકર પાસે ભણેલા હતા આ વખતે તેમના સહાધ્યાયી પડિત ભગવાનલાલ, પાઠક ગોરાભાઇ રામજી વગેરે હતા પડિત ભગવાનલાલના સહવાસથી જુના શોધખાતા તરફ તેમનુ લક્ષ દોરાયુ હતુ અને તે અભ્યાસ જારી રાખવાથી અવસાન સમયે કાઠિયાવાડમા પ્રાચીન ઇતિહાસ માટે પ્રમાણરૂપ ગણાતા હતા.

આ પ્રમાણે અભ્યાસ પૂરો કર્યા બાદ શરૂઆતમા શાળાખાતામા મહેતાજી તરીકેની નોકરી સ્વીકારી, ત્યારબાદ સન ૧૮૭૬-૭૭ માં જૂનાગઢ સરકારી છાપખાનાના મેનેજર નિમાયા અને ત્યાથી રાજકોટમા વૉટ્સન મ્યુઝીયમના ક્યુરેટર તરીકે રૂ ૧૦૦ ના પગારથી સને ૧૮૮૮ મા ગયા એ નોકરી ૨૨ વર્ષ સુધી કરી નોકરી કરતા ઉપરાત મોટા યજ્ઞયાગાદિકમા આચાર્યત્વ સ્વીકારતા અને મહારુદ્ર વિષ્ણુયાગ ઇત્યાદિ કાર્યો કરાવતા એટલે નિર્વાહના સાધનો નોકરી સિવાય પણ મેળવેલા હતા

એકદર સાસારિક સ્થિતિ સારી હતી. પ્રથમ વિવાહ સવત ૧૯૦૮ મા થયો હતો, પણ પ્રથમ પત્નીના સ્વર્ગવાસથી બીજો વિવાહ (લગ્ન) સવત ૧૯૧૪ મા થયો હતો તેઓ પોતાની પાછળ ચાર પુત્રો મુકી ગયા છે તેમાના પહેલા બે ગૂજરાતીથી શરૂ કરી ઇગ્લીશ એમ એ સુધીનો અભ્યાસ કરી સારે ધધે લાગેલા છે તેમના અગત મિત્રો નૃસિહપ્રસાદ હરિપ્રસાદ બુચ વગેરે હતા સાક્ષર સુધારક મણિશકર કીકાણીના તેઓ અનુયાયી હતા

તેઓ પાઠશાળામાં અભ્યાસ કરતા હતા ત્યારથીજ પ્રાસ્તાવિક કવિતા તથા શ્લોકો ગૂજરાતી તેમજ સસ્કૃતમા કરતા હતા, એટલે તેમનુ સાક્ષરજીવન વિદ્યાર્થી અવસ્થાથીજ શરૂ થએલુ ગણીએ તો ખોટુ નહિ ગણાય તેમણે સવત ૧૯૧૭ થી માતાજીના ગરબા, આરતીઓ રચવા માડયા હતા.

તેમણે ગુજરાતી અને સસ્કૃત બન્ને ભાષામા

પુસ્તકો રચેલાં છે. આ સિવાય સંસ્કૃત ઉપરથી ગુજરાતીમાં ભાષાન્તર પણ ઘણાં પુસ્તકોનું કર્યું છે. તેમના ભાષાન્તર ગ્રંથો. (૧) પ્રબોધ ચન્દ્રોદય, (૨) નરસેરામના દુહા, (૩) ચંદ્રહાસના દુહા, (૪) ગુજરાતી ધાતુકોષ, (૫) આરતિ માળા, (૬) સૈરંધ્રિચંપૂકાવ્ય, (૭) કીર્તિકૌમુદી, (૮) વિક્રમાંક દેવચરિત્ર. આમાંનાં નં. ૭-૮ નાં પુસ્તકોનું ભાષાન્તર વર્નાક્યુલર સોસાઇટીની ફરમાશથી કરેલું છે. તેમના નીચેના સંસ્કૃત ગ્રંથો અપ્રસિદ્ધ છે. (૧) વેદનિઘંટના શ્લોક, (૨) ઋક્‌સંહિતા (૩) મહારૂદ્ર પદ્ધતિ. (૪) હસ્તશ્રાદ્ધ.

આ સિવાય આખી રામાયણ સમશ્લોકી ગુજરાતીમાં લખી છે તે અપૂર્ણ રહી છે અને અપ્રસિદ્ધ છે. એ ઉપરાંત અંત્ય પ્રાસકોષ, અપભ્રંશકોષ, અને દામોદર માહાત્મ્ય વગેરે ગ્રંથો રચેલા છે.




રાજર્ષિ મનઃસુખરામ ત્રિપાઠીનો જન્મ નડિયાદમાં ઇ. સ. ૧૮૪૦ માં થયો હતો. જ્ઞાતિએ તેઓ વડનગરા નાગર બ્રાહ્મણ હતા. તેમના પિતાનું નામ સૂર્યરામ તથા તેમની માતાનું નામ ઉમેદકુંવર હતું. તેમના પિતા તેમને માત્ર આઠ વર્ષના મુકી સદ્‌ગત થયલા, બાળપણમાં તેમણે ગામઠી તથા સરકારી શાળામા અભ્યાસ કરવા માંડેલો; પરન્તુ શરીર સારું ન રહ્યાથી તેમને શાળા છોડાવી, ધીરધારના ધંધામાં તેમના મામાએ તેમને ઉતારેલા. સાથે સાથે બ્રહ્મકર્મ પણ તેમણે શીખવા માંડેલાં આખરે નિર્ધનતાએ તથા નિરાધાર દશાએ વિદ્યાદેવીની ઉપાસના કરવાની પ્રેરણા કરી. નડિયાદના દેશાઇ વિહારીદાસના પુત્રોને અંગ્રેજી તથા ગુજરાતી ભાષાનો અભ્યાસ કરાવવા રા રા રણછોડભાઈ ઉદયરામને શિક્ષક તરીકે રાખવામાં આવેલા, તેની કને જઇ, સોળ વર્ષની વયે, મનસુખરામે પોતાની ઇચ્છા તૃપ્ત કરવા માંડેલી. ઇ. સ ૧૮૬૧ માં તેમણે એલ્ફિન્સ્ટન કૉલેજની પરીક્ષા પસાર કરી, આગળ અભ્યાસ ચાલુ રાખ્યો; પરન્તુ નેત્રવ્યાધિ થઇ આવી તેથી તેમ કરવાનું છોડી દઇ તેઓ પોતાના કાકા માધવરામની મુંબાઇની પેઢીમાં જોડાઇ ગયા. ઈ સ ૧૮૬૭ માં જૂનાગઢના સુપ્રસિદ્ધ દીવાન સુરા ગોકુલજી ઝાલાના પરિચયમાં આવવાનો તેમને મુંબઈમાં પ્રસંગ પ્રાપ્ત થયલો, અને તેના પરિણામમાં તેમના ઉદયનું આશાજનક કિરણ ફૂટી નીકળ્યું. "પ્રાર્થના સ ગૂજરાતી સભા"ના સ્થાપક, તથા "બુદ્ધિવર્ધક સભા" ના તેઓ એક અગ્રગણ્ય સભાસદ હતા. ઇ. સ ૧૮૬૯ માં તેઓ જૂનાગઢ રાજ્યના મુંબઇ ખાતાના એજન્ટ નીમાયલા, એટલું તો નહિ પરન્તુ ત્યારબાદ ક્રમે ક્રમે કચ્છ, ઇડર, ભાવનગર ઇત્યાદિ કાઠિયાવાડનાં ઘણાંખરાં જાણીતાં સ્વસ્થાનોનું કામકાજ પણ તેમને સોંપાતું ગયું હતું. રાજાઓમાં તથા દેશી રાજ્યની પ્રજામાં તેમની લોકપ્રિયતા ઘણીજ હતી; અને તે

સર્ગવાસ પર્યન્ત તે ઉભય વર્ગો તેમની ભણી માન તથા વિશ્વાસની દૃષ્ટિથી જોતા હતા

તેઓ મુબઈના 'જસ્ટિસ ઑફ ધી પીસ' હતા, મુબઇના શાળામડળના 'ફેલો' હતા તથા નેટિવ જનરલ લાયબ્રેરી વગેરે કેટલીક જાહેર સસ્થાઓના ટ્રસ્ટી હતા પોતાની ધર્મપત્નીનુ નામ જોડી તેમણે એક અતિ ઉત્તમ પક્તિનુ નડિયાદમાં ડાહીલક્ષ્મી પુસ્તકાલય પણ સ્થાપેલુ છે

તેમણે તથા રા રા રણછોડભાઇએ મળીને "વિવિધોપદેશ" નામનો લઘુગ્રથ લખેલો છે તે ઉપરાત તેમના સ્વતત્ર ગ્રથો નીચે મુજબ છે"

(૧) અસ્તોદય અને સ્વાશ્રય, (૨) ફાર્બસ જીવનચરિત્ર (૩) સુજ્ઞ ગોકુલજી ઝાલા અને વેદાન્ત (૪) કરસનદાસ અને તત્સબધી વિચાર, (૫) વિચારસાગર, (૬) વેદાન્ત વિચાર (૭) ઉત્તર જયકુમારી, (૮) મણિરત્નમાળા, (૯) વિપત્તિ વિષે નિબન્ધ, (૧૦) વાલ્મિકી રામાયણનુ ગુજરાતીમા પદ્યમય પ્રસગાન્તર, તથા (૧૧) અગ્રેજીમા The Sketch of the Vedant Philosophy.

રાજર્ષિ મન સુખરામના ગ્રથો જ્ઞાન ના ભડારરૂપ છે, પ્રવૃત્તિધર્મ તથા નિવૃત્તિધર્મનો બોધ આપનારા છે. જ્ઞાનની સાથે અનુભવ તથા અવલોકનનુ તેમા મિશ્રણ થયલુ છે તેમા બતાવાયલા વિચારો ગહન તથા અનુકરણીય છે મન સુખરામનુ નામ શિષ્ટ લેખકોના વર્ગમા મુકવામાં આવે છે જ્ઞાન એ તેમના ગ્રથોનુ લક્ષણ છે તેથી તેમણે તેના જ્ઞાનમય વિચારોનુ ભાષા-કલેવર પણ અતિ-પ્રૌઢ બનાવેલુ છે તેમની શૈલી કેવળ સસ્કૃતમયી છે સસ્કૃત વ્યાકરણના નિયમો લાગુ પાડીને તેમણે ગૂજરાતી ભાષાનો પુનરૂદ્ધાર કરવાનો અદ્વિતીય ભગીરથ પ્રયત્ન આરભેલો છે, જો કે તેનુ અનુકરણ તેમના પુત્ર સિવાય બીજા કોઇથી થઇ શકેલુ નથીજ. વેદાતના વિષયમાં તેઓ પારગત હતા અને તે વિષયમાં તેમની દેશવિદેશમા સારી ખ્યાતિ હતી તેમનામા મહોટામા મહોટો ગુણ એ હતો કે, તેઓ હિન્દુ, મુસલમાન, પારસી વગેરે તમામ વર્ણના વિદ્યાનુરાગી મનુષ્યોને યથાશક્તિ ઉત્તેજન દેવામાં કદિ પણ પાછા હઠતા નહિ, એટલુ તો નહિ પરન્તુ તેમને હાથે અનેક વ્યક્તિઓનુ કલ્યાણ થયલુ છેજ

ઇ સ ૧૯૦૭ માં તેમનો પ્રાણાત્મા પરમાત્મામા લીન થઇ ગયો છે તેમના પુત્ર તન સુખરામ પણ વિદ્યારસિક છે સ્વ મણિભાઇ જશભાઇ, સ્વ હરિદાસ વિહારીદાસ, રા રા પુરૂષોત્તમરાય ઝાલા વગેરે નીતિજ્ઞોથી તેમનુ મિત્રમડળ બધાયલુ હતુ



## સચેદિના નાનજીઆણી.

એમનો જન્મ ઇ સ ૧૮૪૧ માં કચ્છના કેરા ગામમા ખોજા જ્ઞાતિમાં થયો હતો. જન્મ વખતે કુટુમ્બ સ્થિતિ સારી હતી તેમના વડિલોનો વ્યાપાર મુબઇ જગબાર વગેરે દેશાવર ખાતેના સ્થળોએ ચાલતો હતો કુટુમ્બ સ્થિતિ સારી

હોવા છતાં, તે વખતમાં કેળવણી લેવાનાં કશાં સાધન કેરામાં નહોતાં, તેથી શરૂઆતની કેળવણી તેમને એક ગામડી મહેતાજી પાસેથી લીધેલી અને ગૂજરાતમાં નવા જન્મ પામતા સુધારાના સંસ્કારો તેમના મુંબઈ સાથેના સંબંધને લીધે વર્તમાનપત્રોદ્વારા તેમની ઉપર પડેલા. આથી તેમને નવું નવું જાણવા જોવાની જીજ્ઞાસા વધતી ગઇ અને તેમણે વધારે જ્ઞાન મેળવવાનો પ્રયાસ ચાલુ રાખ્યો. તેમણે તેર વર્ષની ઉમરે ગામડી કેળવણી પૂરી કર્યા પછી કેટલીક મુદત પાસેના આવેલા ભારાપુર નામના ગામમાં એક સૈયદ પાસે જઇ ફારસીનો અભ્યાસ કરેલો. ધીમે ધીમે પુસ્તકો વાંચી પોતાના જ્ઞાનમાં સારો વધારો કર્યો હતો.

લુહાણા જાતમાંના કેટલાક લોકોને શીઆ ઇમામી ઇસ્લામી ધર્મગુરૂઓએ ઇરાનના ઉત્તર છેડાપરના અલમૌતના કિલ્લા તરફથી આવીને ઇસ્લામી ધર્મમાં લાવવાને પ્રયત્ન કર્યો હતો. તે કેટલીક મુદત પછી બંધ થયો, પરંતુ ખોજા લોકો હિન્દુ મુસલમાન બન્ને કોમથી અલગ રહી ગયલા અને તેમનો ધર્મ "ખોજા પંથ" એ નામથી જૂદોજ ઓળખાવા લાગેલો. આ બાબતનો અભ્યાસ કરવા માટે મી. સચેદિનાએ તેની સિંધીને મળતી લિપિનું જ્ઞાન મેળવી એ પંથના ધર્મ–ગ્રન્થોનું જ્ઞાન મેળવ્યું અને તે જ્ઞાનના આધારે તેમણે ખોજા જ્ઞાતિને શુદ્ધ ઇસ્લામી ધર્મપર લઇ જવાનો નિશ્ચય કરી તેવા પ્રકારના યત્નમાં પોતાનું મન લગાડયું. તેનું પરિણામ એ આવ્યું કે આખી ખોજા કોમ સુધારા માર્ગ ઉપર વિચરતી થઇ જવા પામી.



તેમણે હિંદુસ્તાન ઉપરાંત ચીનમાં મીનાંગ, સીંગાપોર, હોંગકોંગ, કંતાન, મકાઉ વિગેરે શહેરોમાં સારી રીતે મુસાફરી કરી છે. સંવત ૧૯૨૦ ની સાલમાં કચ્છમાં આગાખાનના એજંટે આવી ખોજા કોમપર જ્યારે કેટલુંક દબાણ કરવા માંડયું હતું, ત્યારે દરબારમાં કેસ ચાલવા જેટલી વાત પહોંચી હતી, તે વખત ખોજા કોમને તેમણે સારી મદદ કીધી હતી. સંવત ૧૯૩૩ ની સાલમાં તે કચ્છના આસિ. રેવન્યુ કમીશનરના હોદ્દાપર પહોંચ્યા હતા.

તેઓ સ્વભાવે સરલ, સારા તત્વજ્ઞાની હતા તથા વેદાંતના સિદ્ધાંતો બહુ સારી રીતે જાણતાં હતા.

તેમના લખેલા ગ્રન્થોઃ-(૧) સુખ સન્માર્ગ, (૨) ધર્મની સત્યતા, (૩) ખોજા વૃત્તાંત વગેરે છે.



## કવિ રણછોડલાલ.

કવિ રણછોડલાલનો જન્મ ઇ. સ. ૧૮૪૦ માં પોતાના મોસાળિયા શહેર અમદાવાદમાં થયો હતો. તેમના પિતાનું નામ ગલ્લુરામ તથા તેમની માતાનું નામ શિવબાઇ હતું. ગલ્લુરામ સરખેજ ગામમાં રહેતા હતા, અને તેમનું મરણ રણછોડલાલના જન્મ પૂર્વે ૭ માસ ઉપર થયું હતું. જ્ઞાતિએ તેઓ ચાતુર્વેદી મોઢ બ્રાહ્મણ નિ

હતા રણછોડલાલની શરીરસંપત્તિ સારી નહતી, પરન્તુ તેજસ્વિતા તેમની મુખમુદ્રા ઉપર છવાઇ રહેલી હતી તેમણે ગામઠી નિશાળમાં અને ત્યારબાદ સરકારી શાળામાં કંઇક અભ્યાસ કરેલો પોતાના માતામહની પ્રેરણાથી તેમણે સંસ્કૃત જ્ઞાન સારૂં મેળવેલું, તથા તેમની સાથે ગૂજરાત, કાઠિયાવાડ તથા માળવાદિ દેશોના જૂદા જૂદા ભાગોમાં પ્રવાસ કરી પોતાનામાં રહેલી ગુપ્ત શક્તિને સંસ્કારી પણ કરેલી ઇશ્વરદત્ત કવિત્વ શકિતના પ્રતાપે તેમણે સ્વચ્છંદી રાગડા તથા શ્લોકો રચવા માંડેલા, એટલામાં કવિ દલપતરામનો સમાગમ થઇ આવ્યો તેમને ગુરૂ સ્થાપી પોતાની કવિતાઓ સુધારવા માંડી આ સમયે ટેકીલી સ્વભાવના કવિ બુનાખીરામ ચકુભાઇનો તેમને પરિચય થઇ આવેલો. પછી તેમના લગ્ન સરખેજના ત્રવાડી દલસુખરામની પુત્રી કાશી સાથે કરવામાં આવ્યા. તેમના પાલક માતામહ ત્યારબાદ ગુજરી જતાં ઘરનો ગરેડો ખેંચવાનું કામ તેમને માથે આવી પડયું પરન્તુ તેમની વિદ્યાવિલાસી વૃત્તિઓને તેથી હાનિ થવા પામી નહિ સ્વરચિત આખ્યાયિકાઓ વાંચી સંભળાવતા તેમની પ્રસિદ્ધિ થવા લાગી પછી વર્નાક્યુલર સોસાયટીમાં નોકર રહેલા પચીશ વર્ષની વયે ઇ. સ. ૧૮૬૫ માં કાવ્યસુધા નામનો ગ્રંથ પ્રસિદ્ધ કરતાં તેમને સારૂં ઉત્તેજન મળી આવ્યું હતું સોસાયટીએ તેમને કવિપદ તથા ચાંદ આપી તેમની કદર કરેલી ત્યારબાદ વિષ્ણુપુરાણ, સપ્તસતી ચંડીપાઠ અશૌચનિર્ણય, માર્કંડેય પુરાણ એમદશી માહાત્મ્ય, અદ્વૈતબોધશતક બ્હાર પાડયા, અને ઇ સ ૧૮૮૩ થી પુરાણાર્થ પ્રકાશ નામનું માસિકપત્ર કાઢવા માંડેલું, પરન્તુ પોતાની સ્ત્રીના કલેશથી કંટાળી તેઓ એકાંતવાસ નિમિત્તે સિદ્ધપુરમાં જઇ રહ્યા. પાછળથી તેમના કુટુંબીઓએ તેમને સમજાવી કાશીનામની બીજી કન્યા સાથે પરણાવેલા,અને તે સંસાર તેમને સુખપ્રદ નીવડેલો. બન્ને સ્ત્રીઓથી તેમને સંતાન થયલા, પરન્તુ તેઓ પોતાથી પહેલાંજ સિધાવી ગયલા ઇ સ ૧૮૮૮ માં તેઓ પોતે પણ પોતાની ઉભય સ્ત્રીઓને પાછળ મુકી સ્વર્ગસ્થ થયલ. તેમની પહેલી સ્ત્રીએ તેમની પાછળ તેમના હસ્તલેખો પૈસે શેર કાગળોને ભાવે વેચી નાખેલા છે




તેમનો જન્મ અમદાવાદમાં ઇ સ ૧૮૪૨ ના વર્ષમાં થયો હતો બાળવયમાં ગામઠી નિશાળમાં, સરકારી ગૂજરાતી શાળામાં અને પછી અંગ્રેજી સ્કૂલમાં ઉત્તરોત્તર અભ્યાસ કરેલો નડિયાદના દેશાઇ કુટુંબના પુત્રો સ્વ હરિદાસ વગેરે તથા સ્વ મન સુખરામ તથા રા રા રણછોડભાઇ ઉદયરામ વગેરે અમદાવાદમાં અંગ્રેજી શિક્ષણ લેવા ગયલા તેથી તેમના ગાઢ પરિચયમાં તેઓ બાળવયથીજ આવેલા આ આખું મંડળ પ્રભુકૃપાથી વિવિધ દેશી રાજયોના પ્રધાનપદો ઉપર પહોંચેલું પછી તેઓ અમદાવાદની પ્રોવિન્શિયલ કૉલેજમાં દાખલ થયલા, અને એજ સંધિમાં સ્વ મણિભાઇ જશભાઇ સાથે પણ

સમાગમ થયો ઓગણીસ વરે વિદ્યાભ્યાસ પૂરો થતા તેઓ ડુંગરપુરના રાજકુમારના શિક્ષક નિયોજાયલા પછી તેમની ઉપદેષ્ટાધિકારીની જગા ઉપર ગોઠવણ થયની થોડા વર્ષબાદ સ્વ મણિભાઇએ તેમની યોજના કચ્છ રાજ્યના બુદ્ધિમન્ત મહારાવ શ્રી ખેગારજીના શિક્ષક તરીકે કરેલી અને પાછળથી ત્યા રહીને તેઓ પોતાના શિષ્ય રાજકુમારથી મત્રીપદ પામેલા અને મરણ પણ તેમનુ તે જ રાજ્યની સેવા કરતા ઇ સ ૧૯૧૦ મા થયલુ છે

તેઓ સાહિત્યપ્રેમી હતા, કવિતા કરવામા કુશળ હતા તેમણે " મૅારિસકૃત હિંદુસ્તાનના ઇતિહાસનુ, કૅન્ડીકૃત 'જગતના ભૂગોળ' નુ સ્વતત્ર રીતે તથા ' મુસલમાની શરેહ 'નુ સ્વ મણિભાઇસાથે રહીને, તથા 'શેકસપીઅરની કથા સમાજનું ' રા રા રણછોડભાઇ તથા સ્વ મણિભાઇ સાથે રહીને ભાષાન્તર કરેલુ છે કવિતા કરવાનુ વ્યસન તેમને બાળપણથી લાગેલુ. ' વૃન્દસત સઇ' નામે હિંદી દુહરાનુ તેમણે ગૂજરાતી ભાષાન્તર કરેલુ ટેલીમૅકસનુ પણ ભાષાન્તર તેમણે કર્યુ છે અને તે ઉપરાત તેમણે ' શબ્દમૂલદર્શક કોશ ' પણ રચેલો છે, અને સ્વ નવનરામે તેની નોધ પણ લીધેલી છે છોટાલાલના સવૈયા તો મશહુર છે ગૂજરાતીપત્ર વગેરે અઠવાડીયાપત્રો તથા માસિકોમા તેઓ ભિન્નભિન્ન વિષયો ઉપર ઘણે ભાગે સવૈયામાજ લખતા હતા તેમની કવિતાઓ સાદી, દોડતી સરળ ભાષામા લખાયલી છે





## કેખુશરૂ કાબરાજી.



તેમનો જન્મ ઇ સ. ૧૮૪૨ ના ઑગસ્ટ માસમા મુબઈ ખાતે થયો હતો તેમના બાપદાદા અસલ સુરતના વતની હતા તેમનાપિતાનુ નામ નવરોજજી તથા તેમની માતાનુ નામ મેહેરબાઇ હતુ જાતે પારસી હતા ગૂજરાતી અભ્યાસ પૂરો કરી કેખુશરૂએ અગિયાર વરસની વયે અગ્રેજી અભ્યાસ શરૂ કરેલો, પરન્તુ સોળમે વર્ષે તેને આગળ ભણવાનુ માડી વાળવુ તેમના પિતાની જીદગી છાપખાનાના સબધમાજ વીતેલી, અને તેનો વારસો કેખુશરૂને પણ મળેલો તરૂણ અવસ્થામા તેઓ " પારસી મિત્ર " ના અધિપતિ થયલા પરન્તુ ૧૮૫૯ થી તેમણે મહોટા પત્રોમા મદદનીશ અધિપતિરૂપે કામ કરવા માડેલુ ઇ સ ૧૮૬૨-૬૩ મા તેઓ સ્વ સોરાબજી બગાળીના પરિચયથી ' રાસ્ત ગોફતાર ' સાથે જોડાયા, અને સ્વ કરસનદાસ મૂળજી બહુધા સભા આવેલા સ્વ કરસનદાસની ભલામણથી તેમને રૂ ૫૦) ના માસિક પગારથી ' રાસ્ત 'ના મદદનીશ અધિપતિની જગ્યા મળી, અને કરસનદાસનુ ઇગ્લડ જવાનુ થયુ ત્યારે તેઓ મુખ્ય અધિપતિ નીમાયલા સ્વ કેખુશરૂના લખાણોથી ' રાસ્ત ' પત્રની પ્રતિષ્ઠા દિનપ્રતિદિન વધતી ગઇ, અને તેમા આવતા સાસારિક, ધાર્મિક તથા નૈતિક લખાણોથી પારસી-જીવન ઘણે અશે ઘડાવા પામેલુ

પોતે ઉંચા પ્રકારની કેળવણી લીધી ન હતી, તથાપિ તેવી કેળવણીના તેઓ સુરત હિમાયતી હતા. અંગબળની કેળવણીને પુષ્ટિ આપવા ખાતર તેમણે 'સર દિનશાહ પિટિટ જીમ્નૅસ્ટિક ઇન્સ્ટિટયુશન'ના ઉપરીનું કામ કરેલું હતું. મુંબઇના સુધરાઇના તેઓ અંગભૂત હતા ઇ. સ ૧૯૦૦ માં તેમને ઇંગ્લંડમાં 'બ્રિટિશ ઇન્સ્ટિટયુટ ઑફ જર્નૅલિસ્ટ્સ" ના સભાસદ થવાનું માન મળેલું. ૧૮૮૬ માં ઇરાનના શાહે તેમને એક ચાંદ પણ આપેલો.

'જામે જમશેદ,' 'સ્ત્રીબોધ' તથા 'રાસ્ત'માં આવેલાં તેમના ગૂજરાતી લેખો ઉપરાંત તેમણે, ચાલીશ હજારનો ચાનજી. દુખીયારી બચ્ચુ, ગુલી ગરીબ, મીઠી મીઠી, ભોલો દોલો, ભીખો ભરભરિયો વગેરે રસુજી વાર્તાઓ, તથા 'જમશેદ નિન્દાખાનું', ભોલીજાન, વિનાશકાળે વિપરીત બુદ્ધિ વગેરે બોધક નાટકો લખી સાહિત્યક્ષેત્રની ખેડ પણ કરેલી છે. તેઓ કવિ સાથે સંગીતજ્ઞ અને સંસારસુધારાના કામમાં અગ્રણી હતા. તેમનું મરણ ઇ. સ. ૧૯૦૪ ના એપ્રિલમાં થયું છે. તેમની પુત્રી શીરીનબાઇ અદ્યાપિ પર્યન્ત 'સ્ત્રીબોધ'ના તંત્રીનું કામ કરે છે.

## દિ. બ. મણિભાઇ જશભાઇ.

દિવાન બહાદુર મણિભાઇનો જન્મ નડિયાદમાં ઇ. સ. ૧૮૪૪ માં થયો હતો. તેમના પિતાનું નામ જશભાઇ તથા માતાનું નામ ગંગાજી હતું. જ્ઞાતિએ વડનગરા નાગર ગૃહસ્થ હતા. રા. જશભાઇ અંગ્રેજી તથા વડોદરા રાજ્યમાં સારા હુદ્દા ઉપર નોકર હતા. મણિભાઇએ પોતાનો અભ્યાસ વડોદરા, મહુધા, ખેડા, પેટલાદ વગેરે સ્થળોમાં રહી પૂરો કરેલો, અને અંગ્રેજી અભ્યાસ નડિયાદમાં શરૂ કરીને ખેડા તથા અમદાવાદમાં જઈ પૂરો કરેલો હતો. એ ઉપરાંત પ્રૉવિન્શિયલ કૉલેજના લૉ-કલાસમાં રહી ન્યાયશાસ્ત્ર, તર્કશાસ્ત્ર, ઇતિહાસ વગેરે જીવનોદય કરનાર વિષયોનો પણ અભ્યાસ તેમણે કરી લીધેલો હતો. ઇ. સ. ૧૮૬૮ માં અમદાવાદના જડજની કોર્ટમાં હેડકલાર્ક તરીકે નોકર રહી, 'સબૉર્ડિનેટ જડજ'ની પરીક્ષા પસાર કરી; અને પછી રજા લઈ વ્યાપારમાં જોડાયલા. ઇ. સ. ૧૮૭૦ માં સુરત ગોકુળજી ઝાલાએ તેમને જૂનાગઢમાં ન્યાયખાતાના ઉપરી-અધિકારી નીમેલા. ઇ. સ. ૧૮૭૨ માં પાલણપુર એજન્સીમાં નેટિવ ઍસી. પોલિટિકલ એજન્ટ થયા; અને ઇ. સ. ૧૮૭૩ માં વડોદરાના નેટિવ ઍસિસ્ટન્ટ રેસીડન્ટ નીમાયા. એ વખતે વડોદરામાં સૂક્ષ્મ કાળ હતો, અને મણિભાઇ જેવા બુદ્ધિશાળી પુરૂષની કીમત અંકાઇ. ઇ. સ. ૧૮૭૫ માં તેમને "રાવબહાદુર" નો ઇલ્કાબ પ્રાપ્ત થયલો. ઇ. સ. ૧૮૭૯ માં કચ્છનું પ્રધાનપદ પ્રાપ્ત થયલું. ત્યાંથી પાછાં ફરતાં સર. ટી. માધવરાવે તેમને વડોદરામાં સારા અધિકાર ઉપર રાખી લીધેલા. ઇ. સ. ૧૮૮૩ માં પાછા કચ્છના દીવાનપદ પર ગયલા, અને તે સમયે તેમને 'દિવાન બહાદુર' નો ચાંદ ઇનાયત થયલો. ત્યાંથી પાછા વડોદરાના

નાયબ દીવાન થઇને ગયના ઇ સ ૧૮૯૦ મા શ્રી મહારાજા સયાજીરાવે તેમને મુખ્ય પ્રધાનનુ પદ આપેલુ, તથા રૂ ૪૫૦૦ નો માસિક પગાર કરી આપેલો તે પદ ઉપર છ વર્ષ સુધી રહી તેમણે રાજા તથા પ્રજાની સેવા કરી, તેમની પ્રીતિસપાદન કરી હતી તેઓ સ્વભાવે ઉદાર તથા શોખીન હતા, રાજનીતિમા નિપુણ તથા ઉચા પ્રકારના વિદ્યારસિકતાની હતા રા રા રણછોડભાઇ ઉદયરામ, સ્વ મન સુખરામ વગેરે વિદ્વાનો સાથે તેમને સ્નેહ બધાયો હતો પોતાના વિદ્યારસિક મિત્રો સાથે રહીને તેમણે 'શેક્સપીઅર કથાસમાજ' 'મુસલમાની કાયદા 'રાજ્યનીતિ વગેરે ગ્રથો લખેલા છે સ્ત્રી-કેળવણીના વિષય ઉપર તેમણે લખેલુ મેમોરેન્ડમ ખાસ મનન કરવાજેવુ છે તેમનુ મરણ ઇ સ ૧૯૦૦ મા પેટલાદમા થયલુ છે તેમના એક પુત્ર તેમની પાછળ ગુજરી ગયા છે, અને બીજા પુત્ર હીરાલાલ હાલમા કચ્છ રાજ્યના નાયબ દીવાનના પદ ઉપર વિરાજે છે




પડિત ગટ્ટુલાલજીનો જન્મ ઈ સ ૧૮૪૫ ના વર્ષમા તેમના મોસાળિયા નગર જૂનાગઢમા થયો હતો તેમના પિતાનુ નામ ઘનશ્યામભટ્ટજી હતુ, અને તેઓ મૂળ કોટાના નિવાસી હતા પડિતશ્રીની માતાનુ નામ લાડુબેટીજી હતુ, અને તે શ્રીમતી જૂનાગઢના ગોસ્વામી મગનલાલજી મહારાજના પુત્રી હતા પડિતશ્રીનુ રાશિ નામ ભાનુ'ત હતુ, પરન્તુ માતાએ પરમ વાત્સલ્યથી આપેલુ ગટ્ટુ નામ પ્રસિદ્ધિને પામેલુ છે તેમનુ મોસાળિયુ નામ ગોવર્ધનજી હતુ. જ્ઞાતિએ તેઓ તૈલગી બ્રાહ્મણ હતા છેક બાળ વયમા પડિતજી રમતીયાળ હતા, અને તેમના પિતા તેમને ભણાવવા અર્થે વ્યર્થ શ્રમ લેતા હતા પરન્તુ પડિતજીમા દિવ્યશક્તિ રહેલી હતી, તેથી તેમણે ચાર પાચ વર્ષની વયે "થાળી પાળી ઘટી બટી તથૈવ ખાડણિયુ ' એવી આર્યા ગાઈ બતાવી, પોતાની શક્તિનો પ્રસાદ ચખાડાવેલો ૭ સાત વર્ષની વયે અમરકોષ કઠસ્થ કરી લીધો, અને આઠમે વર્ષે તેમને તેમના માતામહે સાપ્રદાયિક દીક્ષા આપેલી નવમે વર્ષે શીતળાના ઉપદ્રવથી તેમની દૃષ્ટિ અવરુદ્ધ થઈ ગઈ, અને માતાપિતાના શોકનો પાર રહ્યો નહિ પરન્તુ તે પ્રજ્ઞાચક્ષુ બાળકે પોતાના પિતા કનેથી રૂપાવળી, સમાસચક્ર ઈત્યાદિ સસ્કૃત ભાષાના અગો ભણી લઈ, ૭ માસમા તો સસ્કૃત ભાષામા બોલવાનુ પણ શરૂ કરી દીધુ, એટલુ તો નહિ પરન્તુ વ્યાકરણ સાથે કાવ્ય, નાટક, ચમ્પૂના ગ્રથોનુ પણ મનન કરી લીધુ હતુ અગિયાર વર્ષની વયે તેમણે યમુનાલહરી નામનુ પરશ્લોકનુ કાવ્ય રચેલુ, તેરમે વર્ષે 'રુક્મણી-ચમ્પૂ નામે અતિ પ્રૌઢ ચમત્કારવાળી બાનીમા ગદ્યપદ્યાત્મક કાવ્ય રચેલુ, અને તેનો વરે લખાયલો પહેલો મગલાચરણ માહાત્મ્ય કહી આપે છે એ

ણીશ વર્ષની વયે શુદ્ધાદ્વૈત તત્ત્વજ્ઞાન સંબંધી 'વેદાન્તચિંતામણિ' નામનો ગ્રંથ લખેલો; ૨૪ વર્ષની વયે 'સતિસદ્ધાન્તમાર્તંડ' નામક પ્રૌઢવાદગ્રંથમાં છપાયલા લક્ષ્મણગિરિના ૩૨ પ્રશ્નોનું ખંડન પણ કરેલું; તથા ૨૦૦૦૦ શ્લોકના પૂરનો મારુતશક્તિ નામનો પ્રૌઢવાદ ગ્રંથ પણ તેમણે લખીને પ્રસિદ્ધ કરેલો છે એ ઉપરાંત અનેક નાટક, ચમ્પૂ તથા કાવ્યોના ગ્રંથો પણ લખેલા છે, પરન્તુ તેઓ પ્રસિદ્ધ થવા પામ્યા નથી વળી પંડિતશ્રીએ જોધપુરના મહારાણાની સમક્ષ પાડતોની સભામાં કંસવધ કાવ્ય શીઘ્રકવિતાના પ્રયોગરૂપે રચી કાઢી પોતાનું અસાધારણ કવિત્વ બતાવી આપેલું, એટલું તો નહિ પરન્તુ 'કૃષ્ણાભિસાર કાવ્ય' રચી આપી નાયકનું અભિસરણ કરી બતાવેલું હતું

પંડિતશ્રીની કવિત્વશક્તિ અદ્વિતીય હતી, અદ્ભુત હતી રસાલંકાર, શબ્દાર્થ ગૌરવ, પદલાલિત્ય, શ્લેષાદિ પ્રેરણાઓથી તેમની કવિતાઓ આર રીતે ચળકી રહેલી છે. તેમણે સંસ્કૃત, ગૂજરાતી, તથા વ્રજભાષામાં કવિતાઓ લખી છે. અસંબદ્ધ એક વૃત્તના ત્રણ ચરણ આપવામાં આવતા, તો તેમાં એક ચરણ નવું ઉમેરી તેઓ સાર્થ કવિતા કરી શકતા. સમસ્યા પુર્તિમાં તેઓ અદ્વિતીય હતા. પંડિતજી કવિ હતા ઉંચા પ્રકારના કવિ હતા એટલું તો નહિ, પરન્તુ શીઘ્ર કવિ પણ હતા. શીઘ્રકવિ સાધારણ વર્ગના નહિ પરન્તુ જે પ્રકારની કવિતા શીઘ્ર કવીશ્વરો સ્વપ્નમાં પણ ન કરી શકે, તેવા પ્રકારની કવિતા તેઓ કરી આપતા હતા. તેમની ગૂજરાતી કવિતાઓનો કેટલોક સંગ્રહ 'સુભાષિત લહરી' માં છપાયલો છે. તેમણે સભાઓમાં, વ્યાખ્યાનોમાં જે જે કવિતા પ્રવાહો અસ્ખલિત ગતિથી ચલાવેલા છે તે તો લખાઇ લેવામાં આવેલા નથી, કારણ કે તેઓ બોલતા જાય તે પ્રમાણે લખી શકાવું અશક્ય હતું. કવિશ્રી ગદ્ય લખવામાં પણ તેવાજ શ્રેષ્ઠ હતા વિષયાનુકૂળ ભાષા તો વાપરતા, પરન્તુ તેમની તે ભાષા સામાન્ય અધિકારીવર્ગથી તે છેક પંડિતને પણ પ્રિય અને જ્ઞેય થઇ પડે તેવી હતી. તેમના મોહક ગદ્યના લેખો 'આર્યસમુદય' નામના માસિક પત્રના અંકોમાંથી મળી આવે તેમ છે.

એ બધું તો શ્રેષ્ઠજ. પરન્તુ પંડિતજીનું વક્તૃત્વ કેવું હતું તે પણ જાણવું જોઇએ. પંડિત શ્રી વ્યાખ્યાનકાર તરીકે પણ અદ્વિતીય સ્થાન ધરાવે છે. તેઓ જે કોઇ વિષય ઉપર પોતાથી—કે અન્ય કોઇની સૂચનાથી—બોલવું શરૂ કરતા કે, તુરતજ તેમને સાંભળનારાઓનાં હૃદયો તેમના હૃદય સાથે એક તાર થઇ જતા—પરાધિન બની જતા. તેઓ હસતા તો તેઓ બધા ખડખડ હસતા, તેઓ ગંભીર થતા તો સભા માત્ર ગંભીર થઇ જતી, તેઓ કરૂણાર્દ્ર થતા તો સભાજનોનાં હૃદય દ્રવવા લાગતાં વ્યાખ્યાનમાં હરકોઇ રસ જમાવી શ્રોતાઓની વૃત્તિઓને સ્વેચ્છાનુસાર નચાવવાની અદ્ભુત કળા પંડિતશ્રીમાં જેટલે અંશે જોવામાં આવતી, તેટલે અંશે અન્ય કોઇ મનુષ્યમાં અમો અમારા પોતાના અનુભવથી કહીએ છીએ, કે અમોએ કદિ પણ જોયલી નથી પ્રત્યેક વર્ગનાં મનુષ્યોને તેમનાં આખ્યાનો આકર્ષક

તથા બોધક થઇ પડતા હતા. ગમે તે વિષયને ગમે તે અન્ય વિષય સાથે તેઓ યુક્તિથી સંકલાવી-ઘટાવી શકતા હતા કોઇપણ વ્યાખ્યાનનો વિષય તેમને અગાઉથી જાણવો ન પડતો, સભામાં ગયા પછી જે વિષય તેમને સૂચવાતો તે ઉપર તેઓ પોતાનું મનોરંજક, પ્રૌઢ, વક્તૃત્વ અજમાવી સભાજનોને રસનિમગ્ન કરી નાખતા હતા.

પંડિતશ્રીની અવધાન શક્તિ અનુપમેય હતી આ તેમની દિવ્યશક્તિના પ્રયોગો જેમના જોવામાં આવેલા છે, તે સર્વે તેનાથી છક થઇ ગયના છે તેમની ચિત્તની એકાગ્રતા એટલી બધી તો ઉત્તમ હતી કે, તેઓ એકી વખતે સો જૂદી જૂદી બાબતો ઉપર ધ્યાન આપી, તે પ્રત્યેક બાબત ક્રમે ક્રમે પૂરી કરાવી, છેવટે તેઓ એ બાબતોનું સાંગોપાંગ વર્ણન આપી જતા હતા શતાવધાન કરતા કરતાં પણ, ગમે તેના સૂચવાયલા વિષય ઉપર તેઓ તેજ સમયે રસમય કવિતા કરી આપતા હતા તેમની સ્પર્શશક્તિના પ્રયોગો પણ અદ્‌ભૂતજ હતા અન્યચાનયન શક્તિ પણ તેમનામાં અસાધારણ વિકાસને પામેલી આ અવધાનશક્તિ કેળવવા તેમણે શિષ્યમંડળ બાંધેલું, અને તેમાથી અનેક શીઘ્રકવિઓ, અવધાનીઓ પણ થયલા છે

પંડિતશ્રી મ્હોટા મ્હોટા રાગો તાલસ્વરના નિયમ પ્રમાણે ગાઇ શકતા તથા મૃદંગ બજાવવામાં પણ તેઓ કુશળ હતા. મુખાકૃતિ તેમની પ્રસન્ન રહેતી, અને ઉપરાઉપરી અપવાસો કર્યા હોય તોપણ સિંહગર્જના કરી તેઓ વ્યાખ્યાનો આપી શકતા હતા જૂનાગઢમાં લાગટ દશ દિવસ સુધી તેમણે આપેલું "વર્ણાશ્રમ ધર્મ વ્યવસ્થા" ઉપરનું ભાષણ ખાસ મનન કરવા જેવું છે

અઢારમે વર્ષે પંડિતજીને કાશીના પંડિતોએ **શીઘ્ર**કવિ અને શતાવધાનીના પદ આપેલા, તેજવર્ષમાં "પ્રાચીન તત્ત્વદર્શક પાઠશાળા" તરફથી તેમને પ્રસિદ્ધપંડિતની પદવી મળેલી ઇ. સ. ૧૮૮૭ માં તેમણે **ભારતધર્મ મહામંડળમાં** વૈદિકધર્મ ઉપર સંસ્કૃતમાં સરસ વ્યાખ્યાન આપેલું, તથા પોતાની અમાનુષી શક્તિના પ્રયોગો કરી બતાવેલા, તેથી તેમને ભારતમાર્તંડનું અદ્વિતીય પદ અર્પણ કરવામાં આવેલું. તે ઉપરાંત શ્રીનાથજીવાળા શ્રી ગોવર્ધનલાલજી મહારાજે સાક્ષરોત્તમ પુરૂષોની સભા સમક્ષ વેદાન્તભટ્ટાચાર્યનું સર્વોત્તમ પદ પણ આપેલું તે સિવાય અનેક શાસ્ત્રાર્થો થયેલા તેમાં તેઓ મધ્યસ્થ પણ થયા હતા

પંડિતશ્રી મળતાવડા, શાંત, નિરભિમાની તથા સાદા હતા, તેમની પહેલી સ્ત્રીનું નામ પાર્વતી હતું, પરન્તુ તેના મરણ બાદ પિતાની આજ્ઞાથી તેમનું લગ્ન રૂકમાવતી નામની સતી સાધ્વી કન્યા સાથે થયેલું ઇ સ ૧૮૯૮ માં તેઓ ભાવનગર ગયલા, તે વખતે તેમને પાંચ સાત માસની એક પુત્રી હતી, અને તેમના પત્ની બિમાર હતાં. પરન્તુ પંડિતજીની પ્રકૃતિ એકાએક શિથિલ થઇ આવી, અને પોતાના અન્ત કાળનું તેમને પ્રત્યક્ષ ભાન થઇ આવ્યું. પોતાની આખર સ્થિતિ જણાઇ આવતા, પોતે પોતાની

મેળે હરિનામ જપતા મરણ શય્યા ઉપર સઇ ગયા, અને તેમનો આત્મા પરમાત્માની સેવામાં જઇ પહોચ્યો. તેમની પત્ની પણ તેજ ક્ષણેથી મૌન ધારણ કરી, બીજેજ દિવસ સુર્યાસ્તકાળે તેમનું અનુગમન કરી પતિસેવામાં પહોચી ગયલાં છે.

## કવિ પ્રતાપરાય શિવલાલ.

એમનો જન્મ ઇ. સ ૧૮૪૭ મા જામનગરની નાગર જ્ઞાતિમા થયો હતો ત્રણ વર્ષની બાલવયમા શીતળાના રોગથી તેમની આખો ગઇ હતી. તેના પરિણામમા શાળાની કેળવણી લઇ શકાઇ નહિ. તોપણ પ્રભુકૃપાથી કવિ પ્રતાપરાયે પોતાના મિત્રો પાસે, વર્તમાનપત્રો, માસિક પત્રો તથા પુસ્તકો વચાવી તેદ્વારા જ્ઞાન મેળવવા પ્રયત્ન કર્યો, અને ફળ એ આવ્યુ કે કવિતા કરવાને તેની વૃત્તિઓ ઉશ્કેરાઇ. મિત્રો તરફથી તેમને સારી રીતે ઉત્તેજન મળતુ રહ્યુ. તેમનામાં એ શક્તિએ ફાલીફૂલી ઉત્કૃષ્ટ ફળો આપ્યાં. તેમની કવિતા રા. રા હરગોવિદદ/દ્વારકાદાસ જેવા પ્રસિદ્ધ વિદ્વાનને ગમી. વળી તેમ માડુંમ કવિ દલપતરામ ડાહ્યાભાઇ સાથે સારે પરિચય પણ થયો હતો.

તેમના પ્રયાસથી સંવત ૧૯૪૬ માં જામનગર સ્ટેટમાં મનોરંજક છાપખાનાને જન્મ પણ મળેલો તેઓ સવત ૧૯૪૭ માં દમના વ્યાધિને લીધે મરણ પામ્યા તેમનો સ્વભાવ ઘણોઆનદી હતો તે એમની કવિતાઓ ઉપરથી જણાઇ આવે છે. એમણે રચેલું "ભચીનું હાલરડું" તેમના આનદી સ્વભાવનું આપણને ભાન કરાવે છે. તે સિવાય તેમનાં કાવ્યો (૧) મનોરંજક પ્રતાપ કાવ્ય, ભાગ ૧-૨ ગા એમના કુટુબી રા માનશકર છબીલદાસે છપાવી પ્રસિદ્ધ કરેલાં છે.

## ડાકટર ત્રિભુવનદાસ મોતીચંદ.

તેમણે સસ્કૃતનો અભ્યાસ આરભેલો છ વર્ષ સુધી તે પ્રાચીન ભાષાનો અભ્યાસ કરી તેમણે પોતાના માતુલ સાથેજ મુબઇ જઇ શ્રીમદ્ ભાગવતનો અભ્યાસ કરી લીધેલો. ઇ. સ ૧૮૬૯ મા પાછા મોરબી જઇ ગૂજરાતી ત્રીજા ધોરણમા દાખલ થયલા, અને ત્યારબાદ થોડુ અગ્રેજી ભાષાનુ પણ જ્ઞાન મેળવી લીધુ પછી મોરબી તાબાના એક ગામડામા મ તાજની નોકરી ઉપર રહેલા, પરન્તુ બાજે વર્ષ માદગીના સબબથી તેમને તે છોડી દેવાની જરૂર પડી. પછી જામનગર જઇ શાસ્ત્રી શકરલાલને ગુરૂમા ી સસ્કૃત અભ્યાસ વધારી દીધેલો ઇ સ ૧૮૭૩ મા મુબઇ જઇ આર્યધર્મ પ્રકાશ પત્રના ત ત્રીનુ કામ કરવા લાગ્યા, તથા વેદધર્મસભાનુ કામકાજ કરવા લાગ્યા હતા ત્રેવીશ વર્ષપર્યન્ત તેમણે લાલસાવિના એક નિષ્ઠાથી તે સસ્થાનુ કામ કરેલુ. પ્રાચીન વેદધર્મનુ રહસ્ય સમજાવવાનો તે સભાનો ઉદ્દેશ હતો " જગતની વિચિત્રતા અને ક્ષણભગુરતા, ધર્મ અને વ્યવહારનુ અધ પતન, મનુષ્ય સ્વભાવનુ અવલોકન, અને તેને બોધ એ આર્યધર્મ પ્રકાશના લેખોનુ મૂળ છે " ઇ સ ૧૮૭૦મા તેમનુ લગ્ન હરિબ્યામની સુશીલ પુત્રી મોઘીકુવર સાથે થયુ હતુ. પતિપત્ની વચ્ચે શુદ્ધ સ્નેહવિનિમય થયા કરતો હતો તે આથી તેમને એક પુત્ર, પુત્રી થયના, પરન્તુ પુત્ર મરણ પામેલો ઇ સ ૧૮૮૭ મા તે સન્નારી પણ ગુજરી ગઇ અને કેશવલાલે ફરીથી ન પરણવાનો નિશ્ચય કર્યો, તથાપિ સબધીઓના અ સત્ય દુરાગ્રહથી હારી તેમને બે વર્ષબાદ દ્વિતીય લગ્ન કરવુ પડેલુ તે બાજીસ્ત્રીનુ નામ મણિકવર હતુ, અને તે પણ કેશવલાલને સતોષ આપનારી નીવડેલી પરન્તુ ઇ સ. ૧૮૯૬ માં તેણે દેહત્યાગ કર્યો, અને કેશવલાલ પણ તે આઘાતથી વધારે અસ્વસ્થ થઇ, ઝઝટ પોતાની પુત્રીનાં લગ્ન ઉકેલી, નિરાતે સુતા અને ઇ સ ૧૮૯૬ માં તેનો આત્મા પરમ શાતિથી દિવ્ય જ્યોતિમાં મળવા ચાલ્યો ગયો

કેશવલાલની તમામ કવિતાઓ કેશવકૃતિ' નામના ગ્રથમા એકત્રિત કરી પ્રસિદ્ધ કરવામા આવેલી છે કવિનુ હૃદય કવિની કવિતા માજ આલેખાયુ છે તેઓ સ્વાનુભવરસિક કવિ હતા સ્વ ગોવર્ધનરામના મત પ્રમાણે તેમની કવિતાઓનો આત્મા ' અવલોકન ' છે આધ્યાત્મિક અવલોકન તથા મન ાથી સ્ફુરતો અનુભવ તેમા સત્યરૂપે વ્યકત થાય છે દલપત શૈલી તેમને પ્રિય હતી, અને તેની છાપ તેમ ી ઉપર પડેલી કેશવલાલની કવિતાઓ સસ્કૃત સાહિત્યના પ્રૌઢ સસ્કારવાળી, સરલ છે રમતી વાણીનો તેમા વિલાસ છે ભર્તૃહરિનો વૈરાગ્ય તથા કાલીદાસનો સશોધિત સ્નેહ તેમની કવિતાના આભૂષણો છે ભક્તિમય હૃદયના તેમા ઉભળકાઓ છે ઉપદેશ, ધર્મભાવના તેમા ઓતપ્રોત થઈ રહેલા છે હૃદયદ્રાવકતા તેમનુ લક્ષણ છે અર્થાત્ કેશવકૃતિ હાથમા લઇ વાચવા માડ્યા પછી સ્ત્રી કે પુરૂષ એ બેમાથી કોઇને તે ન છોડવી ગમે તેવી છે જૂની શાળાના આધુનિક કવિઓમા કેશવલાલનુ સ્થાન અદ્વિતીય કહી શકાય તેમ છે

કેશવકૃતિની કવિતાઓ ઉપરાત તેમણે અનસૂયાભ્યુદય ભોગવતીભાગ્યોદય સાવિત્રીચરિત્ર,

નસહ પરમાર, ( ૧૩ ) જગદેવ, ( ૧૪ ) ચ દ્રહાસ અને વિબુધ વિજય વિગેરે છે.

તેઓ ઇ. સ. ૧૮૯૭ માં ક્ષયના રોગને લીધે વઢવાણ કેમ્પમાં મરણ પામ્યા છે.




સુપ્રસિદ્ધ ઇશ્વરપ્રાર્થનામાળાના કર્ત્તા કવિ રા. બા. ભોળાનાથ સારાભાઇના ભીમરાવ ત્રીજા પુત્ર થાય છે. તેમનો જન્મ ઇ. સ. ૧૮૫૧ માં અમદાવાદ નગરમાં થયો હતો. તેઓ જ્ઞાતિએ વડનગરા નાગર ગૃહસ્થ હતા. ઇ. સ. ૧૮૫૯ માં તેમને યજ્ઞોપવીત ધારણ કરાવી, તેમનું લગ્ન કરવામાં આવ્યું હતું. તેમની પત્નીનુ નામ ચતુરલક્ષ્મી હતું, અને તેનાથી તેમને નવ સંતાનો થયલાં. બાળવયથી તેમને પોતાના સંસ્કારી પિતાનો પાસ લાગેલો, એટલે ખોટા ખોટા સંસ્કૃત શ્લોકો રચવાની તેમને ટેવ પડેલી હતી. ઇ. સ. ૧૮૬૬ માં તેઓ આબુ પર્વત ઉપર ગયલા, અને ત્યાંથી વનલીલાની જે છાપ તેમના હ્રદય ઉપર પડેલી તેના પરિણામમાં તેમણે " આબુ વર્ણન "ની કવિતા રચી કાઢેલી. તેમનું પોતાનું શરીર-લાવણ્ય એવા પ્રકારનું હતું કે, તેના સહચારીઓ તેને કંઇક કંઇક હાસ્યાત્મક ઉપનામો આપતા હતા. ઇ. સ. ૧૮૭૦ માં મૅટ્રિકની પરીક્ષા પસાર કરી તેઓ કૅલેજમાં બે વર્ષ ભણેલા, પરન્તુ ફેફસાંનો રોગ લાગુ પડી જવાથી વિદ્યાભ્યાસ છોડવો પડેલો. ઇ. સ. ૧૮૬૯ થી રચવા માંડલુ તેમનુ મેઘદૂત નું ભાષાન્તર ૧૮૭૦ માં પ્રસિદ્ધ થયલું. ઇ. સ. ૧૮૭૫ માં તેમણે 'દેવળદેવી' નાટક લખેલું, પરન્તુ તે તેમના મરણ બાદ પ્રકાશમાં આવેલું છે. ૧૮૮૦ માં વડોદરા રાજ્યની નોકરીમાં દાખલ થયા હતા. એકાન્ત વાસ તેમને પ્રિય હતો. તેમણે લખેલી કેટલીએક કવિતાઓ 'કુસુમાંજલિ' નામના પુસ્તકમાં છપાયલી છે. તેમનું રચેલું 'પૃથુરાજ રાસા' નામનું કાવ્ય છે તો જોકે અપૂર્ણ-પોતાના મરણ યોગે-તથાપિ તે એક કવિના નામને શોભાવે તેવું મનોહર છે. કવિ પોતે તેને ઓપ આપી શકેલા નહિ, તેથી તેમાં દોષો રહી જવા પામેલા છે, તથાપિ રસિકતા તેને લગી ઓછી નથી. ઇ. સ. ૧૮૯૦ માં તેમણે સ્વર્ગવાસ કરેલો છે. તેમના પુત્ર સત્યેન્દ્રરાવ ગૂજરાતી સાહિત્યમાં 'ભ્રમર' ઉપનામથી લખનારા છે, અને તેઓ પણ વડોદરા રાજ્યની નોકરીમાં છે.




કેશવલાલનો જન્મ મોરબીમાં ઇ.સ. ૧૮૫૧ માં થયો હતો. તેમના પિતાનું નામ હરિરામ તથા માતાનું નામ ઝવેરબાઇ હતું. જ્ઞાતિએ પ્રશ્નોરા નાગર હતા. જન્મસમયે તેમની કુટુંબસ્થિતિ સારી હતી. હરિરામ સંસ્કૃતજ્ઞ તથા ધ ર્મપરાયણ હતા. કેશવલાલનું બાળવય રમતગમત ાં ગયલું. તેમની પ્રકૃતિ શાંત તથા સ્નેહમયી હતી. ઇ. સ. ૧૮૬૨ માં પોતાના માતુલ પાસે પોરબંદર જઇ

તેમણે સસ્કૃતનો અભ્યાસ આરભ્યો છ વર્ષ સુધી તે પ્રાચીન ભાષાનો અભ્યાસ કરી તેમણે પોતાના માતુલ સાથેજ મુબઇ જઇ શ્રીમદ્ ભાગવતનો અભ્યાસ કરી લીધેલો ઇ. સ ૧૮૬૯ મા પાછા મોરબી જઇ ગૂજરાતી ત્રીજા ધોરણમા દાખલ થયલા, અને ત્યારબાદ થોડુ અગ્રેજી ભાષાનુ પણ જ્ઞાન મેળવી લાધુ પછી મોરબી તાબાના એક ગામડામા મ તાજીની નોકરી ઉપર રહેલા, પરન્તુ બીજે વર્ષ માદગીના સબબથી તેમને તે છોડી દેવાની જરૂર પડી પછી જામનગર જઇ શાસ્ત્રી શકરલાલને ગુરૂમાની સસ્કૃત અભ્યાસ વધારી દીધેલો ઇ સ ૧૮૭૩ મા મુબઇ જઇ આર્યધર્મ પ્રકાશ પત્રના તત્રીનુ કામ કરવા લાગ્યા, તથા વેદધર્મસભાનુ કામકાજ કરવા લાગ્યા હતા ત્રેવીશ વર્ષપર્યન્ત તેમણે લાલસાવિના એક નિષ્ઠાથી તે સસ્થાનુ કામ કરેલુ. પ્રાચીન વેદધર્મનુ રહસ્ય સમજાવવાનો તે સભાનો ઉદ્દેશ હતો "જગતની વિચિત્રતા અને ક્ષણભગુરતા, ધર્મ અને વ્યવહારનુ અધ પતન, મનુષ્ય સ્વભાવનુ અવલોકન, અને તેને બોધ એ આર્યધર્મ પ્રકાશના લેખોનુ મૂળ છે" ઇ સ ૧૮૭૦મા તેમનુ લગ્ન હરિયાણાની સુશીલ પુત્રી મોંઘીકુવર સાથે થયુ હતુ. પતિપત્નીની વચ્ચે શુદ્ધ સ્નેહવિનિમય થયા કરતો હતો તે સ્ત્રીથી તેમને એક પુત્ર, પુત્રી થયના, પરન્તુ પુત્ર મરણ પામેલો ઇ સ ૧૮૮૭ મા તે સન્નારી પણ ગુજરી ગઇ અને કેશવલાલે ફરીથી ન પરણવાનો નિશ્ચય કર્યો, તથાપિ સબધીઓના અ સહ્ય દુરાગ્રહથી હારી તેમને બે વર્ષબાદ દ્વિતીય લગ્ન કરવુ પડેલુ તે બીજીસ્ત્રીનુ નામ મણિકુવર હતુ, અને તે પણ કેશવલાલને સતોષ આપનારી નીવડેલી પરન્તુ ઇ સ. ૧૮૯૬ માં તેણે દેહત્યાગ કર્યો, અને કેશવલાલ પણ તે આઘાતથી વધારે અસ્વસ્થ થઇ, ઝઝટ પોતાની પુત્રીના લગ્ન ઉકેલી, નિરાતે સુતા અને ઇ સ ૧૮૯૬ માં તેનો આત્મા પરમ શાતિથી દિવ્ય જ્યોતિમાં મગ્ન ચાલ્યો ગયો

કેશવલાલની તમામ કવિતાઓ "કેશવકૃતિ" નામના ગ્રથમા એકત્રિત કરી પ્રસિદ્ધ કરવામા આવેલી છે કવિનુ હૃદય કવિની કવિતા માજ આલેખાયુ છે તેઓ સ્વાનુભવરસિક કવિ હતા સ્વ ગોવર્ધનરામના મત પ્રમાણે તેમની કવિતાઓનો આત્મા' અવલોકન છે આધ્યાત્મિક અવલોકન તથા મનનથી સ્ફુરતો અનુભવ તેમા સત્યરૂપે વ્યક્ત થાય છે દલપત શૈલી તેમને પ્રિય હતી, અને તેની છાપ તેમ ઉપર પડેલી કેશવલાલની કવિતાઓ સસ્કૃત સાહિત્યના પ્રૌઢ સસ્કારવાળી, સરલ છે રમતી વાણીનો તેમા વિલાસ છે ભર્તૃહરિનો વૈરાગ્ય તથા કાલીદાસનો સશોધિત સ્નેહ તેમની કવિતાના આભૂષણો છે ભક્તિમય હૃદયના તેમા ઉમળકાઓ છે ઉપદેશ, ધર્મભાવના તેમા ઓતપ્રોત થઇ રહેલા છે હૃદયદ્રાવકતા તેમનુ લક્ષણ છે અર્થાત્ કેશવકૃતિ હાથમા લઇ વાચવા માડ્યા પછી સ્ત્રી કે પુરૂષ એ બેમાથી કોઇને તે ન છોડવી ગમે તેવી છે જૂની શાળાના આધુનિક કવિઓમા કેશવલાલનુ સ્થાન અદ્વિતીય કહી શકાય તેમ છે

કેશવકૃતિની કવિતાઓ ઉપરાત તેમણે અનસૂયાભ્યુદય ભોગવતીભાગ્યોદય સાવિત્રીચરિત્ર,

તથા ચદ્રપ્રભા શ્રીભાવત્ તથા ભાનદ્ગીતાના ભાષાન્તરો કરેલા છે, એટલુ તો નહિ, પરન્તુ શ્રી યોગવાસિષ્ઠનુ ભાષાન્તર કરી, ચર્પટમજરિકા તથા મોહમુદ્ગર અને મણિરત્નમાળા ઉપર ગુજરાતી ટીકા પણ લખેલી છે તેમ ા લખેલા—પ્રસિદ્ધ થયના બોધદાયક લેખો તો અસખ્યેય છેજ.

## કવિ જેસંગભાઇ ત્રીકમદાસ પટેલ

એમનો જન્મ ઇ સ ૧૮૫૪ મા અમદાવાદ જીલ્લાના બાવના ગામમા થયો હતો તેઓ જ્ઞાતિએ કડવા પાટીદાર હતા એમણે ગૂજરાતી છઠ્ઠા ધોરણ સુધી અભ્યાસ કર્યા પછી વડોદરા વર્નાક્યુલર સાયન્સ કોલેજમાં કેટલીક મુદત સુધી કેળવણી લીધી તેમણે સત્તરથી ત્રીસ વર્ષ સુધી કેળવણી ખાતામા નોકરી કરી છે કવિતા લખવાનો કુદરતી શોખ એમને ઓગણીશમે વર્ષથી થયેલો સવત ૧૯૩૫ ની સાલમા બાવના સુધારા શુભેચ્છક' મડળી એમણે સ્થાપી અને સ ૧૯૩૭ થી પુનર્લગ્નના હિમાયતી તરીકે તેઓ બહાર પડ્યા સવત૧૯૪૦ થી તેમણે 'સ્વદેશહિતબોધ' નામનુ ત્રિમાસિક પત્ર કાઢવાનુ શરૂ કર્યું અને બીજે વર્ષે તેને માસિકપત્રના રૂપમા મુકયુ અને તે લગભગ છ એક વર્ષસુધી ચાલુ હતુ

તેમના પ્રસિદ્ધ ગ્રંથો—(૧) જેસગ કાવ્ય (૨) ગુજરાતી શબ્દ સગ્રહ (૩) ઉખાણાસગ્રહ, (૪) વિવિધોપયોગી વિષય, (૫) વિજ્યાવૈધવ્યદુખદર્શક નાટક, (૬) દુકાળવિષે નિબધ, (૭) પુનર્લગ્ન કરનાર ગુજરાતની ગુર્જર વગેરે છે તથા વિધવાની અરજી સધવાને ગુજરાતી શબ્દસગ્રહ ભા. ૨ તથા અલકાર પ્રકાશ વિગેરે પુસ્તકો લખ્યા છે, પરતુ તે પ્રસિદ્ધ થયા નથી

## શ્રી શ્રેઅ સદ્ગુરૂ શ્રી નૃસિહાચાર્યજી

ઇ સ ૧૮૫૪ માં સુરત જીલ્લાના કડોદ ગામમા વિશનગરા ગૃહસ્થ શ્રી દુર્લભરામ દેવેશ્વર યાજ્ઞિકના પચમ પુત્રરૂપે શ્રી નૃસિહાચાર્યનો જન્મ થયો હતો તે સમયે તેઓની કુટુબની સ્થિતિ સામાન્ય ગણાતી હતી, છતાં તે ગામમા એક ગૃહસ્થ તરીકે તેઓના પિતાનું માન હતુ શ્રી નૃસિહાચાર્યજીનુ પ્રથમ લગ્ન વિસનગરમાં, દ્વિતીય સુરતમા ( સૌ મગળાગૌરી સાથે કે જેમણે 'મગન વિચાર' એ નામનુ એક નાનુ પુસ્તક લખ્યુ છે ) તથા તૃતીય પુન વિસનગરમાં થયુ હતુ તેઓની પ્રજામાં બે પુત્ર તથા એક પુત્રી વિદ્યમાન છે

તેઓની આઠ વર્ષની વયે તેમના પિતા કડોદથી સુરતમાં સ્થાયી નિવાસ કરવા માટે ગયા હતા ત્યાં તેમણે શાળામા ગૂજરાતી શિક્ષણનો અભ્યાસ છૂટો છવાયો લગભગ ૧૪ માસ કર્યો હતો તથા અગ્રેજી શિક્ષણનો અભ્યાસ એકદર

અઢી વર્ષ કર્યો હતો. એ અભ્યાસના સમયમાં જ સુરતમાં ભુમાનંદ નામના સન્યાસી પાસે બે ત્રણ માસમાં બે ત્રણ ઉપનિષદોનું અવલોકન તેમણે કરેલું હતું. તેમજ સુરતના ગંગાદત્ત શુકલપાસે યજુ:સહિતાનું થોડો કાલ અધ્યયન કર્યું હતું. એ બધું અધ્યયન લગભગ તેમની બાર તેર વર્ષની વયમાં થયું હતું. એ વિના અધ્યયનમાં બીજો સમય એમણે ગાળ્યો ન હતો.

૧૮ વર્ષની વયે તેઓએ પબ્લીક સર્વીસની પરીક્ષા પસાર કરી હતી. ત્યાર પછી તેઓએ અંકલેશ્વરમાં એક ખાનગી શાળામાં બાવીસ દિવસ વિદ્યાર્થીઓને શિક્ષણ આપ્યું હતું. ત્યાંથી પુનઃ સુરત ગયલા ત્યાં થોડો સમય એન્જીનીયરીંગ ખાતામાં કામ કરેલું.

એ સંધિમાં તેઓશ્રીના મિત્રો કે જેઓ તેમનો વારંવાર બોધ શ્રવણ કરતા તથા તેમનું જ્ઞાન, વાણીમાં પ્રસાદપૂર્વક તેનો અસ્ખલિત પ્રવાહ, તર્ક કરવાની તથા કોઇ પણ જાતના પ્રશ્નોનાં ઉત્તર આપવાની અદ્‌ભુત શક્તિ, એ વગેરેનો અનુભવ કરતા હતા, તેઓએ તેમને ઈશ્વરસ્તવન વગેરે માટે પ્રાર્થના સમાજ જેવું કંઇક કાઢવા કહ્યું; જે તે વખતે કાઢવામાં આવ્યુ હતું. તેમાં આર્યધર્મના સર્વ સિદ્ધાંતોનું સમર્થન થાય એવા વિચારો દર્શાવતા હોવાથી વર્તમાન પ્રાર્થનાસમાજપ્રતિ સનાતન વિચારના મનુષ્યો વિરોધ ધરે છે, તેવું કશું બન્યું નહતું. અને એજ તેની વિશેષતા રાખવામાં આવી હતી. એ પ્રાર્થના સમાજનું અધ્યક્ષપણું તેમા ભાગ લેનાર મનુષ્યોએ શ્રીનૃસિંહાચાર્યજીને આપ્યું અને તે મંડળેજ તેમના નામ સાથે 'આચાર્ય' સંજ્ઞા લગાડી.

એજ સમયમાં તેઓએ 'ધાર્મિક વિદ્યાશાલા' એ નામની શાલા કાઢી તેમાં થોડો સમય શિક્ષણ આપ્યું હતુ ત્યાર પછી થોડા સમયે વડોદરા કેમ્પમાં એન્જીનીયરીંગ ખાતામા નોકરીનો આરંભ કર્યો. એ સંધિમાં એમના દ્વિતીય પત્નીનો દેહ પડવાથી તે નોકરી છોડી દીધી. પછી નિઝામપુરામાં થોડો કાળ સ્થિતિ કરી. ત્યાં તેઓએ 'શ્રી નૃસિંહવાણીવિલાસ' નામના કાવ્યગ્રંથનો પ્રથમ વિભાગ લખ્યો. ત્યાર પછી તેઓએ વડોદરામાં નિવાસ કર્યો. અને તે સમયથી પ્રસિદ્ધપણે શ્રેયસ્સાધક અધિકારીવર્ગની સ્થાપના થઇ. આજ તેને લગભગ ૩૨ વર્ષ થવા આવ્યાં છે અને આજે તેના હજારો અનુયાયીઓ વિવિધ ગામોમાં છે.

ત્યાર પછી તેઓએ જે જે ગ્રંથો લખેલા તેનો ક્રમ નીચે પ્રમાણે છે:—શ્રી સુરેશ ચરિત્ર (પૂર્વાર્ધ), શ્રી સિદ્ધાન્ત સિન્ધુ (પ્રથમ રત્ન,) શ્રી નૃસિંહવાણીવિલાસ (દ્વિતીય પુસ્તક), શ્રી ભામિની ભૂષણ (દ્વિતીય અલંકાર), શ્રી ભામિનીભૂષણ (તૃતીય અલંકાર), શ્રી ભામિનીભૂષણ (ચતુર્થ અલંકાર), શ્રી સદ્‌બોધ પત્રિકા (પ્રથમ પલ્લવ), શ્રી ભામિનીભૂષણ (પંચમ અલંકાર), સન્મિત્રનું મિત્રપ્રતિપત્ર, શ્રી નૃસિંહવાણીવિલાસ (તૃતીય પુસ્તક), શ્રી પંચવરદવૃત્તાન્ત (પ્રથમ તથા દ્વિતીય સમાગમ), શ્રી ત્રિભુવનવિજયી ખડ્‌ગ (પૂર્વધારા), સુખાર્થ સદુપદેશ, સતી સુવર્ણ (પૂર્વ વિભાગ.)

મહાકાલમા આવેલા પૂર્ણ તથા અપૂર્ણ

લેખો —ધર્મ, ગૃહસુખ, આર્જન, શ્રી ભવાબ્ધિસેતુ, પિતાએ પુત્રને આપેલો બોધ, શ્રી ભરતાખ્યાન, શ્રેય સ્સાધકોને સુબોધ, પ્રશ્નોત્તરરૂપે શીઘ્ર શિક્ષણ વિધ વાવિરામ શ્રી સિદ્ધાન્ત સિંધુ (દ્વિતીય રત્ન), શ્રી ત્રિભુવનવિજયી ખડ્ગ ( ઉત્તરધારા ) શ્રી પંચવર્તવૃત્તાન્ત ( તૃતીય સમાગમ ), આનાભતટા અનુભવપ્રદીપ વગેરે

તેમના જીવનવૃત્તાન્તનો આરંભ મહાકાલ માસિક ॥ ( વર્ષ ૧૬ મુ ) સંવત્ ૧૯૬૦ ના અધિક જ્યેષ્ઠ માસના અંકથી " શ્રીનૃસિંહવીલામૃત અથવા શ્રીમન્નૃસિંહાચાર્યજીનુ જીવન વૃત્ત ' એ નામના લેખથી થયો છે હજી તે વૃત્તાન્ત અપૂર્ણ છે

સંવત્ ૧૯૫૩ શ્રાવણ શુકલ પંચમી શ્રી નૃસિંહાચાર્યજીના સ્વરૂપાવસ્થાન (દેહવિનય) નો તિથિ છે.

## કવિ મહાસુખરામ નરભેરામ ત્રિવેદી

કવિ મહાસુખરામ જાતે ઔદિચ્ય બ્રાહ્મણ હતા તેમના પિતાનુ નામ નરભેરામ તેઓ અમદાવાદમા ઇ સ ૧૮૫૫ મા જન્મી ઇ સ ૧૯૦૯ મા ગુજરી ગયા છે જન્મસમયે ગરીબ સ્થિતિ હતી તેથી ઇંગ્રેજીનુ જ્ઞાન બીલકુલ મેળવી શકયા નહોતા કવિ મહાસુખરામના પિતા નરભેરામ ખેડા જીલ્લાના વડેલી ગામમા કથા કરતા અને તેમાથી જે મળતુ તે વડે પોતાના કુટુંબનો નિર્વાહ ચલાવતા હતા તેઓ પાર્વતી નામની બાઇ સાથે પરણ્યા હતા તેમને ત્રણ દિકરા અને એક દિકરી હતા તે પૈકી કવિ ત્રણ છોકરાના એકનાજ હાલ હયાત છે તેમના મિત્રો મર્હુમ કવિ ભુલાખી ત્રિ ચદુભાઇ વગેરે હતા

એમણે ગૂજરાતી પાંચમી ચોપડી સુધી અભ્યાસ કીધો હતો ભરૂચથી આવ્યા પછી કવિ દલપતરામ ડાહ્યાભાઇ પાસે કવિતાનો અભ્યાસ કર્યો અને પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કોલેજના મર્હુમ પ્રિન્સિપાલ રા સા મહીપતરામ રૂપરામની સાથે કાઠિયાવાડનો પ્રવાસ કર્યો તેમાં રજવાડી કવિઓમા સારી ખ્યાતિ મેળવી પછી હિમાભાઇ ઇન્સ્ટીટ્યુટમા આર્યોદયની ઉત્કંઠા એ વિષય ઉપર કવિતામાં ભાષણ આપ્યુ અને એ લોકોને પસંદ પડવાથી તેને છપાવવાની જરૂર પડી ત્યારથી જાહેરમા આવ્યા એમણે ગરીબ સ્થિતિ હોવાથી શરૂઆતમા માસ્તરની નોકરી લીધી પછી ભરૂચ માજીસ્ટ્રેટ થયા ત્યાર પછી રાજીનામુ આપી શેઠ મોતીચંદ ગોવિંદરામના ઇનામી ગામ ઉપર જવાની નોકરી પસંદ કરી તેમની કવિતા એવી સરસ હતી કે મહારાજા સયાજીરાવે રૂગરૂ બોલાવી રૂ ૨૧૦) ઇનામ આપ્યુ હતુ

## કવિ વિજયાશંકર

તેમનો જન્મ સુરતમા થયો હતો તેમના પિતાનુ નામ કેશવરામ હતુ જ્ઞાતિએ તેઓ વડનગરા નાગર બ્રાહ્મણ હતા, અને તેમની અવટંક ત્રિવેદી હતી સમયાનુકૂળ કેળવણી લીધા

બાદ તેમણે રેલ્વેની નોકરી લીધી; ત્યાર બાદ રેવન્યુખાતામાં પ્રવેશ કરેલો પરન્તુ એ સ્થાનું બન્ધન અપ્રિય થઈ પડતાં તેમણે રાજીનામું આપી દીધેલું. તેમને કવિતા બનાવવાનું વ્યસન લાગેલું. અને 'વિજયવાણી' એ નામથી ઇ. સ. ૧૮૭૦ માં એક કાવ્યસંગ્રહ પ્રસિદ્ધ કરેલો. ત્યાર બાદ બાર વર્ષે તેજ ગ્રંથની દ્વિતીયાવૃત્તિ વધારા સાથે નીકળેલી. તે તેમનો કાવ્યસંગ્રહ રા. ગટ્ટુલાલજી, રા. મનસુખરામ વગેરે વિદ્વાનજનોથી અતિ પ્રશંસાને પામેલો. તેમનું બનાવેલું બીજું પુસ્તક 'સૂક્તિસાર' નામનું છે. તે પુસ્તક રા. રા. મણિભાઈ જશભાઈની પ્રેરણાથી લખાઈ પ્રસિદ્ધિ પામેલું. તેજ પુસ્તકનો બીજો ભાગ હજી અપ્રસિદ્ધ છે. આ પુસ્તક વિષે રા. રા. મણિલાલ નભુભાઈ વગેરે વિદ્વાનો ઉંચો અભિપ્રાય ધરાવતા હતા.

આ કવિના સંબંધમાં વિશેષ હકીકત ઉપલબ્ધ થઈ નથી. શ્રી ભદ્રેરામજી મનચારી વગેરે તેમના અંગત મિત્રો હતા.




## નારાયણ હેમચંદ્ર.

સાધુ જીવન ગાળનાર નારાયણનો જન્મ ઇ. સ. ૧૮૫૫ માં મુંબઈ વિષે થયો હતો. તેના પિતાનું નામ હેમચન્દ્ર હતું, અને તેની માતાનું નામ નન્દકોર હતું. તેઓ જ્ઞાતિએ બ્રહ્મક્ષત્રી હતા. નારાયણના જન્મકાળે તેમના પિતાની સ્થિતિ સારી હતી, અને તેઓ કાઠિયાવાડમાં આવેલા હિંદુ બંદરના વતની હતા, પરન્તુ ધંધાર્થે મુંબઈ જઈ રહ્યા હતા. નારાયણને સાત આઠ વર્ષની વયે ગામઠી નિશાળમાં મુકવામાં આવેલા હતા. પછી અંગ્રેજી નિશાળમાં તેઓ દાખલ થયેલા, પરન્તુ નિશાળે જઈ ભણવાનું તેને ગમતું નહિ, અને બ્હાર હરવાફરવામાં તથા સંસાર વ્યવહારનું નિરીક્ષણ કરવામાં તેઓ પોતાનો વખત ગાળતા હતા. તેઓ બાર વર્ષની વયના થયા તે પૂર્વે તેમના માતાપિતા ગૂજરી ગયા હતા. ત્યારબાદ તેઓ શેઠ સોરાબજી બંગાળીના કારખાનામાં નોકર રહ્યા હતા, અને પછી જી. આઈ. પી. રેલ્વેમાં રહેવા. એટલામાં કરસનદાસ મૂળજીનો 'દેશાટન' વિષેનો નિબંધ તેમના વાંચવામાં આવ્યો, અને દેશાટન કરવાની તેમને વૃત્તિ થઈ. આવી પગારના રૂપિયામાંથી પુસ્તકો ખરીદવા માંડ્યા. દૈનિક, સાપ્તાહિક વગેરે પત્રો વાંચતા વાંચતાં સભાઓમાં જવાનું શરૂ કર્યું. સામાજિક ઉન્નતિ કરી લોકસેવા કરવાનો અભિલાષ વધતો ગયો, અને 'નૂરે આલમ'માં તેઓ 'જગદારસી'ના નામથી લખવા માંડ્યા. પછી નોકરી છોડી, અને વિવિધ કળા હુન્નરો શીખવામાં પ્રેરાયા. તેના પાલક મામાએ ઠપકો આપ્યો, અને તેઓએ મુંબઈ છોડ્યું. ફરી મુંબઈ જઈ જ્ઞાનવૃદ્ધિના પ્રયોગો માંડ્યા. કલકત્તાના પત્રો વાંચવા લાગ્યા તથા બ્રહ્મસમાજના બંગાળી વક્તાઓને સાંભળવા માંડ્યા. મરાઠી શીખી 'સુબોધપત્રિકા'માં લખવા માંડ્યું. દયાનન્દ સરસ્વતી, કેશવચંદ્ર સેન વગેરે ધર્મસુધારકોનો તેમને પરિચય થયો.

પંડિત નવીનચંદ્રરાય બંગાળીની સહાયતાથી બંગાળી ભાષા શીખવા માંડી. ઇ. સ. ૧૮૭૫ માં તેમની સાથે અલ્લાહબાદ જઇ તેમણે હિન્દી તથા બંગાળીમાંથી ધર્મનાં પુસ્તકોનું ભાષાન્તર કરવા માંડેલું. જોવા જાણવાની ઉત્કંઠા તેમનામાં એટલી તો પ્રબળ હતી કે, કમાવાની તેને દરકાર ન હતી. પહેરવેશ પણ સાદામાં સાદો રાખતા. નવીનચંદ્રની મદદથી તેઓ આખા હિંદમાં ફરેલા; તથા તેમણે ભાતભાતનો અનુભવ પણ મેળવેલો. તેમણે પોતાનું જીવનચરિત્ર " હું પોતે " નામક ગ્રંથમાં આપેલું છે. તેમને અંગ્રેજી જ્ઞાન જોઇએ તેટલું ન હતું છતાં ચારચાર વાર યુરોપ અમેરિકાનો તેમણે પ્રવાસ કરેલો, અને તેમાં મેળવેલા અનુભવ જ્ઞાનને ગ્રંથોદ્વારા પ્રસિદ્ધિમાં મુકેલું. ગૂજરાતી ભાષાના ભંડારમાં તેમણે લગભગ બસો પુસ્તકો ઉમેરી સંગીન વધારો કરેલો છે. ધર્મ, ઇતિહાસ, નીતિ, સંસાર સુધારો, વિજ્ઞાન, ચરિત્ર, દેશવિદેશ, વગેરે અનેક વિષયો ઉપર તેમણે સ્વકલ્પિત પુસ્તકો લખેલાં છે તથા બંગાળી નવલકથાઓનાં ભાષાન્તર પણ કરેલાં છે. પ્રાચીન ભરતખંડની કાવ્ય, તત્ત્વજ્ઞાન ઇત્યાદિ અનેક ઉચ્ચ પ્રકારની વિદ્યાઓને તેમણે પ્રકાશ આપેલો છે. તેમણે કેવળ એકજ શૈલીમાં લખેલું નથી. તેમની ભાષાને કાઠિયાવાડી, બંગાલી, મરાઠી તથા હિંદી ભાષાના રંગો લાગેલા છે. તેમણે તો માત્ર ગમે તે ભાષામાં, ગમે તે શૈલીમાં પોતાના મનના વિચારોને પ્રકટ કરી આપી જનસમાજને જ્ઞાન સુધા પીતી કરવાનું વ્રત લીધું હતું. તેમનં પુસ્તકો પંડિતથી માંડીને તે છેક સાધારણ વર્ગનાં મનુષ્યોને વાંચવા ગમે તેવાં સરલ, રસમય શૈલીમાં લખાયલાં છે. મ્હોટા વિસ્તારથી કૃષિ કરી ગૂજરાતી સાહિત્યના પ્રદેશમાં વિવિધ પ્રકારના પાક ઉગાડવાનું પ્રથમ માન તેને છે. મરણ પર્યન્ત તેઓ બ્રહ્મચારી રહ્યા હતા, અને દેશસેવાના કાર્યમાં વ્યાપૃત રહેતા હતા. ' ઉત્સાહ અને ઉત્સર્ગ ' એ તેમનો મુદ્રાલેખ હતો.



## ગોવર્ધનરામ.

સુવિખ્યાત નવલકથાકાર ગોવર્ધનરામનો જન્મ નડિયાદમાં ઇ. સ. ૧૮૫૫ માં થયો હતો. તેમના પિતાનું નામ માધવરામ, અને તેમની માતાનું નામ શિવકાશી હતું. જ્ઞાતિએ તેઓ વડનગરા નાગર બ્રાહ્મણ હતા, અને તેમની અવટંક ત્રિપાઠી હતી. તેઓ જન્મથી અનારોગ્ય રહેતા, અને મરણ પર્યન્ત પણ તેવીજ દશા અનુભવેલી. તેમના પિતા મુંબઇમાં વ્યાપાર કરતા હતા તેથી તેમણે મુંબઇની બુદ્ધિવર્ધક શાળામાં ગૂજરાતી અભ્યાસ કરેલો. ઇ. સ. ૧૮૬૧ માં સ્વ મનઃસુખરામ કે જેઓ ગોવર્ધનરામના પિત્રાઇ કાકા થતા હતા, તેઓ મુંબઇ ભણવા ગયલા, અને તે દિવસથી તેમના સંસ-

ઇ. સ. ૧૮૭૫ માં તેમણે બી. એ. ની પદવી પ્રાપ્ત કરી. અને ૧૮૮૩ માં એલ એલ. બી ની પરીક્ષા પસાર કરી, મુંબઇમાં વકીલાતનો ધંધો શરૂ કર્યો.

ગોવર્ધનરામનું લગ્ન ૧૮૬૮ માં હરિલક્ષ્મી નામની સ્ત્રી સાથે થયું હતું. જેનું મરણ ઇ. સ. ૧૮૭૪ માં થવાના પરિણામમાં ગોવર્ધનરામ કરુણરસાર્ણવમાં ડૂબી ગયેલા. કૉલેજમાંથી તેમણે ' સ્નેહમુદ્રા ' ની કવિતાઓ લખવા માંડેલી; અને હરિલક્ષ્મીનું મરણ થતાં તેના વિચ્છેદથી ગોવર્ધનરામનું કવિત્વ ખીલી નીકળ્યું, અને ' સ્નેહમુદ્રા ' પૂરી લખાઈ. આ પુસ્તક ઇ. સ ૧૮૮૯ માં પ્રસિદ્ધ થવા પામેલું. ' મનોહ્વ ' અને ' હૃદયરુદિત શતક ' નામનાં ખંડ કાવ્યો પણ લખેલા. કાઠિયાવાડનાં સ્વસ્થાનોના અનુભવો મેળવી ' સરસ્વતીચંદ્ર ' ની કથા તેમણે યોજવા માંડેલી; અને તે અનેક પ્રકારના સુધારા વધારા પામી અન્તે ઇ. સ. ૧૮૮૭ માં પહેલા ભાગમાં પ્રસિદ્ધિને પામેલી.

ઇ. સ. ૧૮૯૨ માં વિલ્સન કૉલેજમાં તેમણે Classical poets of Gujarat એ નામનો પ્રાચીન કાવ્યોની સમાલોચના કરનાર લેખ વાંચેલો. પછી તેજ વર્ષમાં સરસ્વતીચંદ્રનો દ્વિતીય ભાગ પ્રસિદ્ધ કરેલો. એજ વર્ષમાં સ્વ. નવલરામની જીવનકથા પણ લખવા માંડેલી. મનઃસુખરામના તત્ત્વદર્શનનો લેપ તેમને લાગેલો, તેથી તેમણે ' ચંદ્રાવલી અને વિષ્ણુદાસ તથા અરુણોદય ' માં છપાયલા ' સંસારપ્રતિબિમ્બ ' નામના કાવ્યમાં તેવા વિચારો પ્રકટ કરેલા. ઇ. સ. ૧૮૯૮ માં સરસ્વતીચંદ્રનો ત્રીજો ભાગ પ્રસિદ્ધ કર્યો, અને ઇ. સ ૧૯૦૧ માં ચોથો ભાગ વિવિધ વિચારોનો મહાભારત ગ્રંથ—તેમણે પ્રસિદ્ધિમાં મુક્યો હતો. ઇ. સ. ૧૮૯૯ થી તેમણે સમાલોચકમાં ' સાક્ષરજીવન ' નો લેખ લખવા માંડેલો. ' સરસ્વતીચંદ્ર અને કુસુમ ' નો ગૃહસ્થાશ્રમ કેવા પ્રકારનો હતો તે દેખાડવા તેમણે ' ક્ષેમરાજ અને સાધ્વી ' નામનું નાટક લખેલું. તે ઉપરાંત ' દમયન્તી દમનાન્ત ' અને ' સરસ્વતી તથા માયા ' નાં નાટકો પણ લખેલાં. પરન્તુ નાટ્યકારની બુદ્ધિ તેમનામાં થોડી હતી તેથી તેમાંનું એક પણ પ્રસિદ્ધ થવા પામ્યું નથી ઇ. સ. ૧૯૦૨ માં તેમની પુત્રી લીલાવતીનો સ્વર્ગવાસ થયો તેથી તેમને જે ખેદ ઉત્પન્ન થયો તેનું શમન " લીલાવતીની જીવનકળા " નામનું પુસ્તક લખી કર્યું. પછી " દયારામનો અક્ષર દેહ " લખી નાખ્યો, અને મરતાં પહેલાં Physics in Ancient India અને Physiology in Ancient India નામનાં બે પુસ્તકો લખવાની યોજના કરવા માંડેલી. ઇ. સ. ૧૯૦૫ માં ગૂજરાતી સાહિત્ય પરિષદના પ્રથમ સમ્મેલનના પ્રમુખપદ ઉપર રહી તેમણે સાહિત્યના ઇતિહાસની સમાલોચના રૂપ ભાષણ આપેલું. આ તેમના સુપ્રસિદ્ધ ગ્રંથો તથા લેખો ઉપરાંત તેમણે ' મૅરેજ ફોર્મ્સ અન્ડર એન્શન્ટ હિન્ડુ લૉ, ( ૨ ) કોન્ફ્લિક્ટ ઑફ લૉઝ બીટવીન ધી કૉનવર્ટ્સ અને નોન-કૉન્વર્ટ્સ ઇન ઇન્ડિઆ; ( ૩ ) હાયર બ્રાહ્મણીઝમ ઇન એન્શન્ટ ઇન્ડિઆ, ( ૪ ) ગ્રુની ધી સતી; ( ૫ ) તથા યુરોપની મહા

પ્રજાઓના લાક્ષણિક દૃષ્ટાન્તો, વગેરે નાના મહોટા અંગ્રેજી તથા ગૂજરાતી લેખો લખી ગૂજરાતની તથા હિંદુસ્તાનની અદ્વિતીય સેવા કરેલી છે

સ્વ ગોવર્ધનરામના જીવનને લગતી એક બાબત જાણવા જેવી એ છે કે, તેમણે પોતાની પૂર્વ પ્રતિજ્ઞા પ્રમાણે પ્રવૃત્તિજીવનનો ત્યાગ કરી ઇ સ ૧૮૯૮ માં નિવૃત્તિ નિવાસ સ્વીકારી, દેશસેવાના કામો કરવામા પોતાનુ બાકી રહેલુ જીવન ગાળેલુ હતુ

ગોવર્ધનરામના લેખો તેમની શક્તિનુ માપ કરી આપે છે તેમની ભાવના, તેમના વિચારો તથા તેમની આશાઓ તેમના કાર્યો તથા તેમના ગદ્ય લેખોમાથી દેખાઈ આવે છે સરસ્વતીચદ્રની કથા તેમનો કદિ પણ વીસારી ન શકાય તેવો ઉજ્જ્વલ કીર્તિસ્તભ છે રસિકતા એ તેમના લેખોનુ લક્ષણ છે જનસ્વભાવના વિવિધ ચિત્રો આલેખવામાં તેઓ કુશળ દખાય છે તથાપિ સરસ્વતીચદ્રના પહેલા તથા બીજા ભાગમા દેખાતી ખૂબી ત્રીજા તથા ચોથામા દેખાતી નથી ગોવર્ધનરામના ગદ્ય લેખો જેટલી હોશથી જનસમાજથી વચાય છે તેટલી હોશથી તેમની કવિતાઓ વચાતી નથી અને તેનુ કારણ એટલુ જ છે કે તેમની કવિતાઓમા ઉડા રહસ્યો સમાયલા છે, અને ભાષા તથા કલ્પનાનુ બળ સાધારણબુદ્ધિની મર્યાદામા આવી શકે તેમ નથી પૂર્વ તથા પશ્ચિમના વિચારોને પ્રચારીને ગૂજરાતી જનસમાજનુ ભાવી જીવન બાધવા અથે આશાસ્પદ ન્વી કાઢવો, એ તેમનો ઉત્કટ અભિલાષ હતો

સ્વ ગોવર્ધનરામ વિષે ઘણુ કહી શકાય તેમ છે પરન્તુ સ્થળ સકોચથી આપણે અટકવુ પડે છે ઇ સ ૧૯૦૭ નો સમાલોચકનો 'ગોવર્ધન સ્મારક' અંક, તથા રા કાન્તિલાલ છ પડ્યાકૃત 'ગોવર્ધનરામનુ જીવનચરિત્ર' વાચવાથી તેમના સબધી વિશેષ હકીકત મળી આવે તેમ છે

શ્રીયુત ગોવર્ધનરામનુ મરણ મુબઈમા ઇ સ ૧૯૦૭ના જાન્યુઆરી માસમા થયલુ છે તેમના પુત્ર રા રમણીયરામ પણ સાહિત્ય વિલાસી છે

## અરદેશર બેહરામજી પટેલ

અરદેશર બેહરામજી પટેલ જાતે પારસી હતા તેમનો જન્મ ઈ. સ ૧૮૫૪ મા થયો હતો તેમણે મુબઈની પ્રોપ્રાયેટરી હાઈસ્કૂલમા અગ્રેજી ભાષાનો અભ્યાસ કરી ઈ સ ૧૮૭૩ મા મૅટ્રિકની પરીક્ષા પસાર કરી હતી ત્યારબાદ બે વર્ષ મુબઈની ગ્રાન્ટ મેડિકલ કૉલેજમા અભ્યાસ કરેલો પરન્તુ બાળવયથી તેમને સાહિત્યનો રાગ લાગેલો તેથી તેઓ તે સસ્થામા રહી શક્યા નહિ અને અન્તે તેને છોડી 'બોમ્બે ક્રૉનિકલ' પત્રના ગુજરાતી વિભાગના અધિપતિ થઈ નોકરીમા જોડાયા પછી 'કૈસરે હિન્દ, પત્રમા ઉપ-અધિપતિનુ પદ અલ્પકાળ ભોગવી, છેવટ 'જામે જમશેદ' નામના દૈનિક પત્રના ઉપ-અધિપતિ થયા હતા પછી તેમના તે સ્વતત્ર અધિ-

પતિ થયલા તે પદ ઉપર ત્રેવીશ વર્ષ પર્યન્ત રહી તેમણે તે પત્રની પ્રતિષ્ઠા વધારી, તેના ગ્રાહકોમા સંગીન વધારો કરી દીધેલો હતો. ત્યારબાદ 'સાંજ વર્તમાન' નામનું એક દૈનિક પત્ર તેમણે કાઢેલું, પરન્તુ તેને ત્રણ માસ થયા નહિ એટલામાં તો ઈ સ ૧૯૦૨ માં તેમનું અકાળ મૃત્યુ થયલું.

પારસીઓમા ક્રીકેટની રમત દાખલ કરી તેને ખીલાવવાના કામમા તેઓ પ્રથમ પંક્તિનુ માન ધરાવે છે તેમનાથી ગોઠવાયની ક્રીકેટની એક ટોળી તો છેક ઇગ્લંડ સુધી રમવા ગઇ હતી પારસી તથા અંગ્રેજો વચ્ચે રમાતી હરીફાઇની રમતોને જન્મ આપનાર પણ તે હતા

પરન્તુ તેમનુ સાક્ષરજીવન પણ જાણવા જેવુ છે પારસી સંસારી નાટકોને ચઢતી સ્થિતિમાં લાવનાર તે હતા તેમણે રચેલા 'અસલાજી' 'તકદીરની તાસીર' વગેરે નાટકો અદ્યાપિ પર્યન્ત લોકપ્રિયતાને પામી રહેલા છે જામેજ મશેદ માટે તેઓ વાર્તાઓ પણ લખતા હતા તેમણે લખેલી 'મોદીની તેહેમીના' ની વાર્તા, તથા ભાણાભટના તખલ્લુસથી લખેલા "ખુલ્લા પત્રો" અચ્છી પ્રશંસાને પામેલા અંગ્રેજ સરકારે તેમની કદર કરી તેમને સુનેહના અમલદાર બનાવેલા તેમની પાછળ તેઓ પોતાના અશક્ત પિતાને તથા વિધવા અને બાળકોને મુકી ગયલા છે મુબઇ ઈલાકાના તમામ પત્રોએ તેમના મરણથી ભારે શોક પ્રદર્શિત કરેલો હતો.

## ડૉ હરિલાલ હર્ષદરાય ધ્રુવ

ડૉ હરિલાલનો જન્મ દહેગામ પ્રગણાના બહિયેલ ગામમા ઇ સ ૧૮૫૬ મા થયો હતો તેમની માતાનુ નામ રેવાબાઈ હતુ જ્ઞાતિએ તેઓ સાઠોદરા નાગર ગૃહસ્થ હતા ૧૮૭૩ મા તેમણે બી એ ની પદવી લીધી તથા ૧૮૮૦ મા એલ એલ બી ની પરીક્ષા પસાર કરી હતી ઇ સ ૧૮૬૭મા તેમનુ લગ્ન મણિલક્ષ્મી નામની કન્યાસાથે થયુ હતુ મૅટ્રિકની પરીક્ષા પસાર કર્યા પછી તુરત જ તેમણે અંગ્રેજીમા "patriots Vision" નામનો લેખ લખેલો, તથા 'આર્યોત્કર્ષ' પણ તેજ અરસામા રચેલુ ૧૮૭૬ મા કૌમુદી માધવ નુ ખડકાવ્ય લખેલુ ૧૮૮૦નાઅરસામાતેમણે 'નાગર ઉદય' માસિક કાઢવા માંડેલુ ઇ સ ૧૮૮૨ મા તેમની સહાયતાથી સુરતમા 'પ્રજાહિતવર્ધકસભા' સ્થાપવામા આવેલી ત્યારબાદ તેઓએ વડોદરા રાજ્યની નોકરી સ્વીકારેલી ઇ સ ૧૮૮૯મા તેમને વડોદરા રાજ્યતરફથી સ્ટૉકહોમમા ભરાયલી ઓરિયન્ટલ કોન્ગ્રેન્સમા પ્રતિનિધિ રૂપે મોકલવામા આવેલા ત્યા તેમણે પોતાની વિદ્વત્તાથી સઘળા યુરોપીયન પડિતોને છક કરી નાખેલા, અને પરિણામમા તેમને ચાદ તથા 'ડૉકટર ઑફ લિટરેચર અને આર્ટ્સ' ની પદવી પણ પ્રાપ્ત થયલા 'પાલી ટેક્સ્ટ સોસાયટી'ના, લંડનની 'રોયલ એશિયાટ

ટિક સોસાયટી'ના તથા 'ઍન્થ્રોપોલોજિકલ સોસાયટી'ના તેઓ સભાસદ ચુટાયા હતા જર્મનીના બર્લિન શાળામંડળે તેમને પી એચ ડી ની પદવી આપેલી ઇ સ ૧૮૯૩ મા મુબઈના શાળામંડળે તેમને વિલ્સન 'ફાઇલૉલૉજિકલ લેક્ચરર' નીમેલા. રા હરિલાલ ધ્રુવનુ સસ્કૃત જ્ઞાન એટલી તો ઉચ્ચ કોટિનુ હતુ કે, ડૉ પિટર્સન, પ્રો ડ્યૂમન તથા ડૉ રોસ્ટ જેવા વિદ્વાનો તેમના મિત્રરૂપ થઇ રહ્યા હતા તેમને પુરાણી વસ્તુઓની શોધખોળ કરવાનો ઘણો શોખ હતો, અને તેથી તેમણે તામ્રપત્રો, શિલાલેખો વગેરે શોધી કાઢી, યુરોપના પત્રોમા પ્રકટ કરી કીર્તિમાળા પહેરેલી હતી

તેમની સાહિત્ય પ્રવૃત્તિ વિષે બોલતાં, અમારે જણાવવુ જોઇએ કે, તેઓ એક ઉચ્ચ પ્રકારના નવી શૈલીના અનુયાયી કવિ હતા ઇ સ ૧૮૮૬ મા તેમણે '<u>વસતવિલાસિકા</u>' તથા '<u>કુંજવિહાર' ના કાવ્ય ગ્રથો પ્રસિદ્ધ</u> કર્યા હતા. તે ઉપરાત તેમણે રચેલા અનેક કવિતાઓમાથી '<u>પ્રવાસપુષ્પાંજલિ' ન મનોહર કવિતાસગ્રહ</u> તેમની હયાતી બાદ તેમના સાહિત્યવિલાસી પુત્ર સુમનસે છપાવી પ્રસિદ્ધ કરેલો છે તેમની કવિતાઓ <u>રસાનુભવનુ દર્શન કરાવનારી, લાલિત્યમયી તથા</u> સારા <u>સરસ વાણી, માદક છતા સરલતા આપ</u>તા તરફ મનનુ વલણ હોય એવુ દેખાય છે તે સિવાય તેમણે '<u>બાહ્રગ્રન્થોનુ" ભાષાન્તર કરેલુ</u>' છે પણ તે અપ્રસિદ્ધ છે '<u>આહારમીમાસા</u>' નામના તેમનો લખેલો સુપ્રસિદ્ધ <u>ચન્દ્ર</u>' માસિ

કના તેઓ તત્રી હતા ગુજરાતી સાહિત્યમા ડૉ ધ્રુવનુ નામ સન્માને માટે રહી ગયુ છે ઇ સ ૧૮૯૬ મા પાસાના દર્દથી તેમનુ મરણ થયુ છે તેમના પુત્ર રા સુમનસૂના કહેવા મુજબ ડૉ. ધ્રુવના અપ્રસિદ્ધ લેખો ઘણા છે, અને તેઓ જો પ્રસિદ્ધિને પામશે તો સાહિત્યના ઇતિહાસ ઉપર કંઇક અધિક પ્રકાશ પડવા પૂરતો સભવ છે.

## છોટાલાલ જાદવરાય મજમુંદાર.

છોટાલાલનો જન્મ જૂનાગઢમા ઇ સ. ૧૮૫૭ મા થયો હતો તેમની માતાનુ નામ રાજી હતુ જ્ઞાતિએ વડનગરા નાગર ગૃહસ્થ હતા તેઓ વડોદરા રાજ્યના મજમુદાર તથા છઠ્ઠા વર્ગના તાલુકદાર હતા તેથી છોટાલાલના જન્મ સમયે કુટુબ ઘણુ આનદ હતુ તેમનુ લગ્ન સ્વ સુજ્ઞ ગોકુલજી ઝાલાની પુત્રી છોટી સાથે ઇ સ. ૧૮૭૩ મા થયુ હતુ તેમણે ગૂજરાતી સાથે અગ્રેજી ચોથા ધોરણ સુધી અભ્યાસ કરી જૂનાગઢ રાજ્યની નોકરીમાં મરણ પર્યન્ત જી-દગી ગાળેલા, અને તે દરમીયાન રાજા પ્રજાની પ્રીતિ સપાદન કરેલી હતી ઇ સ. ૧૮૭૧ થી તેમને પોતાના મિત્ર રા વેણીશકર ઢેબરના સહવાસથી કવિતા રચવાનો છદ લાગેલો ઈ. સ ૧૮૯૨ ના વર્ષમા તેમને વાંસા ઉપર અદીઠ ગુમડુ થઇ આવ્યુ, અને છેવટે ઇ સ. ૧૮૯૬ માં તેજ વ્યાધિમા સ્વર્ગવાસ કરેલો. તેમને લખવા

વાંચવાનો અત્યંત શોખ હતો, અને જૂનાગઢ રાજ્યમાં ઠામ ઠામ પુસ્તકાલયો તથા કન્યાશાળાઓ સ્થાપવામાં તેમણે બનતી સહાયતા પ્રજાજનોને આપેલી. તેમણે (૧) ખેતીવાડીનું પુસ્તક, (૨) નેક સલાહકાર, (૩) ભક્તિવિનોદ, (૪) સં. ૧૯૩૫ ની સાલનો દુઃખદાયક હેવાલ, (૫) બાળલગ્ન નિષેધક કાવ્ય, (૬) મિત્રવિલાસ, (૭) નાળિએરી અને નીતિની ગરબાવળી (૮) બાળ ગરબાવળી, વગેરે ગદ્યપદ્યાત્મક પુસ્તકો રચી પ્રસિદ્ધ કરેલાં છે; અને તેમનાં રચેલાં (૧) રામાયણનો સાર, (૨) કેળવણી નિબંધ, (૩) કવિત તથા ભેત, (૪) બાળ પાઠ વગેરે કેટલાંક પુસ્તકો અદ્યાપિ પર્યન્ત અપ્રસિદ્ધ સ્થિતિમાં પડેલાં છે. તેઓ સંસાર સુધારાના હિમાયતી હતા, અને સૌરાષ્ટ્રદર્પણ વગેરે માસિકોમાં પણ લખતા હતા. તેઓ પોતાની પાછળ એક વિધવા તથા ચાર પુત્રીઓ મુકી ગયલા છે.




અભેદમાર્ગ પ્રવાસી મણિલાલનો જન્મ ઇ. સ. ૧૮૫૮ માં નડિયાદમાં થયો હતો. તેમને અંગ્રેજી નિશાળમાં દાખલ થયાબાદ સ્વ. બાલાશંકર સાથે દોસ્તી બંધાવા લાગેલી. બાલાશંકરની દોસ્તીથી મણિલાલને કવિતા કરવાનો છંદ થઈ આવ્યો, અને તે બન્ને યુવકોએ 'સ્વસુધારક' મંડળ સ્થાપી સાહિત્યચર્ચા ચલાવવા માંડી. પંદર વર્ષની વયે મણિલાલે "પ્રાર્થનાસમાજ" નામની મંડળી સ્થાપી, અને તેમાં અમદાવાદવાળી પ્રાર્થના સમાજની તથા બાલાશંકરની કવિતાઓ ગવાવા લાગી. ઇ. સ. ૧૮૭૬ માં તેમણે મૅટ્રિક્યુલેશનની પરીક્ષા પસાર કરી. દરમીયાન પેલી 'સ્વસુધારક' સભા વિસ્તાર પામી 'સાઠોદરા જ્ઞાતિ શુભેચ્છક સભા' ના રૂપમાં બદલાઈ ગઈ, અને સંસારસુધારાના વિચારો થવા લાગ્યા. 'પ્રાર્થનાસમાજ' ઉપર તાળું મરાયું; પરન્તુ કવિતાનો પ્રવાહ ખળાયો નહિ, અને ૧૮૭૬ માં મણિલાલે 'શિક્ષાશતક' નામની નાની ચોપડી પ્રસિદ્ધ કરી બાલાશંકરને અર્પણ કરી. આ સભાના પરિણામમાં મણિલાલમાં પ્રાચીન આસ્તિકતાનાં બીજ રોપાયાં; અને તેમણે ત્રિકાળસન્ધ્યા કરવા માંડી. પછી મણિલાલ આગળ અભ્યાસ કરવા મુંબઈ જઈ એલ્ફિન્સ્ટન કૉલેજમાં દાખલ થયલા, અને ઈ સ. ૧૮૮૦-૮૧ માં બી. એ. ની પરીક્ષા ઉંચે નંબરે પસાર કરેલી. પછી તેજ કૉલેજમાં 'ફેલો' તરીકે નિમણૂક થઈ, અને તેવી સ્થિતિમાં રહેતાં તેમણે સંસ્કૃત તથા પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનનો અભ્યાસ વધારી દીધો. તે વખતે તેમણે 'માલતી માધવ' નું ભાષાન્તર કરી પ્રસિદ્ધિમાં મુકેલું. પછી નડિયાદમાં ઍસિસ્ટંટ શિક્ષક નિમાયા, અને ત્યારબાદ મુંબઈની મ્યુનિસિપલ ગૂજરાતી નિશાળોના ડે. એજ્યુ. ઇન્સ્પેક્ટરની જગ્યા ઉપર ગયલા. આ અરસામાં તેમણે મહાકવિ ભવભૂતિકૃત 'ઉત્તરરામ ચરિત' નું ભાષાન્તર ગુજરાતીમાં કરી પ્રસિદ્ધિમાં મુકયું. વળી 'કાન્તા' નાટક પણ લખ્યું, અને મણિલાલનું સાક્ષરજીવન

પકાવા લાગ્યુ નવનરામાદિ સાહિત્યકારો તેમની નોંધ લેવા લાગ્યા મુંબઈમા રહી અનેક સસ્થા ઓમા ભાગ લેવા મંડેલા, અને બુદ્ધિવર્ધકસભા, તથા 'ટીચર્સ એસોસિએશન'ના પણ તેઓ અગ્રણી થઈ પડેલા માસિકપત્રોમા પણ લખવા લાગ્યા, અને પ્રાગુવિનિમયના પ્રયોગો પણ અનુભવવા મંડ્યા ઇ સ ૧૮૮૫ માં ભાવનગરની સામળદાસ કૉલેજમા સસ્કૃતના અધ્યાપક નિમાયા, અને તેમણે 'પ્રિયવદા' નામનુ સ્ત્રીવિષયક માસિક કાઢવા માડેલુ પાશ્ચાત્ય સુધારાના ઘોષ પડતા હતા તેથી પ્રાચીન આર્યત્વને ટકાવી રાખવા તેમણે 'નારીપ્રતિષ્ઠા' નુ પુસ્તક લખી કાઢયુ 'રાજ્યોગ' અગ્રેજીમા લખી તે સમયેજ બહાર પાડ્યો, અને તેની કીર્તિ યુરોપ સુધી ગવાઈ મુબઈ સરકારે તર્કકૌમુદીનો ન્યાયગ્રથ અગ્રેજી ટીકા સાથે તેમની કને સપાદિત કરાવ્યો, અને મણિલાલ સસ્કૃત પડિત તરીકે પકાવા લાગ્યા લિટનકૃત 'ઝેનોની' નુ અનુકરણ કરી તેમણે 'ગુલાબસિંહ' નામની બોધપ્રધાન, તત્ત્વજ્ઞાનવિષયક, ઉદાત્ત શૈલીમા એક નવલકથા લખી નાખી, અને 'પ્રિયવદા' ને 'સુદર્શન' ના રૂપમા ફેરવી નાખ્યુ અને તેમાં શ્રીમદ્ 'ભગવદ્ગીતા' નું ગુજરાતી ભાષ્ય લખી પ્રસિદ્ધ કરવા માડેલુ પછી ભાવનગરની નોકરી છોડી, સાહિત્યસેવાવલબી થઇ રહેવાનો તેમણે નિશ્ચય કર્યો, અને વડોદરા રાજ્ય તરફથી તેમને ગ્રંથો લખવાનુ તથા પ્રાચીન ગ્રથોનુ સશોધન કરવાનુ કામ સોપવામા આવેલુ પરન્તુ વડોદરાનું કામ કરતા તેમનુ મન કારણવશાત્ ઉઠી ગયુ, અને તેમણે તે કામ પાતુ મેલ્યુ ઇ સ ૧૮૯૮ માં તેમણે સ્વર્ગવાસ કરેલો, તેઓ પોતાની પાછળ એક પણ સતાન મુકી ગયા નથી.

મણિલાલ તત્ત્વદર્શી સાહિત્યકાર હતા, એટલે તેમના લેખોને તત્ત્વદર્શનનો લેપ લાગેલો તો છેજ. બ્રહ્મસૃષ્ટિ કરતા મનુજ હૃદયને પોતાના લેખોમા પ્રાધાન્ય આપે છે જીવિતના પરમ હેતુ પુરૂષાર્થને તેઓ આગળ ધરનારા છે. તેઓ જ્ઞાની હતા–કવિ હતા, અને તેથી તેમના કિરણો બાહ્યાન્તર જગતનો અચ્છી રીતે સ્પર્શ કરી શકેલા છે તેમની કવિતાઓમા ભાવનાઓનુ બળ વિશેષ જોવામા આવે છે. 'પ્રેમજીવન' તથા 'અભેદોર્મિ' ના કાવ્યો તો આન્તરજીવનનોજ મહિમા લલકારે છે ઉન્નત વિચારોથી અને રસમય શૈલીથી તેમના કાવ્યો રેખઝેખ બની રહેલા છે તેમની બનાવેલી કેટલીએક ગઝલો તો સુપ્રસિદ્ધિને પામી ચૂકેલી છે. બાનાશકરનુ ફારસી તત્ત્વ તેમા પ્રવેશ કરી ગયલુ દેખાય છે. એ બધુ છતા પણ મણિલાલની કીર્તિ જેટલી તત્ત્વજ્ઞાની તરીકે રહી જવાની છે તેટલી અન્ય નામે રહેવાની નથી

મણિલાલ સસારસુધારક હતા, પરન્તુ તે કેવળ નવીન પક્ષના નહિ પ્રાચીન મતને તેઓ સ્વીકારતા હતા, પરન્તુ અધશ્રદ્ધાથી નહિ "પ્રાચીન પક્ષ જ્યા સુધી વર્તમાનની યથાર્થ ગણના કરી ભવિષ્યનુ દર્શન પામ્યાવિના કેવળ પ્રાચીન એ નામનેજ પૂજે છે ત્યા સુધી તે કલ્યાણથી અતિ વિદૂરજ છે" એવુ તેમનુ માનવુ હતું.

સંસારસુધારાના વિષયમાં તેઓ સ્ત્રી સુધારણાના' વિષયને અગ્રસ્થાન આપતા.

તેઓ ' સ્ત્રીને ઘરની દેવી અને પુરૂષને બહારનો રાજા ગણતા હતા. પ્રાચીન વર્ણાશ્રમને તેઓ માન આપતા, પરન્તુ હાલમાં દેખાતા પેટા જ્ઞાતિભેદોને દૂર કરવા તેમનો પ્રયાસ ચાલતો હતો. નીતિ તથા ધર્મના વિષયમાં તેમણે બતાવેલા વિચારો મનન કરવા યોગ્ય છે. તેમના ' ચારિત્ર ' તથા ' બાળવિલાસ ' નામના ગ્રંથો જોવાથી તેમની અદ્વૈતભાવનાનું જ્ઞાન થઇ આવશે. ધર્મ તથા નીતિના પ્રદેશો, તેમના મત પ્રમાણે જૂદા જૂદા ન હતા.

એ સિવાય મણિલાલની સાહિત્યસેવા પણ જોવા જેવી છે. ગૂજરાતી ગિરા-સુંદરીનું કલેવર સુઘટિત કરવાના તેમના પ્રયત્નો ' સુદર્શનગદ્યાવલિ ' નામના તેમની પાછળ હાલમાંજ પ્રસિદ્ધ થયેલા કદાવર ગ્રંથમાંથી દૃષ્ટિગોચર થાય છે. આ પુસ્તકમાં ધર્મ, પ્રથા, ગૃહ, રાજ્ય, પ્રાસંગિક, સાહિત્ય, ચરિત્રો, લોકવૃત્ત તથા ગ્રંથાવલોકનને લગતા અસંખ્યેય વિષયો નજરે પડે છે. તે સર્વ વિષયે અત્ર બોલી શકાય તેમ નથી. તથાપિ તે સર્વેનું નિરીક્ષણ કરતાં એટલું તો કહેવુંજ પડશે કે, મણિલાલમાં તર્કજાળ રચવાની શક્તિ અદ્ભુત હતી. ભાષાશાસ્ત્રીઓને ' ગૂજરાતના લેખકો ' નામનો લેખ મનનીય થઈ પડશે. મણિલાલ સ્વભાવે કેટલા નીડર, સ્પષ્ટવક્તા તથા નિષ્પક્ષપાત હતા, તથા તેમનું જ્ઞાન કેટલાં વિષયો પરત્વે કેટલુ ઉંડું હતું તથા તેમની બુદ્ધિ કેટલા ઐશ્વર્યવાળી, ઉચ્ચગામી તથા વિશાળ હતી એ બધી બાબતોનો નિર્ણય, માત્ર તેમના સરલ ભાષામાં સચોટ છાપ પાડે તેવા લેખો વાંચવાથીજ સમજાય તેમ છે. તેમનો કાર્યપ્રદેશ માપી ન શકાય તેટલો વિસ્તીર્ણ હોઈ તેમને ગુર્જરત્રિપુરાદેવીના મુકુટના ચળકતા મણિ કહ્યા વિના ચાલી શકે તેમ નથી.

## બાલાશંકર ઉલ્લાસરામ.

મરત કવિ બાલાશંકરનો જન્મ ઇ. સ. ૧૮૫૯ માં નડિયાદ વિષે થયો હતો. ' તેમના પિતાનું નામ ઉલ્લાસરામ હતું; જ્ઞાતિએ તેઓ સાઠોદરા નાગર ગૃહસ્થ હતા, અને તેમની અવટંક કન્યારિયા હતી. જન્મ સમયે કુટુંબ સ્થિતિ સારી હતી. બાલાશંકરે પાંચ વર્ષના વયે ગૂજરાતી ભણવા માંડેલું, અને દશમે વર્ષે અંગ્રેજી અભ્યાસ શરૂ કરી એફ. એ. સુધી પહોંચેલા હતા. બાલાશંકરે પોતાના વિદ્યાર્થીજીવનમાંજ કવિતા કરવા માંડેલી, અને ' સ્વસુધારક ' મંડળ સ્થાપી સ્વ. મણિલાલ વગેરે સાથે રહી સાહિત્યચર્ચાને જન્મ આપેલો. ચારેક વર્ષ સરકારી નોકરી કર્યા બાદ જનસમાજની સેવા કરવાના સદ્વિચારથી પ્રેરાઈ તેમણે નોકરીનું રાજીનામું આપી દીધેલું હતું.

ઇ. સ. ૧૮૭૩ માં તેમણે ' કૃષ્ણમહોદય ' નામનું માસિક પ્રકટ કરવા માંડેલું; અને વૈષ્ણવ સંપ્રદાયને લગતા લેખો તેમાં લખવા માંડેલા.

ઇ સ. ૧૮૮૭ માંથી તેમણે “ભારતીભૂષણ” નામનુ ત્રિમાસિક સપાદિત કરવાનો આરભ કરેલો, અને તેમા પ્રસિદ્ધ, અપ્રસિદ્ધ પ્રાચીન વ્રજ તથા ગૂજરાતી ગદ્ય પદ્ય ગ્રથોનુ વિવરણુ થવા લાગ્યુ હતુ ‘બેનીબાલ સાહિત્યસિન્ધુ’ નામથી તેમણે એક અપૂર્ણ વ્રજ ગ્રથ સપૂર્ણ કરવા પ્રયાસ માડેલો ‘કાવ્ય પ્રકાશ’ તથા ‘સાહિત્ય દર્પણ’ ના સસ્કૃત અલકારશાસ્ત્રના ગ્રથોનુ ભાષાન્તર કરવાનુ પણુ તેમણે શરૂ કરેલુ. વળી ફારસી સાહિત્યમાંથી ઉત્તમ કવિઓની ગૂજરાતી ભાષાદ્વારા જનસમાજને ચખણી કરાવવાનો ભગીરથ પ્રયત્ન પણુ કરવા માડેલો તેઓ પોતે ફારસી તથા ઍરબિકના અભ્યાસી હતા હાફેજનુ ચરિત્ર પણુ તેમણે પ્રકટ કરવા માડેલુ, એટલુ તો નહિ પરન્તુ ફારસી શાયરોની ગઝલોનુ ગૂજરાતી ભાષામા રસિક અનુકરણુ કરી, ગૂજરાતી પ્રજામા તે તત્ત્વપ્રથમ તેમણેજ દાખલ કરેલ છે. ગૂજરાતના સુપ્રસિદ્ધ સાક્ષરો પણુ તેજ માસિકોદ્વારા પોતાના લેખો પ્રસિદ્ધિમા મુકતા હતા, એજ વાત તે પત્રની પ્રતિષ્ઠાનો પુરાવો છે ગૂજરાતનો ઈતિહાસ બ્હાર લાવવાના વિચારથી તેમણે ‘મિરાતે સિકદરી’નુ ગૂજરાતી ભાષાન્તર આદરેલુ, પરન્તુ તે તેમને હાથે સપૂર્ણ થવા પામ્યુ નથી એ ઇતિહાસ ‘ભારતીભૂષણ’ દ્વારા સપૂર્ણ પ્રકટ નહિ કરી શકાય એવુ લાગ્યાથી, તેમણે જૂનાગઢ રાજ્યના ઉદાર આશ્રયથી અનેક ફારસી-નિપુણોની મદદથી ફારસી ભાષામા લખાયલા અનેક ઇતિહાસો ઉપરથી એક ‘ઇતિહાસમાલા’ નામનુ સચિત્ર માસિક પત્ર કાઢવા માડેલુ હતુ, અને ઇતિહાસ જ્ઞાનને પરિપૂર્ણ બનાવવા અર્થે તેમણે પ્રાચીન લેખો, સિક્કાઓ વગેરેનો પણુ મહાભોગે અચ્છો સગ્રહ કરી લીધો હતો આ સર્વ પ્રવૃત્તિઓ ઉપરાત તેમણે ‘કર્પૂર મજરી’ તથા ‘મૃચ્છકટિક નાટક’ ના ભાષાન્તરો કરેલા, તથા હિદીભાષામાં લખાયલા કવિ હરિશ્ચદ્ર વિરચિત ‘ચન્દ્રાવલી નાટક’નુ પણુ ભાષાન્તર કરેલુ આ સર્વ પ્રયત્નો-ભાષાન્તરો કરતા પણુ બાલાશકરનુ નામ બીજી એક વાતથી અમરત્વ પામી ગયુ છે તેમની લાવણ્યમય, મધુર તથા ઉડા વિચારવાળી કવિતાઓ ગૂજરાતના કવિતા-સાહિત્યમાં અદ્વિતીય ગણાઇ છે સગીતના વિષયમાં તે ઉસ્તાદરૂપ હતા ‘સૌન્દર્ય લહરિ, કલાન્ત કવિ વગેરે તેમના કાવ્યો તેમની પ્રાસાદિક બુદ્ધિનુ આપણને ભાન કરાવે તેમ છે તેમની શૈલી નવા પ્રકારની છે. પાશ્ચાત્ય વિદ્યાના રગથી રગાયલા કવિત્વને ફારસી ભાષાની મીઠાશ તથા મસ્તી અર્પવાનુ બધુ માન બાલાશકરને ઘટે છે. “મહામસ્તાન જ્ઞાનીના મગજમા તાર જૂદો છે” એ પક્તિમાથી નીકળતો ધ્વનિ કવિના મનનુ ચિત્ર આપવાને બસ છે. ‘બોધ’ નામનુ તેમનુ કાવ્ય તેમના મનની વૃત્તિઓને બતાવી આપનાર છે. તે “નિજાનદ”ની “મસ્તીમાં મજા” લેતા હતા તેથી લોક-સ્તુતિ કે-લોક નિન્દાની તેમને થોડી દરકાર હતી.

તેમણે લોઢાના બીડનુ મ્હોટુ કારખાનુ કાઢેલુ, પરન્તુ વ્યાપારમા તેમણે વિદ્યાવિલાસોને છોડી દીધા નહિ તે કારખાનામા તેમને મ્હોટી ખોટ ગયલી, પરન્તુ તે તેમણે સહી લીધી હતી તેમનુ મરણુ ઇ સ. ૧૮૯૮ મા થયુ છે



## ચમનરાય શિવશંકર વૈષ્ણવ.

એમનો જન્મ ઇ. સ. ૧૮૬૧ માં જૂનાગઢમાં થયો હતો. જ્ઞાતિએ વડનગરા નાગર ગૃહસ્થ હતા. નાનપણથીજ બહુ શાન્ત સ્વભાવના હતા. કુટુમ્બની સ્થિતિ ગરીબ હોવાથી તેમનો અ ગ્રેજી અભ્યાસ મેટ્રીક સુધીજ થયો હતો. પછી જુનાગઢના કેળવણી ખાતામાં ટુંક પગારથી નોકર રહેલા. નોકરી કરતાં તેમણે અંગ્રેજી, સંસ્કૃત, વૈદ્યક અને સંગીતનું સારૂં જ્ઞાન સંપાદન કરેલું. સંવત ૧૯૪૯ માં તેમનું લગ્ન જૂનાગઢમાંજ મણિગૌરી નામની સ્ત્રી સાથે થયેલું. જુનાગઢની નોકરી ઠીક નહિ પડવાથી તેઓ મુંબઈ ગયલા અને ત્યાં પ્રથમ " આર્યધર્મપ્રકાશ " ના તન્ત્રી નિમાયા હતા. પરંતુ મુંબઇમાં પ્લેગ ફાટવાથી સ્વ. મનઃસુખરામભાઇના આગ્રહથી નડીઆદ જઈ છએક માસ રહ્યા; એટલામાં પોતે દુષ્ટ પ્લેગના પંજામાં સપડાયા. તેમાંથી આરામ થયા પછી પાછા મુંબઈ ગયા અને "આર્યધર્મપ્રકાશ" તથા " વિવેચક"ના અધિપતિ નિમાયા. અને સાથે સાથે પોતા તરફથી પણ " વિદ્યાર્ક " નામનું ચોપાનીયું પ્રસિદ્ધ કરવા માંડેલું, પરંતુ તે એક વર્ષ ચાલ્યા પછી બંધ થયું હતું.

તેમણે સૌથી પહેલાં એટલે સંવત ૧૯૪૭ માં જૂનાગઢના રાજ્યાશ્રયથી ' મુક્તાફળ ' નામનું પુસ્તક પ્રસિદ્ધ કરેલું અને ત્યારપછી શ્રીમદ્ ભગવતનું ભાષાન્તર કરીને તેમણે " સુવિચાર દર્શક મંડળી " ને આપેલું. મુંબઇના પ્લેગથી તેઓ અમદાવાદ ગયા અને ત્યાં તેમણે સાહિત્યજીવન ગાળવા માંડયું. ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના સેક્રેટરી નીમાઇ તેમણે " ઔષધી કોષ " પ્રથમ ભાગ સોસાયટી તરફથી ૧૯૫૬ માં પ્રસિદ્ધ કર્યો. સંવત ૧૯૫૭ માં સ્વ. માધવલાલ રણછોડભાઇના આશ્રયથી તેમણે માનવયંત્ર, જીવોત્પત્તિ, બાલયૌવન, અંગબળ, નીતિનિયમ, અને ગૃહસ્થાશ્રમ એમ છ પુસ્તકો લખી બહાર પાડ્યાં; પરંતુ તબીયત સારી ન રહેવાથી પાછા વતનમાં ગયા ને મૂળ નોકરી સંભાળી. આ વખતે ખાનગી વખત મેળવી તેમણે કેટલાંક પુસ્તકો લખ્યાં તથા 'હરિવંશ' અને ' ભાવપ્રકાશ ' નાં ભાષાન્તર એક બુકસેલરની માગણીથી તેને કરી આપ્યાં. વળી તેમના લેખો આર્યધર્મપ્રકાશ, બુદ્ધિપ્રકાશ, વિવેચક, સમાલોચક, વૈદ્યકલ્પતરૂ, વસંત અને સુદર્શન વિગેરે ચોપાનીયાંમાં તેઓ આપતા તે પ્રસંગોપાત પ્રસિદ્ધ થતા હતા. તેમણે લખી રાખેલાં પુસ્તકોઃ—( ૧ ) સિદ્ધાંત શિરોમણિ બે ભાગ, ( ૨ ) ધાતુક્ષય બે ભાગ, ( ૩ ) નેનસુખ ભાષાંતર, ( ૪ ) જ્યોતિષસાર, ( ૫ ) ઋગ્વેદસંહિતા, ( ૬ ) જ્યોતિષચક્ર, ( ૭ ) ઇશોપનિષદ્, ( ૮ ) સંસ્કૃત સંજ્ઞા, ( ૯ ) નિત્યકર્મ, ( ૧૦ ) જીવ પ્રક્રિયમ સંસ્કૃત, ( ૧૧ ) પદાર્થજ્ઞાન, ( ૧૨ ) શારીરવિદ્યા, ( ૧૩ ) પ્લીનીકૃત પ્રકૃતિ, ( ૧૪ ) ન્યાયસૂત્ર, ( ૧૫ ) રસરત્નાકર, ( ૧૬ ) ઔષધી કોષ ભાગ ~

( ૧૭ ) શાસ્ત્રીય કોષ, ( ૧૮ ) જ્યોતિ કોષ, (૧૯) શારીર કોષ, ( ૨૦ ) ભૂગોળ કોષ, ( ૨૧ ) રસાયન કોષ, ( ૨૨ ) ભૌતિક કોષ, ( ૨૩ ) દાર્શનિક કોષ, ( ૨૪ ) ગણિત કોષ. વિગેરે પૂર્ણ છે. આ સિવાય ભાવપ્રકાશ, રસેન્દ્ર ચિંતામણી, શાર્ઙ્ગધર સંહિતા, સુશ્રુત સંહિતા, ચરક સંહિતા, વાગ્ભટ,—અષ્ટાંગ, આ પુસ્તકોની ગુજરાતીમાં નોટ કરેલી છે. ઇંગ્લીશમાં કવોટેશન્સ, પ્રીસ્ક્રીપશન્સ, એનીમલ્સ, પંચાક્ષરસ્તોત્ર ટીકા, અને અગસ્ત્ય એ પુસ્તકો લખેલાં છે. આ શિવાય શાળાઓમાં ચલાવવાને પાળેલાં પ્રાણીઓ, કુદરતના બનાવો અને હવા વિષે, પદાર્થ પાઠાવળી ૩ ભાગ અને નીતિયુકત વાર્તા સંગ્રહ એ પુસ્તકો પણ લખેલાં છે. તેઓ કવિતા પણ લખતા તેઓ થીઓસોફીસ્ટ અને વેદાંતી હતા. તેમણે જૂનાગઢ મજમુંદાર મણિશંકર જટાશંકર કીકાણીનું જીવનચરિત્ર લખેલું છે. તેઓ ૧૯૬૫ ના માઘ માસમાં ગુજરી ગયા છે, અને તેમની પાછળ તેમનાં અનાથ વિધવા વિના કોઇ નથી.



## શ્રીમાન્ છોટાલાલ જીવનલાલ.

શ્રીમાન્ છોટાલાલનો અમદાવાદ સમીપ આવેલા ઉનાવા બાવળા નામના ગામ ઈ. સ. ૧૮૬૧ માં જન્મ થયો હતો. જ્ઞાતિએ તેઓ દશા શ્રીમાળી વણિક હતા. પિતાની સ્થિતિ મધ્યમ પ્રકારની હતી. તેમનું લગ્ન વીરમગામમાં કરવામાં આવ્યું હતું. સારું ગુજરાતી શિક્ષણ પામીને તેઓએ અંગ્રેજીનો અભ્યાસ કરી મેટ્રિક્યુલેશનની પરીક્ષા પસાર કરી હતી. મૂળથી વાંચવાનો તેઓને ઘણો રસ હતો, અને જે કંઈ વાંચવામાં આવતું તેનો બહુ મનનપૂર્વક અભ્યાસ કરવાનો પણ મૂળથીજ સ્વભાવ હતો.

વિદ્યાર્થી અવસ્થામાંથી જ તેઓને આત્મશ્રેય તથા જનશ્રેયપ્રતિ અભિરુચીપૂર્વક આગ્રહ હોવાથી તેઓ એ અવસ્થામાંથી જ કંઇ પણ વ્યાખ્યાન થવાનું જાણવામાં આવતાં ત્યાં જતા. કોઇ મોટા પુરુષ અમદાવાદમાં આવેલા જાણે તો તેને મળતા. પ્રતાપચંદ્ર મજમુંદારને તેઓ નાની વયમાંજ મળવા ગયા હતા. અમદાવાદની પ્રાર્થનાસમાજમાં પણ જતા. રા. બા. મહિપતરામ રૂપરામ તથા રા. સા. ભોળાનાથ સારાભાઇ વગેરે સુધારકોના અગ્રણી મંડળપ્રતિ પણ તેઓ જતા.

અભ્યાસકાલમાં જ તેઓએ ઇ. સ. ૧૮૭૮ માં અમદાવાદમાં 'ગુર્જરોદ્ધારક સમાજ' નામની સભા સ્થાપી હતી. તેમના શાલાના વિદ્યાર્થીઓએ પરસ્પર મળીને તેનો આરંભ કર્યો. ક્રમથી તેમાં બીજા મોટા મનુષ્યો પણ ભાગ લેતા થયા હતા. એ સભામાં ઘણે ભાગે શ્રીમાન્ છોટાલાલનાં જ વ્યાખ્યાનો થતાં. લગભગ ૧૪-૧૫ વર્ષથી તેઓને કવિતા લખવાનો અભ્યાસ હતો.

લગભગ ૧૭ વર્ષની વયે તેઓને વડોદરા હાઇસ્કુલમાં શિક્ષકની નોકરી મળી હતી. તેમાંથી થોડો વખત વડોદરામાં ચાલતી ' સરદાર સ્કુલ ' માં બદલી થઇ ત્યાંથી પુનઃ હાઇસ્કુલમાં

આવવું થયું હતું. તેઓ ગૂજરાતી દ્વિતીયભાષા ના શિક્ષક હતા. છેલ્લાં આઠેક વર્ષથી તેઓએ તે નોકરી છોડી દીધી હતી.

વડોદરામાં નોકરી મળ્યા પછી થોડા જ વખતમાં તેઓનો શ્રીમન્નૃસિંહાચાર્યજી સાથે સમાગમ થયો હતો.સહજ પરિચયમાં આવતાં જ પોતાના સદ્ગુરુ શ્રીમન્નૃસિંહાચાર્યજીની પ્રત્યેક પ્રકારની સેવા કરવાનું તેઓએ સ્વીકારી લીધું. શ્રેયસ્સાધકઅધિકારિ વર્ગની વ્યવસ્થાનું કાર્ય મૂલથીજ શ્રીમાન્ છોટાલાલના વ્યવસ્થાપકપણા નીચે ચાલ્યું આવ્યું હતું. શ્રીમન્નૃસિંહાચાર્યજીના ગ્રંથોને પ્રસિદ્ધ કરવાનું સઘળું કાર્ય તેમણે જ કર્યું છે. તેમના આગ્રહથી જ શ્રીનૃસિંહાચાર્યજીની લેખન પ્રવૃત્તિ વિશેષ વિસ્તારને પામી હતી. શ્રેયસ્સાધકવર્ગની જે આજ ખ્યાતિ અને પ્રસિદ્ધિ છે, તેનો શ્રીનૃસિંહાચાર્યજીથી દ્વિતીય યશ તેમને જ છે. સદ્ગુરુશ્રીના સ્વરૂપાવસ્થાન પછી તેમણે જ વર્ગની ઉન્નતિનું પ્રધાન કાર્ય કર્યું છે. તન, મન તથા ધનના સંપૂર્ણ ત્યાગપૂર્વક તેઓએ સદ્ગુરુ તથા વર્ગની સેવા કરી છે. તેઓ શ્રીનૃસિંહાચાર્યજીના મુખ્ય શિષ્ય હતા.

તેઓનો પાશ્ચાત્ય દેશોમાં પણ અનેક પ્રસિદ્ધ વિદ્વાનો સાથે સંબંધ હતો. તેમને ત્યાંથી કેટલીક શાખાઓ તરફથી ઉચ્ચ પ્રકારની તે શાખાના મુખ્ય તરીકેની પદવી પ્રાપ્ત થઇ હતી. The Philosophers of the Living Fire of the Western World નામની સંસ્થામાં તેઓને Deputy Grand Rabboriનું ઉત્કૃષ્ટ પદ આપ્યું હતું. તે જ પ્રમાણે Radio-activity ની નવી શોધ કરનાર પ્રસિદ્ધ વિદ્યાભિજ્ઞ Dr. Orville Leach (ડૉ. ઑરવાઇલ. લીચ) તરફથી હિંદુસ્થાનના પોતાની શાખાના તેઓને Master of the Livingstonian Philosophy નું પદ આપવામાં આવ્યું હતું. આ વિના પણ બીજી વિવિધ વિદેશી શાખાઓમાં તેમને ઉચ્ચ પદ પ્રાપ્ત થયાં હતાં.

શ્રીમાન છોટાલાલનો કંઇક કંઇક કાવ્ય તથા ગદ્ય લખવાનો આરંભ તો તેમની ૧૪-૧૫ વર્ષની વયથી જ હતો. ત્યાર પછી ઇ. સ. ૧૮૮૮ થી કંઇક વિશેષ રૂપમાં લખવાનો આરંભ થયો, અને તે ક્રમે ક્રમે વધતો ચાલ્યો. તેઓ વ્યાખ્યાનો પણ આપતા હતા. સં. ૧૯૫૮ ની સાલમાં તેઓએ अध्यात्मबल पोषक ग्रंथमाला—प्रथमअक्ष એ નામનો ગ્રંથ રચ્યો તે નિમિત્ત સ્થપાયેલા **સહકારી વિચાર બલ તથા અધ્યાત્મબલપોષક મંડલમાં** બેથી ત્રણ હજાર મનુષ્યોએ પ્રવેશ કરેલો છે.

મૂલથીજ **મહાકાલના** તંત્રી તરીકે તેઓએ કાર્ય કર્યું હતું. છેલ્લાં દશ બાર વર્ષથી તો તેમાં તેઓના જ લેખ મુખ્યત્વે કરીને આવતા હતા. તેઓના વિલયની તિથિ સંવત્ ૧૯૬૮ ના માગશીર્ષ કૃષ્ણપક્ષ પંચમીનો છે.

**તેઓએ રચેલા ગ્રંથોઃ**—વિદ્યાર્થીનો સાચો મિત્ર (પ્રથમ માસનો સમાગમ), બધકોશનો ઉપાય, સુધાસ્રોતસ્વિની (પ્રથમ કલ્લોલ), બ્રહ્મચર્ય, રોગ ટાળવાના ઉપાયો, પ્લેગથી બચવાનો કોઇ ઉપાય નથી શું ?, ઇશ્વરની ભક્તિ મનુષ્યોએ શામાટે કરવી ?, અધ્યાત્મબલપોષક-

ગ્રંથમાલા ( પ્રથમ અક્ષ ), શ્રેયસ્સાધકઅધિકારિવર્ગ એ શું છે ? મૂર્તિપૂજાનું ખંડન કરનારા મૂર્તિપૂજાના ખરા રહસ્યથી કેટલા અજ્ઞાન છે ? બાળકોને કેવી રીતે કેળવવા ? દુગ્ધોપચાર અથવા દૂધના સેવનવડે સઘળા રોગો ટાળવાનો ઉપાય, સુધાસ્રોતસ્વિની ( દ્વિતીય કલ્લોલ ), ધનવાન્ થવાની અમોઘ કળા, Some hints on Health.

તે ઉપરાંત તેમના અનેક વિવિધ વિષયો ઉપર લખાયલા પૂર્ણ તથા અપૂર્ણ લેખો મહાકાલ, પ્રાતઃકાલ, ધર્મધ્વજ, વસંત, તથા સદુપદેશશ્રેણીમાં પ્રકટ થયલા છે તે લેખો જોતા એટલું તો પ્રત્યક્ષ થઇ આવે છે કે, તેઓ અધ્યાત્મ તથા શારીરિક બન્નેની ખીલવણી માટે અત્યંત આગ્રહ બતાવતા હતા, અને પુરૂષાર્થ એ તેમનું જીવન-સૂત્ર હતું સ્થળ-સંકોચને લીધે તેમના તમામ લેખોના નામ આપી શકાય તેમ નથી, તથાપિ એટલું તો કહેવું પડે તેમ છે કે, તેઓ આધ્યાત્મિક વિદ્યાના પરમ ઉપાસક તથા પ્રવર્તક તો હતાજ.




## વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવિંદજી જોષી.

તેમનો જન્મ ઇ સ ૧૮૬૧ મા જામનગર વિષે થયો હતો તે જ્ઞાતિએ ગિરનારાયણ બ્રાહ્મણ હતા. જન્મસમયે કુટુમ્બ સ્થિતિ સારી હતી. તેમના પિતા સંસ્કૃતના સારા વિદ્વાન તથા વૈદ્ય તરીકે પ્રસિદ્ધ હતા. આ પ્રમાણે કુટુમ્બની સ્થિતિ સારી રહેવાથી તેમણે ગૂજરાતી ભાષા ઉપરાંત અંગ્રેજી જ્ઞાન પણ ઠીક મેળવ્યું હતું ત્યારપછી તેઓએ કુટુમ્બનો ચાલતો આવેલો વૈદ્યકનો ધંધો શરૂ કર્યો તેમના લગ્ન ત્રણ વખત થયેલા હતાં. તેમા હાલ ત્રણ પુત્રો અને બે પુત્રી હયાત છે. તેમણે પોતાના વૈદ્યકના ધંધામાં ઘણી સારી કીર્તિ મેળવી જામનગર વિષે સન ૧૮૮૧ મા, તથા તે ઉપરાંત મુંબઇ, કલકત્તા, વિગેરે મ્હોટાં શેહેરોમા પોતાના આતંકનિગ્રહ ઔષધાલયની શાખાઓ સ્થાપેલી છે

વૈદ્યશાસ્ત્રીએ પ્રાચીન વૈદ્યકશાસ્ત્રોનો ગુરૂદ્વારા અભ્યાસ કર્યો હતો અને તે આધારે પોતે દવાઓ બનાવતા. તેમણે આયુર્વેદને લગતા સારા પુસ્તકો રચ્યા છે અને તે ઉપરાંત વૈદ્યશાસ્ત્રીએ સાક્ષરજીવનની શરૂઆતમાજ એટલે સને ૧૮૮૬ મા ' માનવધર્મ ' ચોપાન્યુ કાઢેલું તથા તેના ગ્રાહકોને ભેટ આપવા સારૂ ' વાગ્ભૂષણ ' નામનો ગ્રંથ રચી બહાર પાડેલો ત્યારપછી ( ૨ ) " ચિકિત્સાબ્ધિ " ( ૩ ) પાંડવ અને કૌરવ, ( ૪ ) રામ અને રાવણ, ( ૫ ) પાંડવાશ્વમેધ, ( ૬ ) મુક્તા, ( ૭ ) કામશાસ્ત્ર, ( ૮ ) શ્રીકૃષ્ણચરિત્ર, ( ૯ ) ગુજરાતી ગ્રન્થો અને ગ્રન્થકારો ( ૧૦ ) શ્રીમદ્ ભગવદ્ગીતાનુ ભાષાંતર, ( ૧૧ ) શ્રીમદ્ ભગવદ્ગીતાનુ મૂળસહિત વિસ્તીર્ણ ભાષાંતર, ( ૧૨ ) અલંકાર મણિમાળા, ( ૧૩ ) સ્વાસ્થ્યરક્ષણ, ( ૧૪ ) વ્રતોત્સવ, ( ૧૫ ) મણિમનુસ્મૃતિ, ( ૧૬ ) શારીરિક માનસિક અને નૈતિક સુધારામાટે સાદા અને સત્યવચનો, વગેરે પ્રસિદ્ધ કરેલા છે

તેમણે ઇ. સ. ૧૯૧૦ માં નાની વયે સ્વર્ગવાસ કરેલો છે.






## સોરાબજી લીમજી પાલમકોટ.

પિતાનું નામ લીમજીભાઈ પાલમકોટ. જાતે પારસી છે. તેમનો જન્મ મુંબાઈમાં ઇ. સ. ૧૮૬૫ માં થયો છે. તેમનો જન્મસમયે સ્થિતિ ઘણી આબાદ અને સુખી હતી. તેઓ વડોદરાના માજી જેલ સુપ્રિન્ટેન્ડન્ટ મરહુમ મી. રતનજીના કોહાવાળાનાં બેટી બાઈ આલીબાઈને સન ૧૮૮૫ માં પરણ્યા હતા. એમને સંતતિ થઈ નહિ હતી. તેમનાં માતુશ્રીને લીધે તથા તેમની બેન બાઈ બીખાઈજીને લીધે તેઓ ઘણા સુખી હતા. તેઓ સ્વભાવે ઘણા દયાળુ અને પરમાર્થી હોવાથી તેમને ઘણા મિત્રો હતા. તેમને પિતા તરફથી આડતનો ધંધો વારસામાં મળ્યો હતો અને પોતે પણ એજ ધંધો કરી નિર્વાહ કરતા હતા. મી. પાલમકોટે મુંબઈની પ્રોપ્રાયટરી હાઇસ્કૂલમાં કેળવણી લીધી હતી. આ વખતથીજ તેઓએ લખાણો લખવાનું શરૂ કર્યું હતું.

પ્રખ્યાત લેખક મી. દાદી. એ. તારાપોરવાળા સાથે જોડાઈને ૧૮૯૦ માં "માસિક મજાહ" નામનું ચોપાનીયું તેમણે કાઢેલું. પછીથી સ્વતંત્રપણે એ ચોપાનીઉં એમણે ચલાવ્યું હતું. પાછળથી એ ચોપાનીઆનું નામ "માસિક હિન્દી આર્ટિક" રાખ્યું હતું. તેમણે યુરોપની મુસાફરી કર્યા પછી ૧૮૦૬ માં "હેલીના પ્રિન્ટીંગ પ્રેસ" નામે એક છાપખાનું કાઢ્યું હતું. તેમણે "નિર્દોષ નાનાં" નામની એક સ્વકલ્પિત પારસી સંસારી વાર્તાનું પુસ્તક બહાર પાડ્યું હતું; "ગોહરા" અને "લાલા રૂખ" નામનાં બે પુસ્તકો કવિતામાં બહાર પાડ્યાં હતાં. તે ઉપરાંત મરહુમની સંખ્યાબંધ કવિતાઓ એમનાં ચોપાનીઓમાં છપાયલી છે. આ સિવાય સંખ્યાબંધ લખાણો રોજીંદાં તેમજ અઠવાડિયા વર્તમાનપત્રો અને માસિક ચોપાનીઆંઓમાં લખ્યાં હતાં; તેમજ પોતાની મુસાફરીઓના રસીલા હેવાલ માનીતા "માસિક મજાહ" માં હંમેશાં છાપતા હતા. તેમનો સાહિત્યપ્રેમ અનુકરણીય હતો. તેમનું મરણ ઇ. સ. ૧૯૦૭ માં થયું હતું.



## અમૃત કેશવ નાયક.

અમૃત કેશવ નાયકનો જન્મ અમદાવાદમાં ઇ. સ. ૧૮૭૭માં થયો હતો. જ્ઞાતિએ તે ત્રાગાળો હતો. તેના પિતાએ તેને બાલવયમાં થોડું ઘણું લખતાં વાંચતાં આવડયું, એટલે કોઇ એક નાટક કંપનીમાં નોકર રાખી દીધો હતો. ત્રાગાળા જ્ઞાતિનાં ઘણાં ખરાં બાળકો નાટક ભજવવાના ધંધામાંજ પડે છે. તે મુંબઇ ગયો, અને નવી સૃષ્ટિનો અભ્યાસી બન્યો. તેની જ્ઞાનપિપાસા વૃદ્ધિ પામતી ગઇ, અને અલ્પકાળમાં તેણે અભ્યાસ કરી ઉર્દુ ભાષા શીખી લીધી. ત્યાર બાદ હિંદી તથા મરાઠી ભાષામાં પ્રવીણ થયેલો. સ્વ. મણિલાલ નભુભાઇકૃત 'પ્રાણવિનિમય' પુસ્તકનો હિંદી ભાષામાં અનુવાદ કરી તેણે તે ભાષાનું સંગીન જ્ઞાન બતાવેલું. અંગ્રેજી ભાષાથી અનભિજ્ઞ હતો, છતાં તેણે મિત્રોના સહવાસથી અંગ્રેજી નાટકકારો સંબંધી આવશ્યક જ્ઞાન મેળવી લીધેલું. તેણે પોતાનું આખું આયુષ્ય નાટયકલા વિષે પ્રવીણતા મેળવવામાંજ ગાળેલું, અને કલાવિધાન તથા અભિનયમાં અદ્વિતીય સ્થાન પ્રાપ્ત કરી લીધેલું. ગમે તે પ્રકારના પાત્ર તરીકે, ગમે તે રસમાં તે પોતાની નિપુણતા સિદ્ધ કરી શકતો હતો. તે નાટકકાર હતો

તથાપિ, આજકાલના ખેલાડીઓથી તેના સંસ્કાર જૂદા પ્રકારના હતા. સાહિત્યના ક્ષેત્રમાં તે ઘૂમેલો છે. તે તેની પોતાની કૃતિ "એમ. એ. બનાકે કયોં મેરી મિટ્ટી ખરાબકી ?" નામની રસીલી, ટહોળી નવલકથાથી વિશેષતઃ સુપ્રસિદ્ધિને પામેલો છે. તેનાં પાત્રાલેખન તથા કથાવર્ણન હૃદયરંજક અને સ્વાભાવિક છે. 'મરિયમ' નામની બીજી નવલકથા પણ તેણે લખેલી છે. તે ઉપરાંત તેણે 'ભારતદુર્દશા નાટક' જેબુન્નિસા અને આકિલનખાન અથવા પ્રેમીનું અગ્નિસ્નાન, નેપાળ વર્ણન, આશા સાથે વાતચીત, મારો જંગબારી પોપટ ઉડી ગયો, અંતકાળ, ઘોરનિદ્રા, શિવશંભુ શર્માનો ચિઠ્ઠો, જાપાની સ્ત્રીઓ વગેરે અનેક પ્રકીર્ણ નાના મ્હોટા લેખો લખેલા છે. એ સિવાય તેણે અનેક છૂટક છૂટક પરન્તુ ઉંચી શૈલીવાળી, ભાવમય કવિતાઓ, ગૂજરાતીમાં લખેલી છે. અમદાવાદ "ત્રાગાળા હિતવર્ધક સમાજ" સાથે એક પુસ્તકાલય અને શાળા પણ તેણે સ્થાપેલાં છે. એ સ્વભાવે ઉદાર, અને દેશાનુરાગી હતો. "કાવ્યકુંજવિહારી કોકિલ*" ના ટોકાર તેની ગઝલો તથા હરિગીત છંદબદ્ધ કવિતાઓ વાંચવાથી સાંભળી શકાય તેમ છે. તેનું મરણ ઇ. સ. ૧૯૦૭ મા થયું છે; અને ગૂજરાતે એક સાહિત્યવિલાસી ઉગતો નાટકકાર ગુમાવ્યો છે.



## અ. સૌ. સુમતિ.

અ. સૌ. સુમતિ ભાવનગરના સુવિખ્યાત દીવાન કુટુંબના ઑન લલ્લુભાઈ સામળદાસ મહેતાનાં પુત્રી થાય છે. તેમની માતાનું નામ સત્યવતી હતું. જ્ઞાતિએ વડનગરા નાગર છે. સંસ્કારી માતાપિતાથી શુભ વિદ્યાસંસ્કાર પામી તેમણે પોતાના બાળવયમાંથીજ બુદ્ધિ–ઐશ્વર્ય પ્રદર્શિત કરવા માંડેલું. તેમનાં લગ્ન ભાવનગરમાંજ રા. ભૂપતરાય ઈ. મહેતા નામના નાગર યુવક સાથે કરવામાં આવેલાં. માંગરોળવાળા સુવિખ્યાત કથાકાર અનંતપ્રસાદ વૈષ્ણવની શિષ્યારૂપે રહી તેમણે જ્ઞાનપ્રાપ્તિ કરેલી હતી. જન્મથી શારીરસંપત્તિનું તેને સુખ ન હતું. તેમણે ઈ. સ. ૧૯૧૧ માં ઉગતી અવસ્થામાં અકાળ સ્વર્ગવાસ કરેલો છે. તેમણે એક પણ સંતાન પોતાની પાછળ મુક્યું નથી; તથાપિ "સુમતિની સુપ્રજા ઘણી, અથો કાવ્યો લેખ" રૂપી હોવાથી તેમનું નામ "સાક્ષરજન" માં રહી જવા પામેલું છે. આનન્દ, સુંદરી સુબોધ, વસંતાદિ માસિકોમાં તેમના લેખો પ્રસિદ્ધ થતા હતા, અને ગૂજરાતમાં વિદુષી તરીકે તેમનું નામ ગવાઇ રહ્યું હતું. તેમણે કુમળકુમાર તથા શાન્તિદાની નવલકથાઓ, મધુરી તથા અરવિન્દકુમાર નાટકો, અને દિવ્યમેઘપાલ બાલકાવ્ય, દક્ષિણયાત્રા, સુરેશ ને યશોધરા, સદ્‌ગુણી સ્ત્રીઓ, શ્રીગુણરત્નકોશ, પરમાર્થ પ્રતિમા, ગીતાર્થસંગ્રહ, પ્રભુપ્રસાદીના બે ભાગ, વગેરે સંપૂર્ણ ગ્રંથો પ્રસિદ્ધિમાં મુકેલા છે. વળી રામાનુજ સ્વામીનું ચરિત્ર પણ અર્ધ ઉપરાંત લખી અપૂર્ણ મુકેલું છે. તે સિવાય અનેક પત્રોમાં તેમણે પોતાના લેખો પ્રકટ કરી સાહિત્યસેવા કરેલી છે. તેમનામાં ઉંચા પ્રકારનું કવિત્વ રહેલું છે. તેમની ભાષા શુદ્ધ સંસ્કાર પામેલી છે તથા વિચારો અને ભાવો પણ ઉન્નત–"દિવ્ય" છે. તેણીનું પિંગળ જ્ઞાન પણ સારૂં હતું.





## રા. રા. રણછોડભાઈ ઉદયરામ દ્વિવેદી.

એમનો જન્મ ઇ. સ. ૧૮૩૭ માં મહુધામાં થયો છે. તેઓ જ્ઞાતિએ બાજ ખેડાવાળ બ્રાહ્મણ છે. જન્મ સમયે કુટુંબ સ્થિતિ સારી હતી રણછોડભાઈના લગ્ન બે વખત થયલા છે બીજી વખતનુ લગ્ન ઉમરેઠમાં થયુ છે તેમને એક પુત્ર અને બે પુત્રીઓ થયા છે. તેમના પુત્ર રા કનૈયાલાલ ગ્રેજ્યુએટ થયલા છે એમની મોટી પુત્રી કાશીગૌરી સ્વર્ગસ્થ થયા છે અને નાના કમળાગૌરી હાલ ભૂજમા છે. તેમના અંગત મિત્રો રા. દિ બા મણિભાઇ જશભાઇ, રા મનસુખરામ સૂર્યરામ, સ્વ નંદશંકર તુલજાશંકર, દિ. બા. અંબાલાલ સાકરલાલ વિગેરે સાક્ષરો ગણાય છે. તેમણે બાલાવસ્થામાં ગૂજરાતી તથા અંગ્રેજીનું સારૂ જ્ઞાન પ્રાપ્ત કરેલુ છે અંગ્રેજી રાજ્યમાં તથા કેટલાક દેશી રાજ્યોમા સારા હોદ્દા ભોગવ્યાબાદ તેમણે ભૂજના નાદિવાન તરીકે સારૂ કામ બજાવી આખરે મુખ્ય દિવાન તરીકે રાજ્યસેવા કરી પ્રજાપ્રીતિ સારી પ્રાપ્ત કરેલી છે તેમને નાનપણથીજ નિબંધો અને કવિતાઓ લખવાનો ઘણો શોખ હતો, તેમા તેમની એ વૃત્તિને તેમના શિક્ષક મિન મી ટી બી. કર્ટિસે સારૂ ઉત્તેજન આપેલુ, જેના પરિણામે તેઓ બુદ્ધિપ્રકાશના તંત્રી નીમાયા અને હોપ કૃત ગૂ. વાચનમાળા રચાઇ તેમાં પણ સામેલ થઇ શકયા હતા. એટલુજ નહિ પણ ગૂજરાતી ભાષામા ધોરણસર નાટકકાર તરીકે અને ઉત્સાહી તથા ઘડાયેલા મગજના ઉત્તમ ગ્રંથકર્ત્તા તરીકે સુપ્રસિદ્ધિ પામી શકયા છે. પોતાની જ્ઞાતિમા સુધારા કરવા વખતો વખત આગળ પડતો ભાગ લઇ જ્ઞાતિબંધુઓને સભારૂપે એકઠા કરી બોધ દે છે. વળી આપણી ચોથી ગૂજરાતી સાહિત્યપરીષદ્‌માં પ્રમુખ તરીકે એકમતે ચુંટાવાનું અદ્વિતીય માન પણ તેમનેજ પ્રાપ્ત થયલુ છે તેમનાં રચેલા ગ્રંથો —

જયકુમારી વિજય નાટક, લલિતા દુઃખદર્શક નાટક, નળ દમયંતી નાટક, બર્થોંડ, હરિશ્ચંદ્ર નાટક, તારામતિ સ્વયંવર, વિક્રમોર્વશી ત્રોટક, આરોગ્યતા સૂચક, પ્રાસ્તાવિક કથાસંગ્રહ, માલવિકાગ્નીમિત્ર નાટક, પ્રેમરાય અને ચારૂમતિ નાટક, લઘુ સિદ્ધાન્ત કૌમુદી, ગુજરાતી હિતોપદેશ, બાણાસુર મદમર્દન ( ઓખાહરણ નાટક ), મદાલસા અને ઋતંધ્વજ નાટક, હરિશ્ચંદ્ર નાટકનો સાર, રાસમાળા ભાગ ૧ તથા ૨, કુળ વિષે નિબંધ, સંતોષ સુરતરુ, શેક્સપિયર કથાસંગ્રહ, રત્નાવલી નાટિકા, પાદશાહી રાજનીતિ, નાટ્ય પ્રકાશ, રણપિંગળ ભાગ ૧–૨–૩, ગોપાળદાસ, રસપ્રકાશ, અલંકાર પ્રકાશ, યૂરોપિયનોનો પૂર્વે પ્રદેશ સાથે વ્યાપાર.

ઉપરના ગ્રન્થો પૈકી છેલ્લા ૪ પુસ્તકો હવે પછી છપાવવાના છે હાલ તેઓ કચ્છ રાજ્ય તરફથી સારૂં વર્ષાસન મેળવી પોતાનો સમય સાહિત્ય સેવા બજાવવામા તથા જ્ઞાત્યુન્નતિ કરવાનાં કાર્યોમા નિર્ગમન કરે છે.



## કવિ સવિતાનારાયણ ગણપતિ-નારાયણ ત્રવાડી.

એમનો જન્મ ઈ સ ૧૮૪૦ માં સુરત-શિરે થયલો છે જ્ઞાતિએ તેઓ વડનગરા નાગર બ્રાહ્મણ છે તેમણે ગૂજરાતી અભ્યાસ કર્યા બાદ તે વખતની હાઇસ્કૂલના ઉંચા ધોરણ સુધીનો અંગ્રેજી અભ્યાસ કરેલો છે તેમણે ૧૮૫૭ મા રેલ્વે ખાતાની નોકરી કરી છે કેટલીક મુદ્દત પછી બિસેસર (વિશ્વેશ્વર) નામના વિદ્વાન્ બ્રાહ્મણના સમાગમથી તેમણે તેની પાસેથી પિંગળ તથા અલંકાર શાસ્ત્રો સબધી ગ્રંથોનો અભ્યાસ કરી લીધો ત્યારબાદ ગોકળદાસ તેજપાળની એંગ્લો વર્નાક્યુલર સ્કૂલમા શિક્ષક તરીકે જોડાયા તે દરમીયાન તેઓ કાવ્ય તથા ગ્રંથો લખવાનુ કામ કરતા હતા તેમના લખેલા ગ્રંથો—સવિતાકૃત કવિતા, અલંકાર ચંદ્રિકા, શકુન્તલાખ્યાન, દાણલીલા, (સંસ્કૃતનુ ગૂ ભાષાન્તર), પંડિત રામપ્રસાદ તિવારીકૃત નીતિસુધા તરંગીણી'નુ ગૂ ભાષાન્તર, તુલસીદાસ વરણુ નાટક 'બિહારી સતસાઇ' ઉપર ગૂ ગદ્યાત્મક ટીકા, કેશવદાસકૃત રસિક પ્રિયાની ગૂ ટીકા સવિતા સપ્તશતિ (એના ચારસો દોહરા તૈયાર થયા છે), શ્રીમદ્ વલ્લભાચાર્યકૃત 'શ્રી કૃષ્ણ પ્રેમામૃત રસાયણ' ઉપર ગ ટીકા વિદ્વન્મંડળના કર્ત્તા વિઠ્ઠલનાથાચાર્યકૃત સંપૂર્ણ વિજ્ઞપ્તિઓનુ ગૂ ગદ્યમા ભાષાન્તર, વર્ણ આર્યા એટલે વર્ણક્રમના અનુરોધથી આર્યા છંદમા રચેલો પ્રબંધ વિઠ્ઠલેશ સ્તોત્ર" નુ ગૂ ભાષાન્તર વગેરે છે

તેમના અંગત મિત્રોમા શીઘ્ર કવિ શકરલાલ, કવિ શિવલાલ ધનેશ્વર વગેરે છે

## રા. બ. હરગોવિંદદાસ દ્વારકાંદાસ કાંટાવાળા.

વીસાખડાયતા જ્ઞાતિના અને ઉમરેઠના વતની રા બ કાંટાવાળાનો જન્મ ઈ. સ. ૧૮૪૫ મા થયો હતો. તેમને પાચ પુત્રો તથા બે પુત્રી હયાત છે. તેઓ નાની વયમા ગુજરાતી ઉચુ જ્ઞાન મેળવી ગણિત, ભૂમિતિ, બીજ ગણિત અને ત્રિકોણ મિતિનો અભ્યાસ કરી અમદાવાદ ટ્રેનિંગ કૉલેજમા દાખલ થયા ટ્રેનિંગ કૉલેજને વર્નાક્યુલર કૉલેજ કરવાથી તેમને ઉંચી જાતનુ જ્ઞાન દેશી ભાષા મારફત મેળવવાની સારી તક મળી તેમ તે સાથે અંગ્રેજી, સંસ્કૃત, અને મરાઠી ભાષાઓનુ કેટલુંક જ્ઞાન પ્રાપ્ત થયુ. તેમને પ્રથમ પ્રૅક્ટિસિંગ સ્કૂલના હેડમાસ્તરની જગા મળી, પરંતુ અંગ્રેજી જ્ઞાન સારૂ મેળવવા તેમના ગુરૂ રા સા મહીપતરામની સૂચનાથી તેઓ અંગ્રેજી સ્કૂલમા તથા ખાનગી રીતે દોઢેક વર્ષ અભ્યાસ કરી મેટ્રિકની પરિક્ષા પાસ કરી ફરીથી નોકરીમા જોડાયા ત્યારબાદ અંગ્રેજી રાજમા કેટલોક વખત જૂદી જૂદી જાતના હોદ્દા ભોગવી તેમણે રાજકોટ ટ્રેનિંગ કૉલેજના પ્રિન્સિપાલની જગા મેળવી હતી રાજા સર માધવરાવે તેમની નોકરીની માગણી કર્યાથી નામદાર અંગ્રેજ સરકારે તેમને વડોદરા એજ્યુકેશન ઇન્સપેક્ટરના હોદ્દા ઉપર સને ૧૮૭૬ મા મોકલ્યા ટ્રેનિંગ કૉલેજમા ભણતા હતા ત્યારથીજ તેમણે જૂદા જૂદા માસિકોમા પોતાના ગદ્યપદ્યમા લખેલા લેખો આપવા માડેલા. સન ૧૮૬૨

પાકદામન ગુલનાર, શીરીંખરૂ અને સુદાબેહ, ઝાલ અને રૂદાબેર, ખુસરો અને ગુલનાર વગેરે અપ્રસિદ્ધ નાટકો પણ તેમણે લખેલા છે તથા સ-વાદો અને કવિતાઓ પણ છુટક છુટક ઘણી લખેલી છે.

## રા. રા. ગણુપતરામ રાજારામ ભટ્ટ.

તેમનો જન્મ ઇ. સ. ૧૮૪૮ માં ઝાણુ ગામમાં થયો હતો. તેઓ જ્ઞાતિએ રાયકવાળ બ્રાહ્મણ છે. જન્મ સમયે કુટુમ્બ સ્થિતિ સાધારણ હતી. તેમનાં માતુશ્રી તેમને ત્રણ વર્ષના મુકી ગૂજરી ગયેલાં. સુરતની ટ્રેનિંગ કૉલેજમા આગળ અભ્યાસ કરી મહેતાજી તરીકે આવશ્યક યોગ્યતા મેળવી લીધેલી. લગ્ન સવત ૧૯૧૩ માં થયું હતું. સતાનોમા પાચ પુત્ર અને ત્રણ પુત્રી પૈકી હાલ બે પુત્રો છે. જેમાંના નાના પુત્ર મી. ગોવિંદલાલ ગ્રેજ્યુએટ થયેલા છે.

બ્રિટિશ સરકાર તરફથી વર્ષાસન મેળવી હાલમા તેઓ સાહિત્ય સેવા બજાવે છે ગ સા ગણુપતરામ અનુપરામ ત્રવાડી, કવિ શ્રી છોટાલાલ નરભેરામ ભટ્ટ વગેરે તેમના અગત મિત્રો છે તેમના લેખો ને ગ્રન્થો પ્રસિદ્ધ થયા છે તે —લીલાવતીની કથા, ભરૂચ જીલ્લાનો કેળવણી ખાતાનો ઇતિહાસ, પ્રતાપ નાટક, મનોવિકાર તથા આના નિતારાનો નિબધ, બાળલગ્નથી થતી હાનિ, પાર્વતી કુવર ચરિત્ર (૭-૮-૯-૧૦-૧૧) લઘુ ભારત ભાગ ૧-૨ ૩ ૪ ૫ વગેરે છે પ્રયગ્ર વિ પય ગદ્યપદ્ય, ભરૂચ સગ્રહકથાનકનો ગદ્યપદ્ય નિબધ, દેણુદ ખદર્દાક કવિતા, આરોગ્યતા અને સ્વચ્છતા, શૌર્ય વગેરે તેમના અપ્રસિદ્ધ લેખો છે

## રા. રા. છોટાલાલ નરભેરામ ભટ્ટ

તેમનો જન્મ મહેમદાવાદમાં ઇ. સ. ૧૮૫૦ માં થયો છે. તેમનું વતન અલીદરા તાલુકે માતર છે. જ્ઞાતિએ ઔદિચ્ય ટોળકીઆ બ્રાહ્મણ છે. પિતાના સાધનો સકુચિત હતાં, તેથી નાનપણની કેળવણી મોસાળમાં—મહેમદાવાદમાં મળેલી ગૂજરાતી અભ્યાસ પૂરો કરી શિક્ષકની નોકરી લીધેલી. તેઓએ થોડો અગ્રેજીનો અભ્યાસ પણ કરેલો છે. સુરતની ટ્રેનિંગ સ્કૂલમા પાસ થઇ ભરૂચ જીલ્લામા નોકરી લીધી તે વખતે કોઇ વિદ્વાનનો સમાગમ થવાથી સસ્કૃત વ્યાકરણ, કાવ્ય, વૈદ્યક, અને પુરાણોનો અભ્યાસ કરી લીધો. બચપણથીજ તેઓને કવિતા કરવાનો શોખ હતો તેમણે એક વિદ્વાન શાસ્ત્રીની પાસેથી તર્ક સગ્રહાદિ તથા નાટક, ચંપુ વગેરે ગ્રથોનો અભ્યાસ કરી લીધો આ વખતથી તેમણે સંસ્કૃત કવિતાઓ પણ લખવા માડેલી. સાથે સાથે પોતાના શિક્ષક ધર્મ પણ યથાર્થ બજાવ્યા. પછી એક ભીખ માગવા આવતા ફકીર પાસેથી થોડો ઉર્દુ અભ્યાસ કર્યો પ્રથમ તેમણે સવત ૧૯૩૪ ની સાલથી 'સ્વદેશ વત્સલ' મા લેખો લખવાની શરૂઆત કરી ત્યાર પછી પહેલુ પુસ્તક કામકટાક્ષ લખ્યુ તે પછી તેમને ભરૂચવાળા અદ્વૈતાનદ સ્વામીની પાસેથી વેદાંતના ગ્રન્થો વાંચવાનો સારો લાભ મળેલો. ગાયકવાડી રાજ્યમાં તેમણે કેટલીક મુદત સસ્કૃત ટીચરની તથા હેડમાસ્તરની નો-

કરી કરેલી છે. હાલમાં તેઓ પેન્શનર થયા છે. અને સાક્ષરજીવન ગુજારે છે. હાલ તેમને ચાર પુત્રો છે. **પ્રાચીનકાવ્યમાળામાં** પ્રસિદ્ધ થયલાં પુસ્તકોની ટીકા લખવા ઉપરાંત તેમણે નીચે મુજબ ગ્રંથો લખેલા છેઃ—

રસશાસ્ત્ર, શાન્તિસુધા, બ્રહ્મરાક્ષસ, ચિત્રપુરના ચમત્કાર, કામકટાક્ષ, સેતરંજ, વાજીકરણ કલ્પદ્રુમ, સ્નાનવિધિ, બ્રાહ્મ નિત્યકર્મ, વહેમ ખંડન, બાળકૃષ્ણ, મામેરૂં, માર્કંડેયપુરાણ, વાગ્ભટ, મહાભારત શાન્તિપર્વ પૂર્વાર્ધ, અને ઉત્તરાર્ધ, વ્યવહાર મયૂખ, યોગરત્ન, વૈદ્ય જીવન, ડંક મહાત્મ્ય, ચમત્કાર ચિંતામણી, હિતોપદેશ, વૈદ્ય વલ્લભ ને ચિકિત્સાંજન, દશતશતક, વાલ્મિકીય રામાયણ, બૃહિતસંહિતા, ધરાન, શંકર દિગ્વિજય, શાળોપયોગી ભગવદ્ગીતા, શિવ કવચ, શિવગીતા, પ્રિયદર્શિકા, પંચતંત્ર ભાગ ૧ લો અને હારિત સંહિતા.

ઉપરનાં છપાયલાં પુસ્તકોપૈકી પ્રથમ દશ તેમનાં સ્વતંત્ર લખો છે; બાકીનાં ભાષાન્તર કરેલાં છે. આ શિવાય ચંડકૌશિક ભાષાન્તર, સારસ્વત બેવૃત્તિ, સંસ્કૃત પ્રથમ પુસ્તક, મલય સુંદરી નાટિકા એ ચાર પુસ્તકો લખાયલાં પરન્તુ અપ્રસિદ્ધ છે. પુસ્તકો લખવા ઉપરાંત વડોદરામાં પ્રસિદ્ધ થતા કેળવણી નામના માસિક પત્રના તેઓ અધિપતિ છે.

## પાહુલનજી બરજોરજી દેશાઇ.

તેમનો જન્મ ઈ. સ. ૧૮૫૧ માં નવસારી વિષે થયો છે. જાતે તેઓ પારસી છે. તેમના જન્મ સમયે કુટુંબ સ્થિતિ સારી હતી. ગૂજરાતી કેળવણી નવસારીમાં શરૂ કરી ૧૮૭૨ માં મેટ્રિકની પરીક્ષા તેમણે પસાર કરેલી છે. તેમને સંતતિમાં બે પુત્ર અને એક પુત્રી છે. તેમણે સને ૧૮૮૦ થી ૧૯૦૦ સુધી "નૂરે એલમ," માસિકના તંત્રીનું કામ કરેલું. ત્યારબાદ ૧૮૭૪ થી ૧૯૦૧ "રાસતગોફતાર" પત્રના ઉપતંત્રી થયલા અને ૧૯૦૨ થી આજ પર્યંત તેજ પત્રના તંત્રીનું કામ કરે છે.

તેમનાં લખેલાં પુસ્તકોઃ--તવારીખે સાંસાનીઆન, પુરાતન જમાનાના પારસીઓ, દેશાઈ ખાનદાનની તવારીખ, તવારીખે ખામજીઆન, દીલખુસ અથવા રમુજે ફુરસત, અરેબ્યન ટેલ્સ પુસ્તક ૧ લું, તારીખે શાહાને કદીમ ઈરાન, ફીરસે સંજાણ એક તપાસ, ગુજરાતી ભાષાનું વૃત્તાંત અને અરેબ્યન ટેલ્સ પુસ્તક બીજું વગેરે.

તેમણે રાસ્તા અને નૂરે એલમ, સિવાય ફુરસદ, જ્ઞાનવર્ધક, ગુલશને ઇલ્મ, ભારત જીવન, સ્ત્રીબોધ, મુંબઈ સમાચાર, સાંજવર્તમાનનો પતેતી અંક વગેરેમાં પોતાના લેખો મોકલ્યા છે અને તે લોકપ્રિય થયા છે.

## ગ. સ્વ. ધનદાગૌરી.

મૂળથી ધર્મપરાયણ વૃત્તિ હોવાથી જ્ઞાનસંપત્તિ મેળવવાભણી તેમનું ચિત્ત ગયલું છે તેમણે શાંતિશિયજનાટક, ભદ્રવિજયનાટક તથાઅધ્યાત્મનિબંધ માળાનાં પુસ્તકો લખી પ્રસિદ્ધ કરેલાં છે; એટલું તો નહિ પરન્તુ શ્રેયસ્સાધક અધિકારિવર્ગથી પ્રકટ થતી 'સદુપદેશશ્રેણિ'ના આ–વિભાગમાં તેમના લેખો વખતોવખત આવતા રહે છે.

## લલિતાશંકર લાલશંકર.

તેમનો જન્મ સુરતવિષે ઇ. સ. ૧૮૫૨ માં થયો હતો જ્ઞાતિએ તેઓ વડનગરા નાગર બ્રાહ્મણ છે તેમની કુટુંબ સ્થિતિ મધ્યમ પ્રકારની સારી છે. તેમણે મુંબઇના શાળામંડળની મેટ્રિક્યુલેશનની પરીક્ષા પાસ કરેલી છે. ત્યારબાદ જે. જે. સ્કૂલના મુખ્ય શિક્ષકના પદ ઉપર તથા સુરત મ્યુનિસિપલ સ્કૂલ્સના સુપરિન્ટેન્ડન્ટની જગ્યા ઉપર નોકરી કરેલી છે હાલમાં તેઓ વનિતાવિશ્રામના સુપરિન્ટેન્ડન્ટનું કામ કરે છે. તેમણે કરણઘેલો, હરિશ્ચંદ્ર, પાંડવવિજય, દિલ્હીપર હલ્લો વગેરે નાટકોનાં ગાયનો તથા ભરતખંડનો અંગ્રેજીમાં તથા ગુજરાતીમાં ઇતિહાસ વગેરે શાળોપયોગિ પુસ્તકો લખેલાં છે. લગભગ ૧૦૦૦૦ લીટીઓમાં કવિતાઓ પણ લખેલી છે, જેમાંની કેટલીએક જૂદાં જૂદાં પત્રોમાં પ્રસિદ્ધ પણ થઇ છે. પ્રો ગજ્જર, રા. વીરમણિશંકર વગેરે તેમના મિત્રો છે. તેમણે પોતાના જીવનના પૂર્વભાગમાં 'માધવ' તથા 'કરણ' નો વેષ નાટકમાં ભજવી બતાવી પોતાની નાટ્યશાસ્ત્રમાં કુશળતા પણ બતાવેલી છે.




તેમનો જન્મ મુંબઇ વિષે ઇ. સ. ૧૮૫૪ માં થયો છે જ્ઞાતિએ તેઓ ખોજા, મુસલમાન છે. તેમના પિતા સાધારણ વેપારી હતા. તેમણે મુબઇમાંજ કેળવણી લઇ અને ૧૮૭૯ માં બી. એ. ની પરીક્ષા પાસ કરીછે ચૌદ વર્ષની વયે તેમનું લગ્ન થયેલું. તેમને એક પુત્ર તથા બે પુત્રી છે. તેઓ બ્રિટિશ સરકારના પેન્શનર છે અને કચ્છ–માંડવી હાઇસ્કૂલના પ્રિન્સિપાલ છે. સ્વ દામોદર મકનજી કાપડીઆ, રા. ગુલાબચંદ દમણીઆ સોલીસીટર, સ્વ. મણિલાલ નભુભાઇ વગેરે તેમના મિત્રો થાય છે. એમના લખેલા પુસ્તકોઃ—કવેનટિન કરમાક, દુન્યા દર્પણ, કચ્છ સુકેણી, ફારસી, અંગ્રેજી, ગુજરાતી તથા હિંદુસ્તાની કહેવતોનો મુકાબલો (૫–૬–૭), નિબંધકરમાળા, ભા. ૧–૨–૩, ગુજરાતનો વાર્તારૂપે ઇતિહાસ, વિદ્યારૂપી વાડી, કુરાને શરીફ માહેલાં જવાહિરો, અને હિંદુસ્તાનમાં પ્રવાસ.

આ સિવાય તેમણે ગુજરાત શાળાપત્ર, બુદ્ધિપ્રકાશ, જ્ઞાનવર્ધક તથા સ્ત્રીબોધ વગેરે માસિક પત્રોમાં પોતાના લેખો પ્રસિદ્ધ કરેલા છે.



## શમ્સ-અલ-ઉલમા જીવનજી જમશેદજી મોદી.

તેમનો જન્મ ઇ સ ૧૮૫૪ મા મુબઈમા થયો હતો તેમના પિતા પારસીના ધર્મગુરૂ હતા તેમણે ઇ સ ૧૮૭૧ મા મૅટ્રિકની તથા ૧૮૭૬ મા બી એ ની પરીક્ષાઓ પસાર કરેની છે તે દરમીયાન તેમણે મન્તમનુ પદ પ્રાપ્ત કરી લઇ ધર્મગુરૂની પદ્વી મેળવી લીધિની જુવાનીમા તેમણે ગુજરાતીમા 'વાયુચક્રશાસ્ત્ર' નામનુ દળદાર પુસ્તક લખી પ્રકટ કરેનુ ઈ સ ૧૮૮૫ માં મુબઇના ગવર્નર સર જેમ્સ ફર્ગ્યુસનના પ્રમુખપ હેઠળ તેમણે 'પારસી ધર્મના સિદ્ધાન્તો' એ વિષય ઉપર જાહેર વ્યાખ્યાન આપેલુ ઇ સ ૧૮૮૯ મા તેઓ મુબઇના શા ગામ ડળ તરફથી મુબઇની નાર્ગ કચભામા પ્રતિનિધિ તરીકે િમ વના તેજ વરમા તમણે સ્ટૉકહામમા ભર ાની ઓરિએન્ટલ કોન્ગ્રેસમા હાજરી આપેની પોતાની વિદ્વત્તાના પ્રત ે સ્વીડન નરેશ તરફથી "Litteriset Artibus" ની પદવી તથા સુવર્ણ ચદ્રકનુ માન તેમને પ્રાપ્ત થયુ હતુ તેઓ સરકાર તરફથી નિમાયેલા સુનેદના અમનદાર, તથા 'મનુષ્ય વર્ણન વિષયક' સભાના ઉપપ્રમુખ છે ઇ સ ૧૮૯૩ મા હિદુસ્તાન ની સરકારે તેમને શમ્સ અલ-ઉલમા-ની પ વી બક્ષેલી છે ઇ સ ૧૮૯૮ મા ફ્રાન્સની સરકારે તેમને 'ઑફિસર દે' એકેડેમી, તથા ઇ સ ૧૯૦૩ મા ૫૦ રીથી 'ઑફિસર દેલ' ઇન્સ્ટ્રકશન પબ્લિક'ના માનનીય પદો આપેલા જ્ઞાતિહિત સાથવામા તેઓ પોતાની સર્વ શક્તિઓનો અચ્છો ઉપયોગ કરતા રહે છે મુબઇની રૉયલ એશિયાટિક સોસાયટી સમક્ષ ૧૨, ઍન્થ્રોપૅલૉજિકલ સોસાયટી સમક્ષ ૨૩, જ્ઞાનપ્રસારક મડળી સમક્ષ ૩૪, તથા વિવિધ ધર્મવિષયક સસ્થાઓની સમક્ષ તેમણે ૮૦ થી વધારે નિબધો તથા ભાષણો વાચી સભળાવ્યા છે. એ ઉપરાત તેમણે અગ્રેજી, ગૂજરાતી તથ ફ્રે ચભાષામા ૩૬ પુસ્તકો પણ પ્રસિદ્ધ કરેના છે તેઓ ઉત્સાહ, ખત તથા જ્ઞાનથી પોતાની પરોપકારક પ્રવૃત્તિમા રચીપચી રહેલુ સાક્ષરજીવન ગુજારતા ભમરની પેઠે ગુજાર કર્યા જાય છે




તેમનો જન્મ સુ તવિષે ઇ સ ૧૮૫૬ મા થયો છે જ્ઞાતિએ તેઓ વડનગરા નાગર છે જન્મ સમયે કુટુમ્બ સ્થિતિ સારી હતી તેમના પિતા સ્વ દોલતરાય ખેડા જીલ્લાના જડજ હતા તેમના માતુશ્રીનુ નામ મહિમ્નગૌરી હતુ બાળગૌરીએ અમદાવાદની કન્યાશાળામાં ગૂજરાતી અભ્યાસ કર્યો હતો ચૌદ વર્ષની ઉમરે તેમનુ લગ્ન થયલુ તેમના પતિનુ નામ હરસુખરાય હતુ તે બી એ. થઇને વડોદરામા નોકર

રહ્યા હતા. તે સમયે બાઇગૌરીએ એક પુત્રીને જન્મ આપ્યો. તો હરસુખરાય એનામા બિમાર થઇ સ્વર્ગસ્થ થઇ ગયા અને પરિણામમા બાઇગૌરીની બધી વૃત્તિઓ ધર્મપરાયણ થઇ ગઇ. સંવત ૧૯૪૯ ની સાલથી તેમણે રા કૌશિકરામ મહેતાની મદદથી લેખો લખવા માંડ્યા છે વળી શિવગૌરી ઉર્ફે નાબિબેન ગજ્જર સાથે તેમને પરિચય થઇ આવ્યાથી, એ બાબતમા વધારે સરલતા થઇ આવી અને તે ઉભય બ્હેનોએ સંવત્ ૧૯૬૩ મા સુરત વિષે સ્ત્રીઓનો ઉદ્ધાર થાય એ હેતુથી "વનિતાવિશ્રામ" ની સ્થાપના કરી, જેનો અત્યારે એંશી જેટલી આર્ય મહિલાઓ લાભ લે છે

બોધમાળા, પતિવ્રતા ધર્મ, પ્રશ્નોત્તરમાળા, સુબોધક કહાણી વગેરે પુસ્તકો તથા આસિનાથ ભક્તિ પદ્યતરંગિણીમાના કેટલાક ભજનો પણ તેમણે રચેલા છે

## છગનલાલ ઠાકોરદાસ મોદી.

તેમનો જન્મ સુરત વિષે ઇ સ ૧૮૫૬ મા થયો છે. જ્ઞાતિએ વણિક્ છે તેમણે મુંબઇના શાળામંડળની બી એ ની પદવી પ્રાપ્ત કરેલી છે ઇ સ ૧૮૮૦ મા તેઓએ વડોદરા હાઇ સ્કૂલમા આસિ શિક્ષક તરીકે નોકરી લીધી ત્યારબાદ ઉત્તરોત્તર ટ્રેનિંગ સ્કૂલના હેડમાસ્તર, વિદ્યાધિકારીના મદદનીશ, એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, એ વિદ્યાધિકારી વગેરે પદો ઉપર રહેતા ગયેલા હાલમા તેઓ કડી પ્રાંતના એજ્યુ. ઇન્સ્પેક્ટરના હુદ્દા ઉપર રહી રાજ્યસેવા બજાવે છે તેમણે ગૂજરાતી સાહિત્યની સેવા નીચે લખેલા પુસ્તકો લખી કરેલી છે —

(૧) અંગ્રેજી ઉપરથી ગૂજરાતી ભાષાન્તરરૂપે ઈરાવતીની નવલકથા, (૨) નળાખ્યાન ઉપર અર્થ બોધક ટીકા, (૩) શિશુશિક્ષણ, (૪) પુત્રીશિક્ષા (૫) ડભોઇના પુરાતન કામો,

આમાના કેટલાક પુસ્તકો શ્રી મહારાજા ગાયકવાડની આજ્ઞાથી તથા કેટલાક સ્વતંત્ર રીતે લખેલા છે તેમની વિશેષ હકીકત ઉપલબ્ધ થઇ શકી નથી.

## કવિ જીવરામ અજરામર ગોર

એમનો જન્મ ઇ. સ ૧૮૫૬ મા કચ્છ ભૂજ વિષે થયો છે અમદાવાદની ટ્રેનિંગ કોલેજમા તેમણે અભ્યાસ કરેલો છે. અગીયારમા વર્ષથીજ તેઓ કવિતા કરવા મંડયા હતા તેર વર્ષની ઉમ્મરે તો તેમણે સાધારણ પણ રમુજી જોડકણા જોડવાની શરૂઆત કરી અઢાર વર્ષના વયે ટ્રેનિંગ કોલજમા તેમણે એક ગદ્ય પદ્યાત્મક ભાષણ વાચ્યુ હતુ સંવત્ ૧૯૪૨ મા તેઓ લખપતમા દરબારી નોકર રહ્યા, ત્યા તેમણે કેટલાક મેગાઝીનોમા પોતાની કવિતાઓ વાચી હતી જેના ઉપરથી એક બે જમીનદારોએ તેમને કવિ તરીકેના પોશાકો ભેટ આપ્યા હતા તે પછી તેમની કવિતાઓ માસિ-

કપત્રોમાં પ્રસિદ્ધ થવા માંડેલી સંવત્ ૧૯૪૭ મા એમણે જાડેજા કવિશ્રી ઉન્નડજી કૃત "ખુશબો કુમારી," નામનું હિન્દી પુસ્તક ગૂજરાતી ટીકા સાથે પ્રસિદ્ધ કર્યું હતું. પછી સ્વ. કવિ દલપતરામના પરિચયથી તેમની પ્રખ્યાતિ વધતી ગઇ, અને સંવત્ ૧૯૪૯ માં કચ્છ મુદ્રા ગોરક્ષક મંડળી તરફથી તેમને કવિનું પદ પ્રાપ્ત થયેલું ઈ સ ૧૯૦૦ થી તેમણે 'સરસ્વતી શૃંગાર' નામનું માસિક પત્ર કાઢવા માંડેલું. તેમની કવિતાઓ બુદ્ધિપ્રકાશ, વિજ્ઞાનવિલાસ, સૌરાષ્ટ્ર દર્પણ વગેરે અનેક માસિક પત્રોમા પ્રસિદ્ધ થયલી છે. કાવ્ય કળાધર, વાર્તા વિનોદ, ભામવત પિંગળ, પ્રેમપચીસી, મોજદીન મહેતાબ, વિદુરનીતિ, દાદાભાઇ સ્તોત્ર, મેઘાડંબર, શ્રીકચ્છભૂપતિ કવિતા વગેરે ગ્રંથો તેમણે રચીને પ્રસિદ્ધ કરેલા છે.

## સવાઇલાલ છોટમલાલ વ્હોરા.

તેમનો જન્મ ભાવનગરમા ઈ. સ ૧૮૫૬ મા થયો છે જ્ઞાતિએ તેઓ વડનગરા નાગર છે તેમણે સં ૧૯૩૨મા મેટ્રિકની પરીક્ષા આપેલી આ મુદત દરમ્યાન ફારસી, ઉર્દુ, બંગાળી અને મરાઠી ભાષાના અભ્યાસ ઉપરાંત સંસ્કૃતપાણિનિ વ્યાકરણ સાથે તેના મહાભાષ્યનો અભ્યાસ કર્યો હતો. અભ્યાસ આગળ વધારી શકવાને જોઇએ તેટલાં સાધનોને અભાવે ૧૯૩૪ થી ભાવનગર રાજ્યમાં નોકરી લીધેલી, અને રૂ. ૪૦ ના પગારથી વધતા વધતા રૂ. ૨૫૦ સુધી પહોંચેલા ઇ સ. ૧૮૯૧ મા તેમને નિવૃત્તિનિવાસ સ્વીકારવો પડેલો. તેમનું લગ્ન ભાવનગરના માજી દીવાન શામળદાસનાં પુત્રી જોડે થયુ છે. તેમને પાંચ પુત્રો અને બે પુત્રી મળી સાત સંતાનો છે. અત્યારનો વખત તેઓ પોતે સાહિત્ય સેવા કરવામાં ગાળે છે. તેમના મિત્રોમાં ધોહાર નિવાસી કવિ ગોવિંદભાઇ ગીલાભાઇ છે.

એમણે સં ૧૯૩૬ થી લેખનનું કામ કરવા માંડયું. આજસુધીમાં તેમના તરફથી પ્રસિદ્ધ થયેલા પુસ્તકો—મુદ્રારાક્ષસ નાટકનું ગૂ ભાષાંતર, શબ્દચિંતામણી, રાજસ્થાનનુ પુનરાવૃત્ત, ઋગ્વેદનુ ગૂ અને ઇન્ગ્રેજી ભાષાંતર, હૃદયહારિણી, નેપાળનુ પુરાતત્ત્વ, નવરત્ન, ભગવચ્છંકરાચાર્ય ચરિત્ર, સમ્રાટ અકબરનુ જીવન ચરિત્ર, ભાવવિલાસ (કાવ્ય), મુક્તાહાર કાવ્ય, રાજભક્તિ, દયાનંદ તિમિર ભાસ્કર (ગૂજરાતીમા) મૃચ્છકટિક નાટકનુ ગૂ ભાષાંતર, યોગવસિષ્ઠનુ ગૂ. ભાષાંતર, મહારાજા નંદકુમાર, છત્રપતિ શિવાજીનુ ચરિત્ર, ભગવદ્ગીતાનુ ગૂ ભાષાંતર, રાજ્યતરંગિણીની સમાલોચના, રામાનુજ ચરિત્ર, ભારતવર્ષનો ઉપાસક વર્ગ, વીર કેશરી નેપોલીયન બોનાપાર્ટનું જીવન ચરિત્ર, ઇંદુકુમ (ખંડકાવ્ય) કૃષ્ણજન્મખંડનું ગૂ ભાષાંતર, અષ્ટાધ્યાયી રૂદ્રત્યનુ ગૂ. ભાષાંતર, યોગસૂત્રનુ ગૂ ભાષાંતર વિગેરે છે.

તે પૈકી નંબર ૧-૨-૩-૫-૧૬-૧૭ અને ૨૫ ના ગ્રંથો પ્રસિદ્ધ થયા છે. હાલમા ગૂજરાતી સાઇકલોપીડીયા રચે છે. તેમણે નાટકો પણ લખ્યા છે.

## બહમનજી નવરોજજી કાબરાજી.

તેઓ જાતે પારસી છે. તેમની માતાનું નામ મેહેરબાઇ છે, તેમણે પોતાની કેળવણી સર જ. જી બેનોવોલન્ટ ઇન્સ્ટિટ્યુટમાં લઇ મૅટ્રિકની પરીક્ષા પસાર કરેલી છે. અંગ્રેજી પાંચમું ધોરણ ભણતાં ભણતાં તેમણે "ખુશરો અને પરીચેહેર" નામક નાટક લખેલું તે લોકપ્રિયતાને પામ્યું તેથી ઉત્તેજિત થઇ તેમણે શેકસપીયરકૃત 'હૅમ્લેટ' ઉપરથી 'ફરામર્ઝ' નામક ઇરાની ખેલ તૈયાર કરી નાંખ્યો હતો. ત્યારબાદ તેમણે 'ઑથેલો' ઉપરથી 'ઝેનનઝર અને શીરીન' નાટક લખી મુંબઇના ગવર્નર ઑ. મી. ઍશબર્નર તરફથી શાબાશી મેળવી હતી. આ સમયે તેમના વડીલ ભાઇએ તેમના નાટકના છંદથી કંટાળીને તેની શાળાના પ્રિન્સિપાલ કને ફર્યાદ કરેલી; પરન્તુ તે પ્રિન્સિપાલે તેમનું એક નાટક વાંચી તેને પોતાની વૃત્તિ અનુસાર વર્તન રાખી રહેવાની આજ્ઞા આપી, અને મી. બહમનજી પોતાના મનોવિલાસ પ્રમાણે વર્તતા રહ્યા. પછી તેમની નિમણુંક 'ફુરસદ' માસિકના અધિપતિ તરીકે રૂ. ૨૦) ના પગારથી થઇ; અને તે પત્રના મૂળ પ્રયોજક મી. ચાંદાનાએ જ્યારે તે પત્રનો સંબંધ છોડયો, ત્યારે તે બહમનજીના હાથમાં સ્વતંત્ર પત્ર તરીકે આવવા પામ્યું. વિદ્યાર્થીજીવન પૂરૂં થતાં તેમણે "પાર્લર એન્ટરટેઇનમેન્ટ" કરવા એક ટોળી કાઢી, અને 'અંધારી રાત્રે મગ દાલા,' 'બહેરા બેહેલા કાકા,' 'ફુસી પડેલો બીમાર', 'સુખવાટોમાં સડકે' વગેરે ફારસો તથા 'ભુગારી' જેવાં નાટકો તેઓ પારસી કુટુંબો સન્મુખ ભજવતા ગયા. પછી મી કાવસજી ખટાઉ વગેરેનો સમાગમ થવાથી તેમણે "ચામરેની ચોરી," "સોનાગુલ," "કમકુમ," "દોરંગી દુન્યા," "ભાગે બેહેસ્ત" વગેરે જબરદસ્ત ખેલ રચી આપ્યા, અને તેમના આવક લીધે એ નાટકોની જુદી જુદી ભાષાઓમાં જુદી જુદી નાટક મંડળીઓ તરફથી નકલો પણ થયલી છે. મી બહમનજીએ મેસર્સ ફરામજી સન્સની કંપનીમાં રૂ. ૧૦૦) ના પગારથી નોકરી શરૂ કરી તેઓ આજે મેસર્સ ઇ. ડી. સાસુનની કંપનીમાં અશાઢ વર્ગના જોખમ ભરેલા હુદ્દો ભોગવે છે. તેમનાં લગ્ન ઇ. સ. ૧૮૮૬ માં મી. નવરોજજી બેનેટના પુત્રી જરબાનુ સાથે થયલાં છે; અને તે "બેહન જરાત" પોતાનાં સાસરિયાઓનો સંપૂર્ણ પ્રેમ મેળવી શકયાં છે; એટલું તો નહિ, પરન્તુ 'ફુરસદ' પત્રને લગતી તમામ વ્યવસ્થા પણ તે પોતે કરે છે **શીરીન** નામની તેમની હાલ એક ૧૭ વર્ષની પુત્રી છે, અને તેણે મૅટ્રિકની પરીક્ષા પસાર કરેલી છે. હાલમાં તેમને વ્યાપારમાં મ્હોટી ખોટ ગઇ છે; પરન્તુ તેમણે સાહિત્યસેવા કરવાનું છોડયું નથી. 'ફુરસદ' અને 'નવરાસ' નામનાં પત્રો તેઓ ચલાવે છે, અને તેમણે નાનાં મ્હોટાં સત્તાવીશ પુસ્તકો ગુજરાતી સાહિત્યમાં ઉમેરેલાં છે.

## કમલાશંકર પ્રાણશંકર ત્રિવેદી

તેમનો જન્મ સુરત વિષે ઈ. સ ૧૮૫૭ મા થયો હતો. તેઓ જ્ઞાતિએ વડનગરા નાગર બ્રાહ્મણ છે તેમણે ઇ સ ૧૮૭૫ માં મૅટ્રિક્યુલેશન ની પરીક્ષા પસાર કરેલી તેમના પિતા અંગ્રેજી અભ્યાસ કરવા ની વિરૂદ્ધ હતા, તથાપિ ખા. બ દનાલ સાહેબની સલાહનો જય થયાથી તેમણે મુબઇની એલ્ફિન્સ્ટન કૉલેજમા પ્રવેશ કર્યો ત્યાર બાદ ઇ સ ૧૮૭૮ મા બી એ મા ઉત્તીર્ણ થયા અહીથી તેમનું મન શિષ્યવૃત્તિ ઓથી હડસેલાતુ વિદ્યાર્થીજીવનનુ વ્હાણ, દ્ર વ્ય સંકોચને લીધે અટકી પડયુ, અને તેમણે કેળવણી ખાતામા નોકરી લીધી સુરત ની મિશન હાઇસ્કૂલમા તથા અમદાવાદ હાઇસ્કૂલમા શિક્ષક તરીકે, ભાવનગર સામળદાસ કૉલેજમા અને એલ્ફિન્સ્ટન કૉલેજમા સસ્કૃત પ્રોફેસર તરીકે, અમદાવાદની પ્રે ના ટ્રેનિંગ કૉલેજમા વાઇસ પ્રિન્સિપાલ અને નડિયાદ હાઇસ્કૂલમા હેડમાસ્તર તરીકે કામ કર્યા બાદ તેઓ પૂનાની કૉલેજમા સસ્કૃત પ્રૉફેસર નિમાયા સરકારી કૉલેજમા સસ્કૃત ભાષાના પ્રોફેસરનુ પદ પ્રાપ્ત કરવાનુ ગૂજરાતી તરીકે તેમને પ્રથમ માન ઘટે છે ઇ સ ૧૯૦૨ થી તેમને પ્રે. ના ટ્રેનિંગ કૉલેજના પ્રિન્સિપાલ નિમવામા આવેલા છે, અને હાલમા તેઓને રૂ ૪૮૦ મળે છ

મુબઇના શાળામડળની પરીક્ષાઓમા તેઓ છેક એમ એ સુધીના પરીક્ષાઓમા સસ્કૃત ભાષામા પરીક્ષક નિમાય છે એટલુ તો નહિ પરન્તુ પંજાબના શાળામડળમા પણ શાસ્ત્રી, વગેરેની પરીક્ષામા પણ તેઓ પરીક્ષક નિમાય છે સસ્કૃતભાષામા તેમનુ જ્ઞાન ગૂજરાતમા ચઢિયાતા પ્રકારનુ લેખાય છે, અને ડૉ ભડારકર જેવા પડિતો પણ તેમના જ્ઞાનની સ્તુતિ કરે છે

તેમની સાહિત્ય પ્રવૃતિ અનેક દેશીય છે અંગ્રેજીમા 'Brief History of England' તમણે રચેલી છે, તેઓએ સ્માઇલ્સ કૃત 'ડ્યુટી' નુ ભાષાન્તર કરેલુ છે અને બાઇબલના ઇતિહાસ ઉપરથી 'ઇગ્લડના ઉન્નતિના ઇતિહાસ,' લખ્યો છે તેમજ શકરાચાર્યના 'શારીરક ભાષ્ય' નામ ના ટીકાનો ગૂજરાતીમા અનુવાદ પણ કરેલો છે વડોદરા રાજ્ય માટે ત્રણ ભાગમા સસ્કૃત પાઠાવલિ, તથા સ્વતત્ર રીતે 'સસ્કૃત શિક્ષિકા' ના શાળોપયોગી પુસ્તકો પણ તેમણે રચી પ્રસિદ્ધ કરેલા છે વળી અગ્રેજ સરકાર તરફથી અ હસ્તકના 'ભટ્ટિકાવ્ય' રેખાગ્રપિત વિદ્યાધરની એકાવલી 'પ્રતાપરૂદ્રયશો ભૂષણ તથા વૈયાકરણ ભૂષણ વગેરે પુસ્તકો ટીકા સહિત પ્રસિદ્ધિને પામેલા છે 'ગુજરાતશાળાપત્ર'ના તેઓ તત્રી છે, અને અનેક પ્રકીર્ણ વિષયો ઉપર લેખો લખી ચર્ચા પણ ચલાવે છે ચોથી ગુજરાતી સાહિત્ય પરિષદ્ અર્થે તેમણે 'કાવ્ય સાહિત્યનુ દિગ્દર્શન' એ નામનો દળદાર નિબધ પણ લખેલો છે.




એઓનો જન્મ ઇ સ ૧૮૫૭ મા સુરતમા થયો છે તેઓ જ્ઞાતિએ વિસલનગરા બ્રાહ્મણ છે. ઇ સ ૧૮૮૨ થી કાઠિયાવાડ ટ્રેનિગ કૉલેજમા છેલ્લા આસિસ્ટંટથી તે એક્ટિગ પ્રિન્સિપાલ સુધી તેમણે નોકરી કરી છે કાઠિયાવાડ લૅંગ ઇન્સ્ટીટ્યુટ અને વૉટ્સન મ્યુઝિયમના ઑનરરી જનરલ સેક્રેટરી પણ થયલા ઇ સ ૧૮૯૬ મા ઇગ્લડ જઇ બેરીસ્ટર એટ લૉ ની અને ઉત્કૃષ્ટ ભૂસ્તરની પરીક્ષાઓ તેમણે પસાર કીધી છે.

તેમણે પ્રથમ અમદાવાદ હાઇસ્કૂલમા, ત્યારપછી પુનાની કૉલેજ ઑફ સાયન્સમા, લડનની કિગ્સ કૉલેજમા અને લડનની ગ્રેઝ ઇન વગેરે કૉલેજોમા અભ્યાસ કર્યો છે તેમને લગભગ ચૌદ વર્ષની કવિતા લખવાનો શોખ હતો તેથી તેમણે પ્રથમ વ્રજભાષાનાં કવિતાઓ અને લાવણીઓ લખવા માડી હતી

સ્વ. હરિલાલ હર્ષદરાય ધ્રુવ, રા રા માણેકલાલ સાકરલાલ દેસાઇ અને ના. રા કેશવલાલ હર્ષદરાય ધ્રુવ વગેરેના તેઓ મિત્ર થાય છે હાલમા તેમને ત્રણ પુત્ર અને બે પુત્રીઓ છે

તેમણે લખેલા પુસ્તકો —હરિધર્મશતક પુલકપુજ, સરળ રસાયનશાસ્ત્ર, સરળ અર્થશાસ્ત્ર, વિદ્યાર્થીનો મિત્ર, વનસ્પતિશાસ્ત્ર, વ્યુત્પત્તિસિદ્ધ, સરળ પદાર્થવિજ્ઞાન, અમારા આસુ, મધુભૂત ખડકાવ્ય, ચમેલી, મૈત્રીબાવની, એક દેશીની અરજ, ગુજરાતી સાહિત્યનુ દિગ્દર્શન આ સિવાય કાન્હડદે પ્રબધ સશોધિત-અનુવાદ, ભાલણકૃત દશમસ્કધ, તથા શાહેનશાહ જ્યોર્જ પાચમા, એ ત્રણ છપાય છે




તેમનો જન્મ ઇ સ ૧૮૫૮ માં થયો છે જ્ઞાતિએ તેઓ પારસી છે ' મીયા મવલા ' ને નામે ' અધાંનો ખુરદો ' એ મથાળા હેઠળ એમણે ' અખબારે સોદાગર ' નામના પત્રમા સાસારિક અને પ્રજાકીય સવાલો ઉપર ટીકારૂપે તેઓ એ વર્ષપર્યન્ત લખેલા છે. ' બેહલો ભગત ' ના નામથી તેમણે જામેજમશેદમા ' સતવાડીયાનુ સરવાયુ ' એવા મથાળાં નીચે દશ વર્ષ પર્યન્ત જાહેર તથા પારસી સસારની બાબતો ઉપર ચાલુ લખાણ લખેલા ફેરાઉન લૈલા, કેનેથ, અનારકલી, કલીઓપૅટ્રા, ગગાબાબુ, ઓરતનો ગુલામ, કાળા મેઢા ચશ્મનો ખશ્મ વગેરે તેમની બનાવેલી નવલકથાઓ વખાણને પામેલી છે પારસી તવારીખના કીસ્સાઓને સગીતમા ઉતારી તેમણે સગીત કીર્તનો અનેકવાર કરેલા છે, એટલુ તો નહિ, પરન્તુ ફીરદોસીના શાહનામામાના કીસ્સાઓ ઉચા પ્રકારના સગીતમા ઉતારી તેમણે પ્રસિદ્ધિમાં મુકેલા છે તેઓ ગાઈ પણ અચ્છી તરેહથી શકે

છે. તેમનાં રચેલા સંગીત રૂસ્તમ સોહરાબ, સંગીત જમશેદ વગેરે વખણાયાં છે, અને હાલમા ' કલાવંત અને આર્યસંગીતકલા ' એ નામનો તેમણે ગ્રંથ રચી પોતાના સંગીતજ્ઞાનનો પુરાવો પણ આપેલો છે. છેલ્લાં કેટલાંક વર્ષ થયા તેઓ વૈદ્યકને લગતાં પુસ્તકો રચવા લાગ્યા છે. ' સ્ત્રીનો સાચો સલાહકાર ' એ નામનુ તેમનું પુસ્તક દશ માસમાં ત્રણ આવૃત્તિઓને પામેલુ એ ઉપરથી ઉત્તેજિત થઇ તેમણે 'સ્ત્રીભવસાગર ' ' સ્ત્રીદર્પણ ' વગેરે ગ્રથો રચી બહાર પાડેલા છે તેઓ એક સારા વક્તા છે, અને પારસી સંસારના જૂદા જૂદા વિષયો ઉપર તેમણે અનેક પ્રસગે જાહેર ભાષણો આપેલા છે.

## શિવગૌરી ઉર્ફે નાની બેન ગજ્જર.

તેમનો જન્મ સુરત વિષે ઇ. સ ૧૮૫૮ માં થયો છે. તેમના પિતાનું નામ કલ્યાણદાસ અને માતાનુ નામ ફુલકોર છે. તેમને એક બ્હેન તથા ત્રણ ભાઇ છે. સુપ્રસિદ્ધ પ્રોફેસર ગજ્જર તેમના નાના ભાઇ થાય છે શિવગૌરી બીજા ભાઇ બ્હેનેથી નાના હોવાને લીધે તેમને નાની બેનના ઉપનામથીજ બધાં ઓળખે છે. તેમણે ગૂજરાતી અભ્યાસ કર્યો છે તેમણે એક પુત્રને જન્મ આપ્યો એ નામાં સત્તર વર્ષની ઉમરે તેમના પતિ ગુજરી ગયા; તેથી વડોદરામાં તેમના ભાઇ પ્રો ગજ્જર સાથે જઈ રહ્યાં–ત્યાર પછી સુરત જઇ બાઇ જીગૌરીના આવાળુ સહવાસમા રહેવા લાગ્યાં. તે બન્નેના સદ્વિચારને પરિણામે સંવત ૧૯૬૪ માં " વનિતાવિશ્રામ " નામની આઓનો ઉત્કર્ષ સાધનારી સંસ્થા સ્થપાઈ–તેને માટે ગામે ગામે ફરી લોકોને સમજાવી આશ્રમ માટે ફંડની વ્યવસ્થા પોતે કરે છે. એ વનિતાવિશ્રામની એક શાખા અમદાવાદમાં પણ ત્રણ વર્ષ થયાં કઢી છે. તેઓ બાઇજીગૌરી, ધનદાગૌરી, વિમળાગૌરી વગેરે બ્હેનોના પરિચયથી સારી રીતે લેખો લખી શકે છે અને આશ્રમની સેવા પોતાના તનમનથી બજાવતા રહે છે.

## કેશવજી વિશ્વનાથ.

તેમનો જન્મ પ્રોલ વિષે ઇ. સ ૧૮૫૯ માં થયો છે. જ્ઞાતિએ તેઓ શ્રીમાળી બ્રહ્મણ છે. જન્મ સમયે કુટુમ્બ સ્થિતિ સાધારણ હતી. તેમના પિતા તેમને ચાર વરસના મુકી ગુજરી ગયા હતા તેથી તેમનાં માતુશ્રી માનકુંવરના ગૃહશિક્ષણથી બાલ્લવય પસાર કરી હતી. તેમણે અગ્રેજનું પણ થોડું જ્ઞાન મેળવેલું છે ગણપતરામ અનુપરામ ત્રવાડીની મદદથી રાજકોટ ટ્રેનિંગ કોલેજમાં અભ્યાસ કરી સને ૧૮૮૭ માં થી શિક્ષક–જીવન આરંભી સાથે સાથે વૈદ્યકનું પણ જ્ઞાન સપાદાન કરી લીધુ છે. સ્વજ્ઞાતિની સુધારણા અર્થે તેમણે તનમન ધનથી પ્રયાસો કરેલા છે તેમનું લગ્ન બ વખત થયુ છે. રા. રા

નરોતમદાસ દોલતરામ ત્રિવેદી અને કવિ ભવાનીશંકર વગેરે તેમના અંગત મિત્રો થાય છે.

તેમનાં લખેલાં પુસ્તકોઃ—કન્યાવિક્રય નિષેધદર્શક, સતીમંડળ ભાગ ૧, ચરિત્રચંદ્રિકા, શ્રીમાળપુરાણ, સતીમંડળ ભાગ ૨ વિગેરે પ્રસિદ્ધ થયેલાછે. આ શિવાય વીરમહિલા મંડળ, અને સ્ત્રીનું કર્તવ્ય છપાય છે તથા સતીસમાજ, જ્ઞાનદીપક, પશુવિદ્યા વિગેરે ગ્રન્થો અપ્રસિદ્ધ છે. જ્ઞાતિપ્રત્યે બે બોલ, આપણી પ્રાચીન અર્વાચીન સ્થિતિ, જ્ઞાતિની ઉન્નતિ, ભિક્ષાવૃત્તિ, સંપ, આચારવિચાર, આત્મસંરક્ષણ અને સનાતન ધર્મતત્ત્વ વિગેરે લેખો માસિકપત્રોમાં છપાયા છે. હાલમાં તેઓ પેન્શનર હોઇ સાહિત્ય સેવામાં પોતાનું જીવન શાન્ત ગાળે છે.

## નરસિંહરાવ ભોળાનાથ દિવેટીયા

" ગુર્જર કાવ્ય સરિતાના પ્રચલિત પ્રવાહને નવીન દિશામાં ગતિ આપનાર" આ સાહિત્યપ્રેમી પુરૂષનો જન્મ ઇ. સ. ૧૮૫૯ માં અમદાવાદ વિષે થયો છે. શિવકાશી તેમનાં માતુશ્રીનું નામ છે. જ્ઞાતિએ તેઓ વડનગરા નાગર છે રા રા. નરસિંહરાવ પોતાની બાળવયમાં ' ભોળા ' હતા; પરન્તુ ' ખરૂં લાગે તે કહેવું, એ ગુણનાં બીજ સ્વભાવથી તેનામા હતાં તેરમે વર્ષે તેમનુ પ્રથમ લગ્ન થયલું તેમણે બી. એ. ની પરીક્ષા ભાષાઓના ઐચ્છિક વિષયમાં બીજા વર્ગમા પસાર કેલી; અને સંસ્કૃતમાં પહેલે નંબરે આવી 'ભાઉ દાજી પ્રાઇઝ' પણ પ્રાપ્ત કરેલું. રા. મણિલાલ, રા રા. કેશવલાલ ધ્રુવ, રા. રા. શ્રીધર ભાંડારકર વગેરે સાક્ષરો તેમના સહાધ્યાયીઓ હતા. ઇ.સ. ૧૮૮૦ માં તેમનું બીજી વારનુ લગ્ન હાલનાં તેમના પત્ની સૌ. સુશીલા બ્હેન સાથે થયું. પછી એમ્ એ તથા એલ્ એલ્. બી. નો અભ્યાસ શરૂ કરેલો, પરન્તુ તેમને પોતાના પિતાશ્રીના આગ્રહથી 'સ્ટેચ્યુટરી સિવિલ સર્વિસ' માટે ૧૮૮૨ થી પ્રયત્ન કરવો પડેલો, અને ઇ સ. ૧૮૮૩ માં તેમણે અંગ્રેજ સરકારની નોકરીમાં પગ મુકી દીધો છે. ઇ. સ. ૧૮૮૪ માં તેઓ ' ઍસિસ્ટંટ કલેક્ટર ' નિમાયલા, અને ઇ. સ. ૧૮૮૫ માં સોલાપુર ખાતે તેમની કાયમની નિમણુંક થયલી ત્યાંથી તેમણે મરાઠી ભાષાનું જ્ઞાન મેળવી લીધું. પછી વારંવાર બદલી થતાં, ત્યાંની સૃષ્ટિલીલાની છાપ તેમના ઉપર પડવા લાગી, અને ' હૃદયવીણા ' માં દેખાતાં કાવ્યો તે સમયમાં સ્ફૂરી નીકળ્યાં. ૧૮૯૯ માં નાસિક ગયા, અને ઇ. સ. ૧૯૦૫ થી તેઓ રત્નાગિરિ જીલ્લામાં નિમાયલા છે. તેઓ સ્વભાવે માયાળુ, વિનયી, આનન્દી તથા ટીખળી પણ છે; સત્યને પકડી રાખવામાં આગ્રહી છે. સંસારસુધારાની બાબતમા પોતાના વિચારોને તેઓ, આવા સંક્રાંતિ કાળમાં પણ, દ્રઢતાથી અવલ બી રહેલા છે. તેમના કુટુંબની સ્ત્રીઓ પણ સાહિત્યપ્રેમી, મમતાવાળી તથા ઉચા પ્રકારના વિદ્યાસંસ્કારવાળી છે.

નરસિંહરાવનું સાક્ષરજીવન અનેકદેશીય છે.

માસિકોમા તથા અન્ય સ્થળોમા થયાજ કરે છે શરૂઆતમા તેમણે પોતાના પિતાશ્રીએ રચેલી ભજનમાળાના પદોની નકલ રૂપ કેટલાક 'નમાલાં' પદો રચેલા, અને ત્યારબાદ કેટલાક "શૃગારરસના નમાલા પદ્યો" રચેલા પરન્તુ તે તેમને 'નમાલા' લાગેલા તેથી તેમણે તેમને ફાડી નાખેલા ઇ સ ૧૮૭૮ મા 'સૂર્યોદય' કાવ્ય લખેલુ, અને ૧૮૮૦ મા બી એ થયા પછી અગ્રેજી ગોલ્ડન ટ્રેઝરી નામક કાવ્યસગ્રહ માની કવિતાઓની ઢબ ઉપર તેમણે ગુજરાતીમા "મેઘ" તથા "ચદ્ર" ના કાવ્યો લખેલા, અને પછી "કાળચક્ર" તથા "અમૃતતત્ત્વસિંધુ" વગેરે સ્વતત્ર કાવ્યો લખેલા આ કાવ્યોની ગુથણી કરવા માડી, "કુસુમમાળા" નામક પુસ્તક તૈયાર કરવા માડ્યુ, અને તે ઉદ્દેશથી "મગળાચરણ" તથા "અવતરણ" પણ રચી કાઢ્યા ત્યારબાદ કાવ્ય કરવાની પ્રેરણા થતી બધ પડી, પરન્તુ ઇ સ. ૧૮૮૬–૮૭ મા સ્વ નારાયણ હેમચદ્રનો સમાગમ થતાં તેની પ્રેરણાથી કાવ્યસરિતા પાછી વહેવા માડી, અને 'કુસુમમાળા' રચાઈ પૂરી થઈ સ્વ ગોવર્ધનરામે તે કાવ્યમાળા વાચી તેના લેખકને "the poet of the Stars & the Moon and the Clouds" નુ લક્ષણ આપેલુ. કુદરતના ગીતડા ગાતાં ગાતા "હૃદય વીણા" ના ગભીર કાવ્યો સ્ફુરવા લાગ્યાં, અને નરસિંહરાવ વિચારશીલ અને ગભીર બન્યા તેમના પૂર્વોક્ત બન્ને કાવ્ય ગ્રથો પાશ્ચાત્ય ભાવનાઓ, વિચારોથી ભરપૂર, પાશ્ચાત્ય ઢબ ઉપર તૈયાર થયલાં છે તે ઉપરાંત તેમણે અશ્રુમતીના બધા કાવ્યો, પ્રાર્થનામાળા અક ૨૯–૩૦, વગેરે કાવ્યો, તથા અભિનયકલા (અપ્રસિદ્ધ) 'અસ્ત્યભાનારોપણ' પ્રેમાનદના નાટકો, નવલરામ, સુદરાન કાર અને સાંસારિક સુધારો, જોડણી, સાહિત્યપરિષદમા જોડણી, ગુજરાતી ભાષા, વ્યાકરણ વગેરે છુટક ચર્ચા, ઉદ્દેશ્ય અને વિધેય, લિપિ, ભરતખડ માટે એક ભાષા, વિનાશના ઉપવન, ખોવાયલો આનન્દ, વગેરે અનેક સાહિત્યોપયોગી, વિવેચનાત્મક લેખો લખેલા છે કેટલાક પુસ્તકો ઉપર સ્વતત્ર અવલોકનો તથા ચર્ચાઓ પણ કરેલી છે તથા 'ઉત્સર્ગદીપિકા,' રસિકકલાઓ, જ્યોતિ વગેરે લેખો તૈયાર કરી નાખી પ્રસિદ્ધિમા મુકવાની તેમની ઈચ્છા છે" ગુજરાતી કવિતા માટે નવો પ્રદેશ ઉઘાડવાનુ માન તેમને ઘટે છે

## કેશવલાલ હર્ષદરાય ધ્રુવ.

તેમનો જન્મ ઈ સ. ૧૮૫૯ મા બહિયલ ગામમા થયો છે તેઓ જ્ઞાતિએ સાઠોદરા નાગર છે તેમની માતાનુ નામ રેવાબાઈ હતુ 'કુજવિહાર' ના કર્ત્તા સ્વ હરિલાલ ધ્રુવ તેમના મ્હોટા ભાઈ થાય છે અગ્રેજી ત્રીજા ધોરણમાં ભણતા, શિક્ષકની આજ્ઞાથી કેશવલાલે 'નિશાળ' વિષે ચોપાઈ બનાવી હતી દિ બ અબાલાલ ભાઈની અસર તેમના ઉપર બહુ થવા પામી હતી અગ્રેજી નિશાળમા રહી તેમણે સસ્કૃત ભાષાનો ખાસ અભ્યાસ આરભેલો હતો તેમના મ્હોટા ભાઈ સ્વ હરિલાલ ધ્રુવની તેમની ઉપર ઉડી છાપ પડેલી છે, અને તેના પરિણામમા તે બન્ધુદ્વય

ગુર્જર સાહિત્યમાં પ્રકાશી રહેવા પામેલા છે. સ્વામી દયાનન્દ, પ્રાર્થનાસમાજ વગેરેના ઉપદેશોથી તેમની ધર્મબુદ્ધિપર પણ અસર થવા પામી હતી ઇ સ ૧૮૮૨ માં તેમણે બી. એ. ની પદવી પ્રાપ્ત કરી છે. કૉલેજમાં સંસ્કૃત ભાષાનો અભ્યાસ વધારી તેમણે 'પૂર્વનૈષધ" ની પદ્યાત્મક 'છાયા' ને ગુજરાતીમાં ઉતારવા પ્રયત્ન કરેલો તથા "ગીતગોવિંદ" અને "મુદ્રારાક્ષસ" નામક સંસ્કૃત ગ્રંથોનું ભાષાન્તર આદરેલું ૧૮૮૨ માં તેઓ અમદાવાદની મેલ ટ્રેનિંગ કૉલેજમાં ઉપશિક્ષક નિમાયા, અને ત્યાં રહી તેમણે "મુગ્ધાવબોધ ઔક્તિક" નામના સંસ્કૃત વ્યાકરણની સમાલોચના લખેની. વળી શબ્દશાસ્ત્ર તથા ભાષાશાસ્ત્રના અભ્યાસ આરંભી તેમણે 'ઇંડિયન ઍન્ટીકવરી' નામના અંગ્રેજી માસિકમાં "મલય-ક્રીડા" વિષે તથા "વિએના ઑરિએન્ટલ જર્નલ" માં "મુદ્રારાક્ષસના કર્તા વિશાખદત્તના સમય" એ વિષે પણ લેખો પ્રકટ કરેલા. ઇ સ ૧૮૮૭ માં ભૂજની ઍાલ્ફ્રેડ હાઇસ્કૂલના હેડમાસ્તર થયા, અને ત્યાં રહી "જૂની ગુજરાતીના નમુના" પ્રકટ કરવા મંડેલા. ૧૫૦૭ મા લખાયલા "વસન્તવિલાસ" માંથી તથા ૧૪૫૦ માં લખાયલા "ગુણકેયાસમદ" માંથી તે નમુનાઓ લેવાતા હતા ૧૮૮૮ માં કચ્છથી અમદાવાદ પાછા આવી પોતાની પ્રવૃત્તિને બળવત્તર બનાવી, અને ૧૮૯૨ માં "કૃષ્ણમહોદય" પત્રમાં ગીતગોવિંદનું ભાષાન્તર પ્રકટ કરવા માંડ્યું. તે પછી તેમની રસજ્ઞતા અને વિદ્વત્તાના નમુના રૂપ "અમરૂશક" નું સમશ્લોકી ભાષાન્તર તેમણે પ્રસિદ્ધિમાં મુકેલું. ૧૮૯૪ માં તમને કચ્છના રાવશ્રીના કુંવર કુંવરીના શિક્ષકનું પદ પ્રાપ્ત થયું, અને ૧૮૯૫ માં તેમના પ્રથમ પત્ની અ સૌ. ચતુરલક્ષ્મી તથા તેમના જ્યેષ્ઠ ભ્રાતા એ ઉભય ગુજરી ગયાં. ઈ સ ૧૮૯૬ માં "ગીતા ગોવિંદ" નું ભાષાન્તર પુસ્તકરૂપે પ્રસિદ્ધ કરી, ઇ. સ. ૧૮૯૮ થી ૧૯૦૦ સુધીમા મુદ્રારાક્ષસનું મૂળ સંસ્કૃત તથા તે ઉપર અંગ્રેજી ટીકા તૈયાર કરી નાંખી—અને તેમની વિશાળ વિદ્વત્તા તથા પ્રતિભા જનસમાજની દૃષ્ટિએ પડી ચૂકી ઇ. સ. ૧૯૦૨ મા અમદાવાદ હાઇસ્કૂલના 'ફર્સ્ટ ઍસિસ્ટંટ ટીચર' થઇ, ૧૯૦૪ માં નડિયાદ હાઇસ્કૂલના હેડમાસ્ટર થતાં સ્વ. ગોવર્ધનરામના ગાઢ પરિચયમા આવ્યા, અને તે ઉભય સાક્ષરો વચ્ચે તે સમયથી ગાઢ સ્નેહગ્રંથિ સ્થાવા પામી. ઇ સ. ૧૯૦૫ માં સાહિત્યપરિષદ્‌ની પ્રથમ બેઠકમાં તેમણે "વાગ્વ્યાપાર" ઉપર લેખ વાંચેલો; અને ગૂજરાત સભા સમક્ષ "પ્રેમાનન્દ" ઉપર રસિક અને વિદ્વત્તા ભરેલું વ્યાખ્યાન આપેલું. ઇ. સ ૧૯૦૭ માં સાહિત્યપરિષદ્‌ની દ્વિતીય બેઠકમાં પ્રમુખપદ ઉપર રહીને વિદ્વત્તા પૂર્ણ છટાદાર ભાષણ આપેલું, એટલું તો નહિ પરન્તુ "પદરચના" સબંધી લેખ પણ તે પ્રસંગે રજુ કરેલો—હાલમા તેઓ અમદાવાદ હાઇસ્કૂલના હેડમાસ્તર છે. "વિનય, શાન્ત, તથા સૌજન્ય" એ તેમની પ્રકૃતિનાં પ્રધાન લક્ષણો છે. હાલમાંજ તેમણે "વિક્રમોર્વશીય" નું ભાષાન્તર પ્રસિદ્ધ કરેલું છે અને ગુ. વ. સાસાઇટી તરફથી ભાવસહિત કાદમ્બરીનું સંશોધન પણ તેઓ કરે છે. પ્રવીણ ભાષાશાસ્ત્રી તરીકે તેમની કીર્તિ ગૂજરાતમાં વ્યાપી રહેલી છે.




તેમનો જન્મ મુંબઇ વિષે ૯ સ ૧૮૫૯ મા થયો છે જાતે તેઓ પારસી છે તેઓ સન ૧૮૭૯ મા બી એ થયા અને તરત વેગા ફ્રેટ હાયરફૂલમા એક શિક્ષક તરીકે રહી અભ્યાસ ચાલુ રાખ્યો. સને ૧૮૮૨ મા એમ એ ની પરીક્ષા પસાર કરી, પારસી કોમમા સારૂ માન મેળવ્યુ તેમણે કૉલેજની કારકીર્દિ દરમ્યાન ગૂજરાતી ભાષાની સારી ખીલવણી થાય એ હેતુથી "જ્ઞાનઉત્તેજક મંડળ' સ્થાપી પોતાની આગેવાની નીચે ઘણા પારસી ગ્રહસ્થોને ગૂજરાતી ભાષાના શુદ્ધ માર્ગે દોર્યા છે કૉલેજ છોડ્યા પછી અંગ્રેજી ભાષામા વાદવિવાદ કરવા માટે "The self improvment association" નામની સોસાયટી સ્થાપી અને તેના પરિણામમા કેટલાક ગ્રેજ્યુએટો સારા વક્તા થઇ શકયા છે તેમના મિત્રોમા મર્હુમ શેઠ જમશેદજી નસરવાનજી પીટીટ તથા મર્હુમ શેઠ ફરામજી દાદાભાઇ પાંડે હતા પાંડે "કાકા કહાન 'ના તખલ્લુસથી લખતા. શેઠ જીજીભાઇએ પોતાના નાનપણના સાહિત્ય પ્રેમને લીધે ગુજરાતી, ગુજરાત મિત્ર" 'પારસી' 'કયસરેહિંદ "વિદ્યામિત્ર" વગેરેમા પોતાના લેખો લખેલા છે. અને "વિદ્યામિત્ર"ના તેઓ પોતે અધિપતિ થયલા છે. તેમણે પોતાના મર્હુમ મિત્રોના લેખોને ચુંટી તથા સંગ્રહ કરી પ્રથમ મિત્રના કાવ્યોનો સંગ્રહ ને "મારી મઝેહ તથા બીજી કવિતા" તથા બીજા મિત્રની કહેવતોનો સંગ્રહ અધુરો હતો તેને પૂરો કરી "કહેવતમાળા" પ્રસિદ્ધ કરી બન્ને મિત્રોનુ ટુંક જીવન લખી મિત્ર ધર્મ અદા કર્યો છે ૧૮૮૫ થી યુનિવર્સિટિના ફારસી ભાષાના પરીક્ષક નીમાયા તેમના નં૧ તેમની પિનાઇ બાઇ દીનબાઇ મણેકજી મીસ્ત્રી સાથે થયુ છે હાલ તેમને બે પુત્ર છે. મોટા પુત્ર મા ફીરોઝ 'ફીરોઝ એન્ડ કંપની" ને નામે યૂરોપના વેપાર ચલાવે છે અને નાના મી ફરતમ અભ્યાસ કરે છે ૧ ગુલેસ્તાન ભાષાંતર ૨ નફીહા ૩ પ્રાચીન ઇતિહાસની વાર્તાઓ વગેરે પુસ્તકો તેમણે લખેલાછે




તેમનો જન્મ જામનગરમા ઇ સ ૧૮૬૦ મા થયો છે જ્ઞાતિએ તેઓ મોઢ બ્રાહ્મણ છે તેમના જન્મ સમયે કુટુમ્બ સ્થિતિ સારી હતી એમણે ગૂજરાતીના અભ્યાસ દ્વારા થોડો ફારસી ભાષાનો અભ્યાસ કર્યાબાદ શાસ્ત્રી કેશવજી મારાજી પાસે ભાષ્યાત, વ્યાકરણ, ન્યાય, મીમાંસા, વેદાંતસાહિત્ય વગેરેનુ અધ્યયન કરી લીધુ છે.

એઓ જામનગર રાજ્યના કેળવણી ખાતા પર દેખરેખ રાખનારી [illegible] પ્રમુખપદ ધર [illegible] અમદાવાદમા [illegible] માવત- [illegible] આસ આર્ [illegible] તિવર્ષે [illegible] ને પાઠિ- [illegible] પાઠશાળા

એઆજ લે છે. તેઓ કાશી વિગેરે સ્થળોએ ગયા હતા ત્યારે ત્યાના પંડિતોએ તેમનો ખાસ સત્કાર કર્યો હતો. તેમને ચાર પુત્રો અને બે પુત્રી મળી ૭ સંતાનો છે. એમણે નિત્યા દશામી નિર્ણય, મુક્તિમીમાંસા નામનો પૂર્વપક્ષ અને તેના ઉપર સિદ્ધાંતલેખ, સંસ્કૃત પાઠમાળા તથા બીજા છૂટક લેખો ઘણા માસિક પત્રોમા લખેલા છે. પંચદશીના ભાષાંતર માટે તેમને સારૂં માન મળેલું છે.

## અરદેશર મરનોસજી મસાણી

તેમનો જન્મ ઇ સ. ૧૮૬૦ મા મુંબઈ શહેરમાં થયલો છે. જ્ઞાતે તેઓ પારસી છે. જન્મ સમયે કુટુંબની સ્થિતિ મધ્યમ પ્રકારની હતી. તેમણે એમ એ. બી. એસ્ સી. ની પદવીઓ માન સાથે પ્રાપ્ત કરેલી છે. ઇ. સ ૧૮૮૦ મા વડોદરા કૉલેજમા તેમની નિમણૂક Biology (ચેતનશાસ્ત્ર)ના ઉસ્તાદરૂપે થયલી અને વડોદરાના સંગ્રહસ્થાનના ક્યુરેટરનું પદ પણ તેમને મળેલું. વિજ્ઞાનના વિષયોમા તેઓ એક્કા ગણાય છે ઇ. સ ૧૯૦૫ થી ૧૯૦૭ સુધી તેઓ મુંબઇના શાળામંડળની સીન્ડીકેટના સભાસદ હતા અને ઇ સ. ૧૯૦૬ મા તેઓ યુનિવર્સિટી કમિશનના મેમ્બર થયા હતા. ઇ સ. ૧૯૦૫ મા તેઓ શ્રી સયાજીરાવ મહારાજા સાહેબની સાથે યુરોપના પ્રવાસે ગયેલા, અને ત્યા જઇ તેમણે ત્યાના સંગ્રહસ્થાનો તથા શાળા અને અન્ય વિદ્યામંદિરોનું અનુભવજ્ઞાન મેળવી લીધેલું ત્યાથી પાછા આવતા તેમને વડોદરા રાજ્યના વિદ્યાધિકારી અને મિનિસ્ટર ઑફ એજ્યુકેશનના હુદ્દા ઉપર નિમાજવામા આવેલા છે. વડોદરામા નિમાયલા વાર્ટલિગ કમિશનમા તેઓ એક અગ્રભૂત હતા, અને વડોદરા તરફથી તેમને ઇમ્પિરીયલ એજ્યુકેશનલ બોર્ડમા ચર્ચા કરવા અર્થે ખાસ નોતરવામા આવેલા હતા. તેમણે L M સુધી વૈદ્યકનો અભ્યાસ પણ કરેલો છે ઇ સ ૧૮૮૭ થી તેઓ ડૉ બહાદુરજી સાથે ફીઝિઓલૉજીના વિષયમા પરીક્ષક નીમાતા હતા અને ડૉ કાર્તિકર સાથે તેઓ એમ એ. ની પરીક્ષામા પણ પરીક્ષક થતા હતા અદ્યાપિ પર્યંત તેઓ વનસ્પતિશાસ્ત્ર તથા ચેતનશાસ્ત્રના વિષયમા પરીક્ષક નીમાય છે પ્રો ગજ્જર, રા. રા મનુભાઇ તથા રા રા અરદેશર હોરમસજી સૉલિસિટર વગેરે તેમના અંગત મિત્રો છે. તેમને પાચ પુત્રો તથા બે પુત્રીઓ છે તેમના પહેલા ત્રણ પુત્રોએ મુંબઈના શાળામંડળની ઉંચામા ઉંચી પદવીઓ પ્રાપ્ત કરેલી છે, અને બાકીના બે હજુ ભણે છે. તેમની એક પુત્રીએ મૅટ્રિક પસાર કરેલી છે, અને બીજી મૅટ્રિકની પરીક્ષામા બેસનાર છે. વડોદરા રાજ્યમા ફરજીયાત કેળવણીને તેમણે ઘણી ખંત તથા મહેનત તથા ફત્તેહમંદ ઉતારવાનો પ્રયાસ કરેલો છે અને કરે છે.

## દામુભાઈ ડાહ્યાભાઈ મહેતા.

તેમનો જન્મ ઇ. સ ૧૮૬૨ માં થયો છે તેમની માતાનું નામ રતનગૌરી હતું તેઓ જ્ઞાતિએ વાલ્મિક કાયસ્થ છે. તેમનુ પ્રથમ લગ્ન સ્વ જસ્ટિસ નાનાભાઇનાં પુત્રી કમળાગૌરી સાથે થયું હતું. તેનાથી તેમને બસીધરલાલ નામનો પુત્ર થયો છે અને તે હાલમાં એલ્ એલ્ બી નો અભ્યાસ કરે છે. તેમનુ દ્વિતીય લગ્ન રા છગનલાલ હરિદાસ મહેતાની પુત્રી પ્રાણગૌરી સાથે થયુ છે રા દામુભાઇએ ઇ સ ૧૮૮૩ મા બી એ ની, અને ૧૮૮૪ માં એમ્ એ બી. એસ સી. ની પરીક્ષાઓ પસાર કરેલી, અને ૧૮૮૭મા એલ્ એલ્ બી ની પદવી લીધેલી છે બી એ. થયા બાદ તેઓ વડોદરા ટ્રેનિંગ સ્કૂલના હેડમાસ્તર થયલા, અને ત્યારબાદ ન્યાયખાતામાં જોડાયા છે તે પછી તેમ ની ઉત્તરોત્તર ચઢતી થતી ગઇ, અને હાલમાં તેઓ અમરેલી પ્રાંતના જડજના હુદ્દા ઉપર વિરાજે છે. સ્વભાવે શાંત, માયાળુ તથા મળતાવડા છે. તેમને મૂળથીજ ગુજરાતી પુસ્તકો વાચવાનો સારો શોખ હતો તેથી તેમણે પોતાના વિદ્યાર્થીજીવન દરમ્યાન ' ગુજરાતી કહેવતોનો સગ્રહ ' એ નામનુ પુસ્તક પ્રસિદ્ધ કરેલું. કેળવણીખાતામાં નોકરી લીધા બાદ તેમણે ' સટીક નળાખ્યાન ' પણ પ્રસિદ્ધ કરેલું. તેઉપરાંત બધુબોધ, સચિત્ર ઇદ્રિયવિજ્ઞાનશાસ્ત્ર, વગેરે કેટલાંએક પુસ્તકો પણ તેમણે રચી પ્રસિદ્ધ કરેલાં છે. મૅટ્રીકની પરીક્ષામા તેઓ ગુજરાતી ભાષાના વિષયમાં પરીક્ષક નીમાતા હતા. હાલમાં તેમણે મીરાંબાઇનાં પદોનો સગ્રહ, તેમના જન્મવૃત્તાંત સાથે પ્રસિદ્ધ કરવાને તૈયાર પણ કરેલો છે.

## કવિ નથુરામ સુંદરજી શુકલ.

તેમનો જન્મ વાકાનેરમા ઇ સ. ૧૮૬૨ માં થયો હતો તેઓ જ્ઞાતિએ ઔદિચ્ય બ્રાહ્મણ છે. જન્મ સમયે કુટુમ્બ સ્થિતિ ગરીબ હોવાને લીધે થોડુ ગૂજરાતી તથા શુકલવૃત્તિને અનુસરતુ વૈદિક કર્મ શીખી, કુટુમ્બ નિર્વાહ ચલાવવા લાગ્યા. તેમણે રા.રા. પ્રાણજીવન મોરારજી પાસે રસાલકારનો અભ્યાસ કરેલો ધાગધ્રાના મર્હુમ મહારાજાએ તેમને કાશી મોકલ્યા અને ત્યાં વ્રજભાષાના સાહિત્ય રસ, અલકાર તથા નાયિકા ભેદનુ સારું જ્ઞાન પ્રાપ્ત કીધું. તેથી કાઠીઆવાડના જૂદા જૂદાં રાજ્યો તરફથી તેમને આશ્રય મળવા લાગ્યો. ત્યારબાદ શાસ્ત્રી ભાનુશકર હરિશકર પાસે સસ્કૃતનો પણ અભ્યાસ સારી રીતે કર્યો; અને તેજ વખતમા મહારાજા તખ્તસિહજીએ તેમને રાજકવિ તરીકે રાખ્યા. એટલુંજ નહિ પણ મહારાજા શ્રીભાવસિહે તથા વાંકાનેરના મહારાજાએ રાજકવિ તરીકે સારૂં ઉત્તેજન આપ્યુ છે. હાલમાં તેઓ નાટકો લખે છે. સતતિમાં બે પુત્રી ને એક પુત્ર છે પ્રસિદ્ધ થયેલાં પુસ્તકો— શૃંગાર સરોજ, પ્રતાપ પ્રતિજ્ઞા, શ્રીકૃષ્ણ બાળલીલા-

અઢ, તખ્તયશ ત્રિવેણિકા, ભાવસુય વાટિકા, ભાવઆ-શીર્વચન કાવ્ય, અમર કાવ્ય કલાપ, તખ્તવિરહ બાવની, ચંદ્ર વિરહ, ત્રિભુવન વિરહ શતક, ભાવ-વિરહ બાવની, નાટ્યશાસ્ત્ર.

પ્રસિદ્ધ થયેલાં નાટકોઃ—કુમુદચંદ્ર, કામલતા, સ્વયંવર, હલામણ જેઠવો, હરિશ્ચંદ્ર, રાજયોગી, લાલખાંની લુચ્ચાઇ, સતી સિરોજની, માધવ કામ કન્દલા, ગુમાનસિંહ, ભક્ત કુટુંબ, કબીર વિજય, તુકારામ, નટી નટવર, ભક્તિ વિજય, નાગરભક્ત, બિલ્વમંગળ અથવા સુરદાસ, શહેનશાહ અકબર, યોગકન્યા. એમનાં લખેલાં નાટકો મુંબઇ ગુજરાતી કંપની, વાંકાનેર વિદ્યાવર્ધક કંપની, વાંકાનેર સત્યબોધ કંપની, પાલીતાણા કંપની, તથા વાંકાનેર નૃસિંહ નૌત્તમ મંડળી વગેરે ભજવે છે.

## કવિ ભવાનીશંકર નરસિંહરામ ત્રિવેદી.

તેમનો જન્મ લીંબડીમાં ઇ. સ. ૧૮૬૨ માં થયો છે જ્ઞાતિએ તેઓ શ્રીમાળી બ્રાહ્મણ છે. તેમની માતાનું નામ દેવકુંવર હતું. કવિએ ગુજરાતી શિક્ષણ પૂરૂં કરી અંગ્રેજી અભ્યાસ શરૂ કરેલો એ દરમ્યાન તેમણે એક કવિતા લખીને "ચન્દ્રોદય" પત્રમાં મોકલેલી. આ કવિતા કવિ દલપતરામ ડાહ્યાભાઈના વાંચવામાં આવતાં તેઓ પ્રસન્ન થયલાં. અને નરસિંહરામ ત્રિવેદી કે જેઓ તેમ ાા બાળસ્નેહી હતા તેમને પત્ર લખી કવિને પોતાની પાસે મોકલવાની તેમણે ભલામણ કરેલી. તે પ્રમાણે તેઓ કવિને તેડીને ગયા. આ વેળા કવિ દલપતરામે તેમને કાવ્યપ્રદેશમાં વિચરવાનેવધુ ઉત્તેજન આપ્યું. એ રીતે બાર વરસની વયથી તેમનામાં કવિત્વશક્તિ ઉદ્દભવવા લાગી. ગુજરાત, કાઠીઆવાડ તથા મુંબઈના કેટલાક અગ્રેસર પુરૂષોએ તેમની કદર કરી છે નાનપણમાં તેઓ સ્વામી દયાનંદ સરસ્વતીના સમાગમમાં આવ્યા હતા. અત્યારે પણ તેઓ આર્યસમાજ, પ્રાર્થનાસમાજ, બ્રહ્મસમાજ, શ્રેયસ્સાધક અધિકારીવર્ગ તથા બીજી બધી ધર્મસંસ્થાઓમાં સારી રીતે ભાગ લે છે. તેમને ત્રણ પુત્ર અને બે પુત્રી મળી પાંચ સંતાનો છે. વડોદરામાં સ્થપાયલા "પ્રાચીન કાવ્ય માળા" ના ખાતામા તેમણે કામ કર્યું છે. આ સિવાય પોતે "ત્રિમાસિક ટીકાકાર" પત્ર કહ્યું હતું અને "ગુજરાત માસિક પત્ર", "સત્યવકતા," અને "વિદ્યા વિનોદ" ના તંત્રીનું તથા "શમશેર બહાદુર" નું કામ કામ કર્યું છે. તેમનાં પુસ્તકોઃ—કૃષ્ણ વિરહ, વિધવા વિલાપ, ગુજરાતી ગીતાવળી, ભવાની કાવ્યસુધા, સોરઠી સોમનાથ, સુદામાચરિત્ર, કમળાકુમારી, કુવારી કન્યા, પ્રધાન અનંતજી અમરચંદનું જીવન, બાવદીન વિજય, લાઇટ ઑફ સૌરાષ્ટ્ર, મીઠા જળની માછલી, સરદારગઢનો સરદાર વગેરે પ્રસિદ્ધ થયાં છે.

## ત્રિભુવનદાસ કલ્યાણદાસ ગજ્જર.

તેમનો જન્મ સુરત વિષે ઇ. સ. ૧૮૬૩ માં થયો હતો. જ્ઞાતિએ તેઓ વંશસુતાર છે. જન્મ સમયે કુટુંબ સ્થિતિ સારી હતી. તેમને ત્રણ ભાઇઓ અને બે બ્હેન હતાં તેમણે છેક શાળામંડળની શ્રેષ્ટતમ ગણાતી એમ એ. તથા બી. એસ. સી. ની પદવીઓ મેળવેલી છે. પ્રથમ

તેઓ વડોદરા કૉલેજમાં રસાયનશાસ્ત્રના અધ્યાપક નિમાયલા, અને ત્યાંથી વડોદરાના કલાભવનની યોજના તૈયાર થતાં તેમને તે વૈજ્ઞાનિક સંસ્થાના મુખ્યાધ્યક્ષ નિમવામાં આવેલા કલાભવનના સબંધમાં રહેતાં તેમણે ગૂજરાતી ભાષામાં વૈજ્ઞાનિક સાહિત્ય ઉભું કરવા ભગીરથ પ્રયાસ આરંભી 'શ્રીસયાજી જ્ઞાનમંજુષા, નામક વિવિધ વિષયોની ગૂજરાતી પુસ્તકમાળા રચાવવા માંડેલી, અને તેમણે પોતે વિવિધ શાસ્ત્રોના પારિભાષિક શબ્દો યોજવાનું શરૂ કરી દીધેલું. વળી અનેક ભાષાઓનો એકત્રિત કોષ તૈયાર કરાવવા પણ મંડેલા; પરન્તુ તે અપૂર્ણ—અપ્રસિદ્ધ રહી જવા પામ્યો છે. ઇ. સ ૧૮૯૫ ના અરસામાં તેમણે વડોદરા રાજ્યની નોકરી છોડી, અને મુંબઇમાં જઇ ટેક્નોલૉજિકલ લેબૉરેટરી સ્થાપી, તથા વિલ્સન કૉલેજમાં રસાયનશાસ્ત્રના અધ્યાપકનું કામ કરવા માંડ્યું. તેમની પૂર્વોક્ત સંસ્થામા બી. એસ સી. તથા એમ. એ. ની પરીક્ષાઓ માટે વિદ્યાર્થીઓ તૈયાર થતા હતા, અને મુંબઇના શાળામંડળે તેનો કાયદાસર સ્વીકાર કર્યો હતો. સ્વ. મહારાણી વિક્ટોરિયાના બાવલાને કોઇ બદમાશે ડામરનો વજ્રલેપ લગાવી દીધેલો, તે પ્રસગે, અન્ય સમર્થ રસાયનશાસ્ત્રીઓ તેને સાફ કરી નાંખવામાં નિષ્ફળ થયા હતા, ત્યારે પ્રો ગજ્જરે તે લેપ દૂર કરી અપ્રતિમ યશ પ્રાપ્ત કર્યો હતો. મોતીને પાણી ચઢાવવાની તેમણે શોધ કરેલી છે; અને હીરાઓને પાણી ચઢાવવાની શોધ તેમણે કરી રાખી છે. તેમણે બનાવેલી મરકીની દવાઓ પણ સુપ્રસિદ્ધિને પામેલી છે રસાયનશાસ્ત્રના અભ્યાસને ખીલવી, તેના વિષે વિદ્યાર્થીઓમાં અભિરૂચિ ઉત્પન્ન કરાવ્યાનું અદ્વિતીય માન તેમનેજ છે. મુંબઇવાળી ટેક્નોલૉજિકલ લેબૉરેટરીને હાલમાં તેમણે સુરત ખાતે ફેરવી નાંખેલી છે; અને તેને એક મ્હોટા પાયા ઉપર મુકી દેવાની યોજના તેમણે ઘડી કાઢેલી છે. તેમનાં લગ્ન બે વખત થયાં છે. બીજા ઘરથી એક પુત્ર તથા એક પુત્રી થયાં છે. પરન્તુ તેમાંથી માત્ર તેમના પુત્ર કૃષ્ણલાલ હયાત છે. પૈસા કરતાં વખતની કીમતને તેઓ સર્વથી વધારે પ્રમાણે છે. રા. રા. અરદેશર મ. મસાણી વગેરે તેમના અંગત મિત્રો છે. સ્વ. ગોવર્ધનરામ સાથે તેમને ગાઢ સ્નેહ બધાયો હતો.

## રા. બ. ગોવિંદભાઇ હાથીભાઇ દેસાઈ.

૧૯૧૧ ના સેન્સસના કામથી પ્રસન્ન થઇ અંગ્રેજ સરકારે તેમને ઇ. સ. ૧૯૧૨ મા શહનશાહ જ્યોર્જના રાજ્યારોહણ નિમિત્ત ભરાયલા દિલ્હી દરબારને પ્રસંગે રાવબ્હાદૂરનો ઇલ્કાબ એનાયત કરેલો છે. હાલમાં તેઓ અમરેલી પ્રાંતના સુબા નીમાયલા છે. રાજ્યસેવાની સાથે તેમણે સાહિત્યસેવા પણ કરેલી છે. સ્ત્રી કેળવણીના તથા સંસાર સુધારાના તેઓ ખાસ હિમાયતી છે. તેમણે બેન્જામિન ફ્રાન્કિલનનું જીવનચરિત્ર, દીર્ઘાયુષી શી રીતે થવાય, જીંદગીનું સાફલ્ય, હેલ્પ્સકૃત નિબંધો, અપકૃત્યનો કાયદો, ઘરમાં રમવાની રમતો, નીતિશાસ્ત્રના મૂળતત્ત્વો ભાગ ૧, તથા ૨; ગૂજરાતનો પ્રાચીન ઇતિહાસ, ગૂજરાતનો અર્વાચીન ઇતિહાસ, પૂર્વ તરફના દેશોનો પ્રાચીન સુધારો, પ્રાન્તિક શબ્દસંગ્રહ, પોલિસ પ્રશ્નોત્તરી, પોલિસ ડ્રિલ, પોલિસ કામની વાતો, સીટી પોલિસ મૅન્યુઅલ, ગુન્હા કરનારી ભટકતી જાતો સુંદરીસુબોધ ગીતસંગ્રહ, Origin and Progress of Novel writing in England, Visitor's guide to Baroda Police duty. સારી રીતભાત, તથા ઇતિહાસાત્મક વડોદરા રાજ્યની ઇ. સ. ૧૯૧૧ ના વર્ષની વસતીગણત્રીનાં અંગ્રેજી તથા ગૂજરાતી બે પુસ્તકો વગેરે અનેક પ્રકીર્ણ ગ્રંથો તથા લેખો પણ લખેલા છે. આમાંનાં કેટલાક પુસ્તકો સ્વસાહસથી, કેટલાંક ગુ. વર્નાક્યુલર સોસાઇટી તરફથી, તથા કેટલાક રાજ્યસેવા નિમિત્તે તેમણે રચેલાં છે.

રા. રા. મનુભાઇ નંદશંકર મહેતા, રા. બ. લાલશંકર ઉમીયાશંકર વગેરે તેમના અંગત મિત્રો થાય છે.





એમનો જન્મ અમદાવાદમાં ઇ. સ. ૧૮૬૩ માં થયો છે. જ્ઞાતિએ તેઓ વડનગરા નાગર ગૃહસ્થ છે. તેમણે અંગ્રેજીનો અભ્યાસ પ્રિવિયસ સુધી કરી બેરીસ્ટરની પદવી પ્રાપ્ત કરી છે. તેમની કુટુંબ સ્થિતિ સારી છે. તેમને બે પુત્રો અને એક પુત્રી છે. તેમનું સાક્ષર જીવન સને ૧૮૮૬ થી શરૂ થાય છે. અત્યાર સુધીમાં તેમનાં લખેલાં પુસ્તકો નીચે મુજબ છે—પિતૃબોધ, નારીશિક્ષા, ભોળાનાથ સારાભાઇનું જીવન ચરિત્ર, વિરાજ મોહન, મુકુલમર્દન, પુનર્વિવાહ પક્ષની પૂરે સોળે આના ફત્તેહ; ભ્રાન્તિસંહાર તેમણે ૧૮૮૬ થી દશ વર્ષ સુધી "જ્ઞાનસુધા" નામના પત્રના તન્ત્રી તરીકે કામ કરેલું છે. તેઓ વિવિધ વિષયો ઉપર માસિકોમાં લેખો લખે છે.



## શાસ્ત્રી પ્રાણજીવન હરિહર પંડ્યા.

તેમનો જન્મ જૂનાગઢ વિષે ઇ. સ. ૧૮૬૭ માં થયો હતો. જ્ઞાતિએ તેઓ પ્રશ્નોરા નાગર બ્રાહ્મણ છે. તેમણે થોડો ગૂજરાતીનો અભ્યાસ કરી સંસ્કૃત કેળવણી લેવી શરૂ કરી, વ્યાકરણમાં સિદ્ધાન્ત કૌમુદી; સાહિત્યમાં કુવલયાનંદ, સાહિત્યદર્પણ અને કાવ્યપ્રકાશ તર્કસંગ્રહ ટીકા સાથે, પંચદશી, ઉપનિષદો વગેરે

વેદાન્તના ગ્રન્થો, રામાયણ મહાભારત વગેરે, ધર્મશાસ્ત્રમા મનુ, યાજ્ઞવલ્કય, પારાશર સ્મૃતિ વગેરે તથા આયુર્વેદમા ચરક, સુશ્રુત વગેરે અનેક ગ્રન્થોનુ તેમજ સાંખ્ય તથા યોગશાસ્ત્રનુ પણ અધ્યયન કર્યું છે, અને હાલમા તેઓ મી ગાસાનુ અધ્યયન કરે છે. બ્રાહ્મણ જાતિને અનુ કૂળ અધ્યયનવૃત્તિ તથા લેખનવૃત્તિથી પોતાની આજીવિકા કરે છે શરૂઆતમા તેઓ જૂનાગઢની સસ્કૃત પાઠશાળામા અધ્યાપક તરીકે રહ્યા હતા ત્યાથી ભારત માર્તંડ પડિત ગટ્ટુલાલજીના આ મત્રણથી મુબઇ ગયા ત્યા તેઓ વિષ્ણુ સહસ્ત્ર નામનુ ભાષ્ય રચતા હતા, પરતુ તેઓ પ્રજ્ઞાચક્ષુ હોવાથી મોઢેથી બોલી શાસ્ત્રી પાસે લખાવતા હતા એ રીતે ભાષ્ય લખ્યુ અને હાલમા તેઓ સવત ૧૯૪૬ થી 'ગુજરાતી' પ્રેસમા સસ્કૃત સાહિત્યના ભાષાન્તર કરવાના કામ ઉપર નીમાયા છે તેમણે મનુસ્મૃતિનુ ભાષાન્તર પડિત નથુ- રામ સાથે મળીને કરેલુ છે તેમના પુસ્તકોઃ—

અધ્યાત્મ રામાયણ, મહાભારતના દશ પર્વનુ ભાષા તર, શ્રીમદ્ભાગવતનુ ભાષાતર, પચતત્રનુ ભાષા તર, દશકુમારનુ ભાષાંતર હેસ્ટી સની સોળી, અયો ધ્યાની બેગમ, નુરજહાન વિવેકી વિજયા તથા પતિવ્રતા સ્ત્રીઓ તેમને એક પુત્રી અને બે પુત્રો છે

## નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવી

એમની "જ્ઞાતિ શ્રીહરવશી લેઉઆ કણબી છે." વર્તમાન સમયમા એમની જ્ઞાતિ લેઉઆ પાટીદારને નામે પ્રસિદ્ધ છે એમનો જન્મ ઇ સ ૧૮૬૪ મા અમદાવાદ વિષે થયો છે કહે છે કે તેમના પિતાશ્રી પુરૂષોત્તમદાસની ઉમર ચાળીશ વર્ષની થઈ ત્યાસુધી તેમને કંઈ સતતિ નહતી, અને એજ કારણથી તેમણે પાચ પત્નીઓ કરી હતી તેમાના પાચમા અને છેલ્લા બા સૌ મહાકોરબાઈ તેમના માતુશ્રી થાય છે અનાગમે અમદાવાદના પ્રસિદ્ધ યોગીશ્વર હીરાપુરી મહા રાજે તેમના માતાપિતાને એક પુત્ર થવાનુ વરદાન આપ્યુ અને તેજ પ્રમાણે એમનો જન્મ અમદા વાદમા થયો એમના પિતામહ ચતુરદાસ ડાકોરના શ્રીરણછોડરાયજીના પરમભકત હતા અને ત્યા જવા દરવર્ષે સઘ કાઢતા તેથી તેમની સઘવીની અટક પડી—" જન્મ થયા પછી ૭ માસ સુધી ચક્ષુ ઉઘાડ્યા વિના અને હાથ જોડી નમસ્કાર મુદ્રા બાધી પડ્યા રહેતા. છ માસની ઉમરમા એક તેજનો ગોળો તેમના પાસે થઇને જતો તેમનાં માતુશ્રીએ જોયો અને તેજ દિવસથી આખો પણ ઉઘડી" કહે છે કે "તે વખતેજ કપા લમા તાજા કોરા કકુનુ તિલક અને પારણામા આજુબાજુ વેરાયલુ કકુ જોઇ તેઓ ઘણા ચકિત થયા " તેમના પિતાશ્રી ભોળા પણ ઉગ્ર સ્વભાવના હોવાથી તેમના ઘરમા જોઇએ તેવી સલાહ શાન્તિ રહેતી નહિ, છતા તેમના માતુશ્રી તેમને બહુ ચાહતા હતા તેમનુ પ્રથમનુ લગ્ન નવ વર્ષની વયે થયુ હતુ નાનપણમા તેઓ બુદ્ધિશૂન્ય જેવા જણાતા હતા પણ ગુજરાતી અભ્યાસ કર્યા બાદ અગ્રેજીમા દાખલ થયા ત્યારથી બુદ્ધિનો વિકાસ થવા લાગ્યો પણ સસ્કૃ તમા તેમની બુદ્ધિ કામ કરી શકતી નહતી તેથી



કૃષ્ણરાવ ભોળાનાથ.





પ્રાણજીવન હરીહર શાસ્ત્રી.

શાસ્ત્રી ભાસ્કરરામને તેમને ફારસી શીખતા કર્યુ એટનામા કવિ દલપતરામનો 'ભૂતનિબંધ' તેમણે વાંચીને તેમના ધટાકર્ણ મંત્રનો પ્રયોગ કર્યો કે તુરત સંસ્કૃત ભાષાનુ જ્ઞાન ઉપજવા લાગ્યુ અને આખરે એજ વિષયમા તેમણે ફતેહ મેળવી આગળ કર્યુ તેમ એમના પિતાનો ઉગ્ર સ્વભાવ હોવાને લીધે કુટુમ્બ કલેશ, નાનપણમા થયેના લગ્ન તથા બુદ્ધિની જડતા એ સૌ પ્રતિકૂળ સંયોગોમાથી પોતે નિર્વિઘ્ન પસાર થઈ અગ્રેજીનો મેટ્રિક સુધી અભ્યાસ કરી ગુજરાત કૉલેજમા દાખલ થયા ત્યા થોડો અભ્યાસ કર્યા પછી ઇડર સ્ટેટમા નોકરી લેવાની જરૂર પડી. એ સ્ટેટમા અગીઆર વર્ષ નોકરી કરી ત્યાના મહાનજનુ સારૂ માન મેળવ્યુ પરતુ તેમને નાનપણથી ઈશ્વર સ્તવનમા પ્રીતિ હોવાથી શ્રીયુત્ સ્વ. છોટાલાલ જીવનલાલની મૈત્રીથી ગુરુની શોધ કરતા વડોદરામાં શ્રીમાન્ નૃસિંહાચાર્યજીને ગુરૂ તરીકે સ્વીકાર્યા અને નાનપણમા જે મહાપુરૂષના દર્શન થતા હતા તેજ આ પુરૂષ હતા એમ તેમને જણાયુ તેમને નાનપણમાથીજ સાહિત્ય ઉપર ઘણો શોખ હતો વિદ્યાર્થી અવસ્થામા કાવ્યો અને નિબધો લખતા હતા તેમનુ પહેલુ કાવ્ય 'વર્ષા વર્ણન' છે અને ત્યારથી તેમનુ સાક્ષર જીવન શરૂ થ.ય છે. આ પછી તેમણે બુદ્ધિપ્રકાશમા 'રૈકયરમણ' વગેરે પવિજયતરણી શેખર મા, કવિતાવિનાસમા સરસ્વતીરાસ લખ્યા બીજા પત્રોમા પણ લેખો તથા કવિતાઓ લખેલ છે કવિતાવિનાસના મંત્રીરાવ પુરૂષોતમ કહાનજીએ તેનુ તંત્રીપદ તેમને સોપ્યુ હતુ તે વખતે તેમણે સરસ્વતીરાસ, મહરમ જરી અને શૃગારશતક એ ખડકાવ્યો લખ્યા છે ત્યારપછી 'ગૂજરાત ગેઝેટ' નામના સાપ્તાહિક પત્રમા 'ગુર્જર ગ્રંથકાર ચિનાનગી' નામનો લેખ લખ્યો અને ત્યારબાદ શ્રીમન્નૃસિંહાચાર્યજીની આજ્ઞાથી 'મહાકાલ' માસિકની સ્થાપના કરી બે વર્ષ ચલાવ્યુ પરતુ કુટુમ્બ કલેશને લીધે આગળ કહ્યા પ્રમાણે ઇડર સ્ટેટમા નોકરી કરવા જવુ પડ્યુ અને મહાકાલનુ તંત્રીપણુ સ્વરૂપસ્થ શ્રીયુત્ માસ્તર છોટાલાલને સોપ્યુ ઇડરમા રહી "ટેલિમૅકસ" નામના ગ્રથનુ ગૂજરાતી ભાષાતર કર્યું તથા મહારાજાની ઇચ્છાથી "શિશુપાલ મદમર્દન" નાટક લખ્યુ અને મહારાજા સાહેબને ભજવી બતાવ્યુ અને ત્રીજુ 'કેસરી કર્ણકુડળ' નામનુ રાજનીતિનુ પુસ્તક કુડળીઆ છદમા લખ્યુ, જે હજુ અપ્રસિદ્ધ છે આ સિવાય 'श्रीगुरोर्महिम्न स्तोत्रम्' એ કાવ્ય સસ્કૃતમા શિખરિણીવૃત્ત મહ લખ્યુ છે તેમણે નોકરીના વખતમા પણ મહાકાલમા નિયમિત લેખો મોકલવાનુ શરૂ રાખ્યુ હતુ નોકરી છોડ્યા પછી વેપાર કર્યો તેમા થોડુ ખમવુ પડ્યુ—ખોટ ગઈ, તોપણ વેપાર ઉપર વધારે શ્રદ્ધા હોવાથી તથા દેશી સાકર બનાવી ભ્રષ્ટાચાર દૂર કરવાના હેતુથી હાલમા તેઓ "ધ કેસર ઇન્ડિયન સુગર મેન્યુ કપની" ના ત્યવસ્થાપક તરીકે જોડાયેલા છે તેમણે બીજી વખતનુ લગ્ન કર્યું છે હજુ સંતતિ નથી તમામ ધર્મના સિદ્ધાતોનુ રહસ્ય જાણ્યુ છે અને ગેગાભ્યાસ પણ કરે છે

## શોરાબજી મંચેરજી દેશાઇ.

તેમનો જન્મ નવસારીમા ઇ. સ ૧૮૬૫ મા થયો છે જન્મ સમયે કુટુમ્બ સ્થિતિ સારી હતી તેમના પૂર્વજોએ ગૂજરાતમા ગાયકવાડી રાજ્ય સ્થાપનામા અગ્ર ભાગ લીધો હતો તેમણે ગૂજરાતી ઉપરાત અગ્રેજી ભાષાની સારી કેળવણી પ્રાપ્ત કીધી છે હિંદુધર્મના પુસ્તકોનો વધારે અભ્યાસ રાખતા હોવાથી શ્રી ગોસ્વામી દેવકીનંદનાચાર્યજી સાથે ખાસ મિત્રતા ધરાવે છે જરથોસ્તી ધર્મની પરીક્ષાઉંચે નબરે પસાર કરી છે એક અમેરિકન લેખકની સ્પર્ધામા પોષ્ટકાર્ડ ઉપર નધાગેમા વધારે ૪૧૦૦૦ શબ્દોનો એક નિબધ લખ્યો છે. આ સિવાય એવાજ બીજા સારા નિબધો પોષ્ટ કાર્ડમા લખ્યા છે જેમાના બે કાર્ડો મુબઇના વિક્ટોરિયા મ્યુઝિયમમા ખાસ નમુના તરીકે મુકાયલા છે તેમણે ૧૮૯૯ મા 'આનંદી' માસિક શરૂ કર્યું. ૧૮૯૦ માં વડોદરા રાજ્યની નોકરીમા જોડાયા અને તેજ સાલથી નવસારી જ્ઞાન પ્રસારક મંડળના મંત્રી નિમાયના છે ૧૮૯૩ મા 'વડોદરા વત્સલ' ના મુખ્ય ગૂજરાતી લેખક તરીકે કામ કર્યું અને ૧૮૯૬ મા "નવરગ" નામનુ માસિક ચલાવવા માડ્યુ. આ સિવાય તેમણે અત્યારે પ્રસિદ્ધ થતા ગૂજરાતી અનેપારસી પત્રોમાના ઘણા પત્રોમા લેખો લખ્યા છે અને હજુ લખે છે તેમના લખેના પુસ્તકો — અટકો અને નામો, આતસ બહેરામે દેશાઇ ખોરસેદ, એયામે નોશાડો હિગામે નૌરોઝ, સીહા સંસાર, હિંદુસ્તાનના આતશ બહેરામો, નૂરજેહાન, બદની અને માગ્રનાણીની મોતેબરી, ગાયકવાડ અને બ્રિટાનિયા, નજે શાયસન, તવારીખે નવસારી, પારસીઓમા લગ્નનુ જોડુ મહારાણી વિક્ટોરીઆનુ જીવન ચ એડવર્ડનામુ, પ્રાણીમડળ પારસી સુતક, સરસ્વતિવિલાસ દુખીને દિલાસો દાવરજીની દરબાર, પારસી પુરાણ દુખીને દીલાસો ( મોટી આવૃતિ ) નાનપણથી કવિતાઓ અને ગાયનો લખવાનો શોખ હતો પહેલા "ગરીબ" ના તખલ્લુસર અને હવે સો મ દેશાઇ એ સજ્ઞાથી તેઓ લેખો લખે છે

## સૌ હરિસુખગૌરી વામનરાય

એમનો જન્મ ઇ સ ૧૮૬૫ મા સુરતના વડનગરા નાગર ગૃહસ્થ મુગટરાય મણિરાયને ત્યા થયો વાચતા લખતા આવડ્યા પછી વાચનનો શોખ દિવસે દિવસે વધતો ગયો અને આજે તે સહેલી અગ્રેજી ભાષામા લખેલી નવલકથાઓ પણ વાચી શકે છે તેમનુ લગ્ન સુરતમા રા. વામનરાય કપિલરાય સાથે થયુ છે રા વામનરાય હાલ ભાવનગર સીટી મેજીસ્ટ્રેટના હોદ્દા ઉપર કામ કરે છે તેમને ત્રણ પુત્રો અને એક પુત્રી છે તેમને બાર વર્ષની વયથી કવિતા કરવાનો શોખ લાગ્યો હતો, જેના પરિણામમા તેમણે સતી સીમંતિની, ધર્મગુપ્ત લગ્ન હરેન્દ્રવિરહ, ઋષ્યશૃંગ, એ પુસ્તકો પ્રસિદ્ધ કર્યા છે તેમના અપ્રસિદ્ધ પુસ્તકોમા કુમુદ્વતી, ધીરસિંહ અને સતી પ્રભાવ ( કાવ્યમાળા ) વગેરે છે.



હરીસુખગૌરી.





ગૌરીશંકર જયશંકર.

## શેરાબજી મ ચેરજી દેશાઇ.

તેમનો જન્મ નવસારીમા ઇ. સ ૧૮૬૫ મા થયો છે જન્મ સમયે કુટુમ્બ સ્થિતિ સારી હતી તેમના પૂર્વજોએ ગૂજરાતમા ગાયકવાડી રાજ્ય સ્થાપવામાં અગ્ર ભાગ લીધો હતો તેમણે ગૂજરાતી ઉપરાત અગ્રેજી ભાષાની સારી કેળવણી પ્રાપ્ત કીધી છે હિંદુધર્મના પુસ્તકોનો વધારે અભ્યાસ રાખતા હોવાથી શ્રી ગોસ્વામી દેવકી નદનાચાર્યજી સાથે ખાસ મિત્રતા ધરાવે છે જરથોસ્તી ધર્મની પરીક્ષાઉચે નબરે પસાર કરી છે એક અમેરિકન લેખકની સ્પર્ધામા પોષ્ટકાર્ડ ઉપર વધારેમા વધારે ૪૧૦૦૦ શબ્દોનો એક નિબધ લખ્યો છે આ સિવાય એવાજ બીજા સારા નિબધો પોષ્ટ કાર્ડમા લખ્યા છે જેમાના બે કાર્ડો મુબઇના વિક્ટોરિયા મ્યુઝિઅમમા ખાસ નમુના તરીકે મુકાયલા છે તેમણે ૧૮૮૯ મા 'આનદી' માસિક શરૂ કર્યું ૧૮૯૦ માં વડોદરા રાજ્યની નોકરીમા જોડાયા અને તેજ સાલમા નવસારી જ્ઞાન પ્રસારક મડળના મત્રી નિમાયલા છે ૧૮૯૩ મા 'વડોદરા વત્સલ' ના મુખ્ય ગૂજરાતી લેખક તરીકે કામ કર્યું અને ૧૮૯૬ મા "નવરગ' નામનુ માસિક ચલાવવા માડ્યુ આ સિવાય તેમણે અત્યારે પ્રસિદ્ધ થતા ગૂજરાતી અને પારસી પત્રોમાના ઘણા પત્રોમા લેખો લખ્યા છે અને હજુ લખે છે તેમના લખેલા પુસ્તકો – પારસી અટકો અને નામો, આતસ બહેરામે દેશાઇ ખોરસેદ, એયામે નોશારો હિંગામે નોરોઝ સીધા સસાર, હિંદુસ્તાનના આતશ બ્હેરામો, નૂરજ્હાન, બદગી અને માગ્રવાણીની મોતેગરી, ગાયકવાડ અને ચિટનિયા, ગજે શાયસન તવારીખે નવસારી પારસીઓમા લગ્નનુ ગેહ, મહારાણી વિક્ટોરીઆનુ જીવન ચ એડ્વર્ડનામુ, પ્રાચીમડગ પારસી સુતમ, સર રવતિવિલાસ દુખીને દિલાસો દાવજીની દરબાર, પારસી પુરાણ દુખીને દીલાસો (મોટી આવૃત્તિ) નાનપણથી કવિતાઓ અને ગાયનો લખવાનો શોખ હતો પહેલા "ગરીબ" ના તખલ્લુસ્ર અને હવે સો મ દેશાઇ એ સજ્ઞાથી તેઓ લેખો લખે છે

## સૌ. હરિસુખગૌરી વામનરાય.

એમનો જન્મ ઇ સ ૧૮૬૫ મા સુરતના વડનગરા નાગર ગૃહસ્થ મુગટરાય મણિરાયને ત્યા થયો વાચતા લખતા આવડયા પછી વાચનનો શોખ દિવસે દિવસે વધતો ગયો અને આજે તે સહેલી અગ્રેજી ભાષામા લખેલી નવલકથાઓ પણ વાચી શકે છે તેમનુ લગ્ન સુરતમા રા. વામનરાય કપિલરાય સાથે થયું છે રા વામનરાય હાલ ભાવનગર સીટી મેજીસ્ટ્રેટના હોદ્દા ઉપર કામ કરે છે તેમને ત્રણ પુત્રો અને એક પુત્રી છે તેમને બાર વર્ષની વયથી કવિતા કરવાનો શોખ લાગ્યો હતો, જેના પરિણામમા તેમણે સતી સીમતિની, ધર્મગુપ્ત લગ્ન હરેન્દ્રવિરહ, શ્રૃગાર શૃગ એ પુસ્તકો પ્રસિદ્ધ કર્યાં છે તેમના અપ્રસિદ્ધ પુસ્તકોમાં કુમુદવતી, ધીરસિહ અને સતી પ્રભાવ (કાવ્યમાળા) વગેરે છે.



હરીસુખગૌરી.





ગૌરીશંકર જયશંકર.



## ગૌરીશંકર જયશંકર વોરા.



તેમનો જન્મ ભૂજ વિષે ઇ. સ. ૧૮૬૬ માં થયો છે. જ્ઞાતિએ વડનગરા નાગર છે જન્મ સમયે કુટુમ્બ સ્થિતિ સારી હતી. ગૂજરાતી અભ્યાસ પુરો કર્યા બાદ વ્યવહારજોગુ અંગ્રેજી જ્ઞાન પણુ સંપાદન કર્યું. તે ઉપરાંત રસ, અલંકાર અને પિંગળનું સારૂં જ્ઞાન મેળવ્યું છે. આ સિવાય તેમણે ઉર્દુ, ફારસી અને સિંધી ભાષાનું પણ સારૂં જ્ઞાન પ્રાપ્ત કરેલું છે. મોટા આ સંબીયા મેનેજરની જગોએ કામ કરી હાલમાં રાપર ગઢવાલી મેનેજરના હોદ્દાપર છે. તેમને સંતાનમાં હાલ એક પુત્રી છે.

તેમના અંગત મિત્રોમાં કવિ જીવરામ અજરામર ગોર, રા. રંગીલદાસ પ્રજારામ વગેરે છે. તેમણે સં. ૧૯૫૦ ની સાલથી લખવાનું કામ હાથ ધર્યું છે.

કાવ્યમુદ્રિકા, નીતિ રત્નમાલિકા, તમાશા બત્રીશી, કચ્છનો રાજા લાખો ફુલાણી, ચંદ્રચરિત્ર, કુંમાર જ્ઞાતિપ્રકાશ, લાઇટ હાઉસ, ભજનસાર સિંધુ, ચારદરવેશનું ભાષાંતર, વગેરે પુસ્તકો તેમણે રચેલાં છે



## મનુભાઈ નંદશંકર મહેતા.

તેમનો જન્મ સુરત વિષે ઇ. સ. ૧૮૬૭ માં થયો છે. જ્ઞાતિએ તેઓ વડનગરા નાગર ગ્રહસ્થ છે. પ્રત્યેક વર્ષે શાળામંડળની પરીક્ષા પસાર કરતાં તેમણે ૧૮૮૬ માં બી. એ. તથા ૧૮૮૮ માં એમ. એ. તથા ૧૮૯૧ માં એલ્. એલ્. બી. ની પરીક્ષાઓ પસાર કરેલી, અને તે પ્રત્યેકમાં એલ્ફિન્સ્ટન પ્રાઇઝ, એલિસ સ્કૉલરશિપ, હોમજી અ. દાદીનું ઇનામ, તથા આર્નોલ્ડ પ્રાઇઝ, અનુક્રમે મેળવેલાં. ઇ સ ૧૮૮૯ થી ૧૮૯૦ સુધી એલ્ફિન્સ્ટન કૉલેજના સિનિયર ફેલો તરીકે તેમણે સંસ્કૃત, લૉજિક વગેરે વિષયો શીખવેલા. ઇ. સ. ૧૮૯૧ થી ૧૮૯૯ સુધી વડોદરા કૉલેજમાં લૉજિક અને મોરલ ફિલોસૉફી, તથા લૉના પ્રોફેસર તરીકે કામ કરી વિદ્યાર્થીપ્રિયતા મેળવેલી. ત્યારબાદ ૧૯૦૪ સુધી રૂ ૪૦૦ થી ૬૦૦ સુધીના પગારથી તેમણે શ્રીમંત મહારાજા સાહેબના સેક્રેટરી તથા હજુરકામદારનો હુદ્દો ભોગવેલો હતો. ઇ. સ. ૧૯૦૦ માં શ્રીમંત મહારાજા સાથે વિલાયતની મુસાફરી કરેલી. ઇ. સ. ૧૯૦૫ થી ૧૯૧૨ સુધી તેમણે નાયબ દીવાન તથા ન્યાયમંત્રીના હુદ્દાએ માસિક રૂ. ૧૧૩૦ ના પગારથી ભોગવેલા છે. દરમીયાન ૧૯૦૪, ૧૯૦૬-૦૭-૧૧ ના વર્ષોમાં રેવેન્યૂ કમિશનર પણ થયલા છે. ઇ.સ. ૧૯૦૭ માં જ્ઞાતિસમાધાન પણ તેમણે કરેલુ છે. તેમનાં લગ્ન પ્રથમ પત્ની સૈૌ. હર્ષદકુંવર સાથે ઇ સ ૧૮૮૭ માં થયલાં, અને તેમનાથી તેમને ત્રણ પુત્રો તથા ત્રણ પુત્રીઓ મળી ૭ સંતાનો થયલાં તેમાંથી હાલ એક પુત્ર કાન્તિચંદ્ર તથા બે પુત્રીઓ ચિ. બ્હેન જયશ્રી તથા ચિ. બ્હેન હંસા હયાતી ધરાવે છે. તેમનાં દ્વિતીય પત્ની સૌ. ધનવંતા સાથે તેમનું દ્વિતીય લ-

ઇ સ ૧૮૦૭ મા થયનુ અને તેમનાથી તેમને બે પુત્રીઓ થયલી છે રા રા મનુભાઇએ પોતાની પુત્રીઓને ગૂજરાતી ઉપરાત અંગ્રેજી ભાષાનુ શિક્ષણ પણ અપાવ્યુ છે રા બ મણિભાઇ, રા રા. કૃષ્ણલાલ ઝવેરી તથા રા બ ગોવિંદભાઈ વગેરે તેમના અંગત મિત્રો છે

અકબર ઉપર નિબધ (અગ્રેજીમા-હોબ પ્રાઇઝ એસે) ઇ સ ૧૮૮૯ હિદનાંજ સ્થાન ઇ સ ૧૮૯૮, પ્રમાણશાસ્ત્ર ઇ સ ૧૯૦૦ તેમણે લખેલા છે

## જેઠીસનદાસ જેઠાભાઈ કણીયા.

પ્રો કણીયાનો જન્મ ઇ સ ૧૮૬૭ મા સુરતમા થયેલો છે તેમના જન્મ સમયે તેમના કુટુંબની સ્થિતિ સામાન્ય પ્રકારની ગણાતી તેમના પિતાનુ પ્રધાન લક્ષ ભક્તિમાર્ગપ્રતિ હતુ પ્રો કણીયાનુ પ્રથમ લગ્ન સુરતમા અને દ્વિતીય લગ્ન ભુજમા થયુ છે તેઓને ત્રણ પુત્રો છે તેમના મોટા પુત્ર ઈશ્વરલાલ એમ એ મા પાસ થયા છે અને બીજા અભ્યાસ કરે છે ઇ સ ૧૮૮૬ મા બી એ ની પરીક્ષામા તેઓ ફસ્ટ-ક્લાસ ફર્સ્ટ આવેલા ઇ સ ૧૮૯૦ થી તેઓ ભાવનગરની શામળદાસ કૉલેજમા સસ્કૃત પ્રોફેસર તરીકે નીમાયા છે ઇ સ ૧૮૮૫ મા તેમણે શ્રીમન્નૃસિંહાચાર્યનુ શરણ ગ્રહણ કર્યું અને ત્યારથી વાસ્તવ કેળવણીનો આરભ અને પારમાર્થિક જીવન તથા સાક્ષર જીવનની શરુઆત થઈ એમ તેઓ સ્વીકારે છે શ્રીમાન્ છોગાલાલ જીવનલાલને તેઓ સદ્ગુરુદર્શક તથા આત્મહિતકારક ગુરુરૂપે સ્વિકારે છે

તેમના પ્રસિદ્ધ થએલા પુસ્તકો.—પાતંજલ યોગદર્શન તથા જીવનરસાયનશાસ્ત્ર અથવા વ્યાધિ હજાર પણ ઔષધ બાર તે ઉપરાત તેમના અનેક વિવિધ વિષયો ઉપર લખાયલા લેખો મહાકાલ, પ્રાત મન, યમદડ તથા સદુપદેશશ્રેણીમાં પ્રકટ થયલા છે

## હીરાલાલ વ્રજભૂખણદાસ શ્રૉફ.

તેમનો જન્મ પેટલાદ ખાતે ઇ સ ૧૮૬૭ મા થયો છે જ્ઞાતિએ તેઓ વિસાવાડ વાણીઆ છે. જન્મ સમયે કુટુબ સ્થિતિ સારી હતી ઇ સ ૧૮૮૭ મા તેમનુ લગ્ન થયનુ અને ઇ સ ૧૮૦૮ માં તેઓ ગૃહભગ થયલા તેમને ત્રણ પુત્રો તથા ત્રણ પુત્રીઓ મળી ૭ સતાનો છે તેમણે ઇ સ ૧૮૯૪ મા ડેકન કૉલેજમાથી બી એ ની પરીક્ષા પાસ કરી છે. પછી એલ્ફિન્સ્ટન કૉલેજમા રહી ફિલૉસૉફી તથા લિટરેચરનો અભ્યાસ કરેલો છે તેઓ સસ્કૃત ભાષાનુ ઉચા પ્રકારનુ જ્ઞાન ધરાવે છે, અને તે ભાષામા લખાયલા કાવ્ય, અલકાર, વ્યાકરણ, દર્શનશાસ્ત્રો, ન્યાય, વેદાન્ત વગેરે વિષયોનો અભ્યાસ તેમણે વે શા સ વ્યકટાચાર્ય, મહામહોપાધ્યાય રાજારામ શાસ્ત્રી વગેરે સસ્કૃત પાઠકો કને રહીને કરેલો છે ઇ સ. ૧૮૮૯

ધી તેમણે સુદર્શન, સમાલોચક, આર્યધર્મ પ્રકાશ, ગુજરાતી વગેરે પત્રોમા સાહિત્ય, ધર્મ તથા દર્શનશાસ્ત્રો ઉપર પ્રકીર્ણ લેખો તથા પરચુરણ કવિતાઓ લખેલી છે નિબન્ધોમા પ્રારબ્ધ અને પુરૂષાર્થ, ઉપનિષદ્ ની બ્રહ્મવિદ્યા સદ્ગુરૂ કોણ હોઇ શકે? આર્યસમાજી પંડિત રમાભી નિત્યાનંદના વ્યાખ્યાનોનુ દિગ્દર્શન, અદ્વૈત મીમાસા, મુક્તિમીમાસા, વિલાયતગમન સશાસ્ત્ર કે શાસ્ત્રવિરૂદ્ધ? શંકર જયતી શુદ્ધાદ્વૈત વગેરે લેખો લખ્યા ઉપરાત સસ્કૃત કાવ્યોમાથી ચુટણ કરી શિશુકઠાભરણ નામક કાવ્યસગ્રહ પણ પ્રસિદ્ધ કરેલો છે કવિ સામળભટ્ટ કૃત મદનમોહનાની વાર્તા ઉપર ગૂજરાતીમા ટીપ કરેલી છે, તથા નનન ગ્રથાવલિ નામના સુપ્રસિદ્ધ રત્ન નવલરામના લેખસગ્રહની શાળોપયોગી આવૃત્તિ બે ભાગમા તેમણે તૈયાર કરી આપી છે એમનો શાકર અદ્વૈતનો અભ્યાસ ખરેખરો સગ્રણ છે ઇ સ ૧૮૯૯ મા તેમણે પેટલાદ વિપિરત પડિત ગટ્ટુલાલજી ધાર્મિક પુસ્તકાલય નામની પાચ હજાર પુસ્તકોથી ભરેલી સસ્થા પોતાના ખર્ચે સ્થાપી સાહિત્યસેવા બજાવેલી છે હાલમા તેઓ વડોદરાની શ્રીસયાજી આર્ટ-ઇન-ઍડ હાઇસ્કૂલના પ્રિન્સિપાલના પદ ઉપર રહી યથાર્થ શિક્ષક ધર્મ બજાવે છે




તેમનો જન્મ સુરત વિષે ઇ સ ૧૮૬૭ મા થયો છે જ્ઞાતિએ વડનગરા નાગર ગૃહસ્થ છે જન્મ સમયે કુટુમ્બસ્થિતિ સાધારણ હતી તેઓ મેટ્રિકની પરીક્ષા પાસ કરી વડોદરા કૉલેજમા એક વર્ષ અભ્યાસ કરી વિજ્ઞાનનો શોખ હોવાથી એજ કૉલેજમા એગ્રિકલ્ચર બ્રાન્ચમા દાખલ થયના અને ૧૮૮૦ મા પહેલી પરીક્ષા પાસ કરેલી એટલામા તેમના માતુશ્રી વિદેહી થવાથી અભ્યાસ છોડી દેઇ સસારવ્યવહારમા પ્રવેશ કર્યો અને જામનગરમા નોકરી લીધી ત્યારપછી સાયન્સ શિક્ષક તરીકે રાજકોટ કાઠીયાવાડ હાઇસ્કૂલમા, ગરસ્થાન ઝોગ ઉદેપુરના મહારાજા સાહેબના પ્રાઇવેટ સેક્રેટરી તરીકે, રાજકોટ મિડલ સ્કૂલના હેડમાસ્તર તરીકે વગેરે વગેરે નોકરી કરી હમણા ધાગધ્રા સ્ટેટમા હજુર ઑફિસમા નોકરી કરે છે ઘણો વખત શિક્ષકની નોકરી હોવાથી ' માસ્તર" ના ઉપનામથી તેઓ ઓળખાય છે હાલમાં તેમને પાચ પુત્ર અને એક પુત્રી છે તેમના અગત મિત્રોમા રા રા બળવતરાય કલ્યાણરાય ઠાકોર રા રા ન્હાનાલાલ દલપતરામ કવિ, રા રા રમણભાઇ મહીપતરામ અને રા રા મનુભાઇ નદાશકર મહેતા વગેરે છે

એમણે લખેલા પુસ્તકો —(૧) સામાન્ય પદાર્થવિજ્ઞાન (૨) પ્રાણી માત્રનુ વર્ગીકરણ, (૩) હિંદુસ્તાનના પ્રાણીઓ (ચાલવાવાળા) ભા ૧ (૪) ઉત્પત્તિ (૫) પદાર્થવિજ્ઞાન (૬) ધી સ્ટુડન્ટસ કેમીસ્ટ્રી (નામનુ અગ્રેજી પુસ્તક), (૭) પ્રેમાનંદની પ્રસાદી વગેરે પ્રસિદ્ધ થયના છે તથા હિંદુસ્તાનના પ્રાણીઓ ભા ૨ (પક્ષી) ગોડલ રાજ્યનો ઇતિહાસ, પ્રેમાનદનુ સુ ઘ્રાચરિત્ર, ધ્રુવાખ્યાન, યાન્ત્રિક પદાર્થ વિજ્ઞાન જયસિહ પતાઇ રાવળ વૈજ્ઞાનિક પરિ-

મીરાબાઇની કવિતાનો સંગ્રહ, ખગોળ.( અંગ્રેજી ) વિગેરે અપ્રસિદ્ધ ગ્રંથો છે. આ સિવાય ઘણા માસિકોમાં તેમણે લેખ લખ્યા છે.

## રા. બ. રમણભાઈ મહીપતરામ નીલકંઠ.

તેમનો જન્મ ઇ સ. ૧૮૬૮ માં અમદાવાદ વિષે થયો છે જ્ઞાતિએ તેઓ વડનગરા નાગર ગૃહસ્થ છે. જન્મ સમયે કુટુમ્બ સ્થિતિ સારી હતી તેમના પિતા રા. મહીપતરામભાઈ એક સારા સાક્ષર સુધારક હતા. ગૂજરાતમાથી સૌથી પ્રથમ વિલાયત જનાર તેઓજ હતા રા. બ રમણભાઇ બી. એ ની પરીક્ષા પસાર કર્યા બાદ સને ૧૮૯૨ મા એલ એલ બી. થયા હતા. તેમનું લગ્ન બે વખત થયેલું છે. દ્વિતીય લગ્ન રા રા ગોપીલાલ મણિલાલના પુત્રી સૌ વિદ્યાગૌરી સાથે ૧૮૮૯ માં થયું છે. તેમને બે પુત્ર અને પાંચ પુત્રીઓ છે.

તેમણે પ્રથમ ન્યાય ખાતામાં, અમદાવાદ ડીસ્ટ્રીકટ કોર્ટમાં હેડકલાર્ક તરીકે અને શિરસ્તેદાર તરીકે અને થોડો વખત મુનસફ તરીકે નોકરી કરી છે. હાલમા સને ૧૮૯૭ થી વકીલાતનો ધંધો કરે છે. તેમની લાયકાત માટે આ સાલે કોરોનેશનના પ્રસંગે ના. શાહેનશાહ જ્યોર્જ ૫ ચમે તેમને રા બ. નો ખેતાબ આપ્યો છે. તેમણે સને ૧૮૮૭ થી લેખનની શરૂઆત કરી પ્રથમ " કવિતાની ઉત્પત્તિ અને સ્વરૂપ" વિષે નિબંધ લખેલો, ત્યાર પછી 'કવિતા', કવિતા અને સાહિત્ય, વિવાહ વિધિ, ભદ્ર ભદ્ર વગેરે ગ્રંથો તથા તે સિવાય ધર્મ, સસાર સુધારો, નીતિ, હાસ્ય અને સાહિત્ય વગેરેના છૂટક લેખો લખ્યા છે. અને સુધારક ને ઉત્સાહ, કાળ, ઉગાઈ, સર્વસ્વ, તત્કાળ મહિમા, રેખા શૂન્યતા, પ્રભુમય જીવન, ઉગમંદ્રા, વિભૂતી પ્રાર્થના વિગેરે પદ્ય લેખ લખ્યા છે. " જ્ઞાનસુધા " માસિકના તેઓ તંત્રી છે. તેમાં ઘણા ઉપયોગી લેખો તેઓ પોતે લખે છે.

## રૂસ્તમજી હોરમસજી મીસ્ત્રી.

એઓ પારસી લેખક મંડળના ઑનરરી સેક્રેટરી અને બરમીંગહામની કમરશીઅલ ઈન્સ્ટીટયુટના ફૅલો તથા પ્રસિદ્ધ પારસી લેખક અને જ્ઞાનવર્ધકના આગલા અધિપતિ તરીકે જાણીતા છે. એમણે માતૃભાષા ઉપરાત અંગ્રેજીનો પણ સારો અભ્યાસ કરેલો છે. હિસાબી કામમાં એઓ એક્કા છે. હાલમાં લિવરપુલની જાણીતી વેલ્ડ કંપની મુબઇની શાખાના ઍકાઉન્ટન્ટ છે.

દુશ્મન દોરાબ, લીંકાક, સપલની સુના, પ્યાર બડો કે પૈસો, ખાનદાન ખુની, જમશેદની જેહેમતો, જગતનો ફાંસો, સુમીની માણેક, શરમાળ કુવર, સોનારણ, ગુલબાનુ નિબધ અને સાહિત્ય સમ્બન્ધે " પ્યાર અને પરણેતી જીંદગી ", " સુખશાન્તિ કોષ " તથા " ટોમ અને હેરી ", *Analytical Essays* ( અંગ્રેજીમા. ) તથા

( 2 ) *Zoroaster of Zoroastrianism* ( અંગ્રેજીમા ) વગેરે પુસ્તકો તેમણે લખેલા છે.




તેમનો જન્મ ભરૂચ વિષે ઇ. સ. ૧૮૬૮ માં થયો છે. જ્ઞાતિએ તેઓ દશા મોઢ વાણીઆ છે. જન્મ સમયે કુટુમ્બ સ્થિતિ સારી હતી, તેમનું લગ્ન થયેલું છે. સંતતિ નથી. તેમણે એમ. એ. અને પછી એલ એલ. બી ની પરીક્ષાઓ પાસ કરી છે. પ્રથમ મુંબઇ હાઇકોર્ટના વકીલ તરીકે કામ કરતા હતા અને હાલ મુંબઇ પ્રેસિડેન્સી સ્મોલકોઝ કોર્ટના સેકંડ જડજ તરીકે રૂ. ૧૩૫૦) ના પગારથી કામ કરે છે. તેમના અંગત મિત્રોમાં રા. રા માર્કંડરાવ નંદશંકર, રા. રા. મનુભાઇ નંદશંકર અને વ્રજભૂખણદાસ પકવાસા સોલીસીટર વગેરે છે.

તેમણે લખેલાં પુસ્તકો:—ગૂજરાતી-હૈદરઅલી અને ટીપુ સુલતાન, અખલાકે મોસીની (અંગ્રેજી-માંથી ગૂજરાતી ભાષાંતર), ઔરંગઝેબ અને રજપૂતો, દયારામ અને હાફેઝ, કૃષ્ણચરિત્ર અને આદર્શ સુધારક દયાનંદ વગેરે છે. આ સિવાય કાયદાને સાહિત્ય સંબંધી લેખો તથા Persian Prasody, Translation of the Odes of Hafez and gazals of Sadi, Shivaji વગેર અંગ્રેજી લેખો લખેલા છે.




આ કવિ 'દીલજન' નો જન્મ સને ૧૮૬૮ માં માહીમ તાલુકાના તારાપોર કસ્બામાં 'વીકાજી મહેરજી'ના સુપ્રસિદ્ધ કુળમાં થયો છે. નાની વયમાં તેઓ ઘણા ખુબસુરત અને તેજસ્વી હતા. તેઓએ ગૂજરાતી અભ્યાસ પૂરો કર્યાબાદ મરાઠીનું શિક્ષણ લીધેલું અને પછી મેટ્રિક સુધી અંગ્રેજી અભ્યાસ કરેલો. તેમના પિતાએ ફારસી, અંગ્રેજી, મરાઠી અને ગૂજરાતી મળી ચાર ભાષાઓનો એક ભેગો શબ્દકોષ રચવા માંડેલો, પણ તેના ૧૧૬૯૮ શબ્દો લખાયા પછી તેમનું મૃત્યુ થએલું અને તે ગ્રંથ અપૂર્ણ રહી જવા પામ્યો છે. આપણા ચરિત્ર નાયકે દશ વર્ષની વયે એક ઇશ્વરસ્તુતિની કવિતા રચેલી અને કવિ દલપતરામે તે કવિતાની પ્રશંસા કરેલી. "વસંતચંદ્રોદય" નામનું કાવ્ય લખી તેમણે કવિ દલપતરામનો સ્નેહ પ્રાપ્ત કરેલો. વિશેષ કરીને તેમને સૃષ્ટિ-સૌંદર્યનાં કાવ્યો લખવાનો શોખ છે. ઇ. સ. ૧૮૮૯ માં તેઓ કવિ ભવાનીશંકરના આગ્રહથી "કાઠિઆવાડી પંચ" ના ભાગીદાર થયા, અને તે કવિદ્વયની કવિતાઓ તથા લેખોથી તે પત્રની પ્રતિષ્ઠા જામી ગયલી. ૧૮૯૦ માં તેમણે 'માસિક મઝાહ' નામનું પત્ર કાઢયું અને તેમાં તેઓ પોતાના લેખો તથા કાવ્યો પ્રસિદ્ધ કરે છે. 'જ્ઞાનચક્ર' લખી તેમણે ઇનામ પણ મેળવ્યું છે. ગૂજરાતી, મરાઠી, ઉર્દુ, ફારસી, કચ્છી, અંગ્રેજી અને સંસ્કૃત એ સાત ભાષાની કહેવતોનો એક મોટો સંગ્રહ કરી તેમણે પ્રસિદ્ધ કરવાનો ભગીરથ પ્રયત્ન આરંભેલો છે. ૩૭૦૦૦ ગૂજરાતી કહેવતો તેમણે એકઠી કરેલી છે. આ ગ્રંથને તેમણે 'ખલકનો ખજાનો' નામ આપેલું છે.

તેમના પ્રસિદ્ધ ગ્રંથો:—પતિવ્રતા બાયડીનો

વહેમી ભરથાર મોટા ઘરના મહેરબાઇ, કીર્તિસંગ્રહ, શરાબ તારૂ ખાનું ખરાબ ', દાદી દોહરાસંગ્રહ જંદેરા વિષે નિબંધ પાકદામન પિરોજા, ગુલચેહેર તારા પોગવાળા વિકાજી મહેરજીની ખાનદાનીની તવારીખ, પારિજા કેમ પરણી ?, દીનઝન રમુજ ભંડાર, શીરી નની કહાણી અથવા અજીર બાગની કતન દુખી છદીબા અથવા પરીનને પસતાવો ગુલબદનગુલ યાને ઓરતની ભૂલ તે જીદગીનીપુન કાવ્યસંવાદ, દિલ ખુશ વાર્તાઓ, દીનઝની સુનાઝ્ત સમરકંદનો શાહ નંદો મર્હુમ ન બહાદુરજીનું ગુણકીર્તન, કોલ્હાપુરના માજી પારસી દીવાનનુ જીવન ચરિત્ર પશુહકરક્ષક દાનીશતશાઈ

તેમના અપ્રસિદ્ધ ગ્રંથો —ગાયકવાડની તવારીખ, ગુરૂ ગોવિંદનું ચરિત્ર ભોન્સ્લાન અન્જુમે ઉલ્ફત હર્ફે આનીમો જરનિગાર ખનકનો ખતનો, દાદી સંગીતસંગ્રહ દાદીકાવ્ય, પ્રાચીન દોહરા સંગ્રહ પ્રાચીન દોહરા સંગ્રહ હિન્દી રાણી વીતે પરને ને હોય રાણીના વરને કાવ્ય ચંદ્રાવ્ય, ચૌહાણચરિત્ર દલપતચરિત્ર, દલપત સ્વર્ગગમન કાવ્યાનંદ કાવ્યવિલાસ કાવ્ય ચંદ્રિકા કાવ્યોદય, ઓકારવિજય ગુર્જરપિંગળ, જ્ઞાનસંગ્રહ ગુલવાડીનુ ગુલાબ કાવ્યપત્રિકા, પિંગળ શાસ્ત્રમાં ***લ કારની શ્રેષ્ઠતા, દીનઝન ચિત્ર કાવ્ય, પ્રસ્તાવિક કાવ્ય ધન્ય વિનોદ મહાભારતના મૂળ તત્વો પખી પ્રકાર, કાવ્ય પ્રભાકર, મનપવન, કાવ્યસભા સંવાદ

## આનન્દશંકર બાપુભાઇ ધ્રુવ

તેમનો જન્મ અમદાવાદમાં ઈ સ ૧૮૬૯ ના વર્ષમાં થયો છે તેઓ જ્ઞાતિએ વડનગરા નાગર ગૃહસ્થ છે તેમના જન્મ સમે સ્થિતિ સુખી હતી. તેમના પિતા ક એજન્સીમાં દફતરદાર હતા તેઓ તેમના માતા પિતને સાત પુત્રીઓ વચ્ચે એકજ પુત્ર છે તેમણે ઇ સ ૧૮૯૧ મા એમ્ એ, તથા ૧૮૯૭ મા એલ્ એલ્ બી ની પદવીઓ પ્રાપ્ત કરેલી તેમને ૧૮૮૯ મા દક્ષિણા ફેલોશિપ પ્રાપ્ત થયલી, અને ઇ સ ૧૮૯૩ થી તેઓ ગૂજરાત કૉલેજમાં સંસ્કૃતના પ્રોફેસરની જગાએ કાયમની નોકરી કરવા લાગ્યા છે ઇ સ ૧૮૮૧ મા તેમનુ પ્રથમ લગ્ન થયલું, પરન્તુ ૧૮૮૮ મા વિધુર-અવસ્થા પ્રાપ્ત થતા ઇ સ ૧૮૯૧ મા પુનર્લગ્ન કરેલો, અને ૧૯૦૩ મા પુનર્વિધુર થયલા છે તેમને પહેલા તથા બીજા પરિગ્રહથી બે પુત્રીઓ તથા બે પુત્રો મળી ચાર સંતાનો થયા છે ઈ સ ૧૮૮૫ થી તેમણે સંસ્કૃત શ્લોકો રચના માંડેલા, અને ૧૮૮૬ મા ' પ્રાચીન કાવ્યમાલા ' ( સંસ્કૃત ) ની પ્રશસ્તિ વગેરે શ્લોકમાળાઓ રચી તેમાજ પ્રસિદ્ધ કરેલી ચર્ચાપત્રરૂપે તેમણે ગૂજરાતી ભાષામાં લખવા માંડેલુ જે વિદ્વાનો વિરૂદ્ધ તેઓ લખતા તેઓ તેમના અંગત દૃઢ મિત્રો હતા- અને છે સ્વ મણિલાલના ' સુદર્શન ' પત્રમા પણ તેઓ લખતા આપણા દેશને વિદ્વાનો કરતા, લોકમતને સાધિ માર્ગે દોરે એવા સંસ્કારી અને વિશાળ દૃષ્ટિવાળા પત્રકારોની અત્યારે વિશેષ જરૂર છે એવી તેમની ખાસ ભરી માન્યતા હતી, તેથી તેમણે ૧૮૯૭ માથી ' સુ

માંડેલુ છે, અને તેઓ તે પત્રને અધિક ઉપયોગી કરવાની કાળજી તથા આશાઓ ધરાવે છે વડોદરા રાજ્યની ગુજરાતી શાળાઓ માટે 'નીતિ શિક્ષણ" નુ પુસ્તક તેમણે રચી આપેલું છે, તથા શ્રી રામાનુજાચાર્યના 'શ્રીભાષ્ય' નુ ભાષાન્તર પણ તેમણે તૈયાર કરી આપેલુ છે. એ ઉપરાંત પ્રકીર્ણ વિષયો ઉપર તેમણે ઘણુ ઘણુ લખેલુ છે એમ્ એ ના પરીક્ષામા તેઓ ગૂજરાતી ભાષામા પરીક્ષક પણ નીમાય છે, તેમનુ મિત્રમ ડળ મ્હોટુ છે, અને તે વિષયમા તેઓ પોતાની જાતને ભ ગ્યશાળી અને સુખી સમજે છે



## કવિ ગોપાળજી કલ્યાણજી દેલવાડાકર

જ્ઞાતિએ તેઓ ઔદિચ્ય બ્રાહ્મણ છે ઇ સ. ૧૮૭૦ મા જૂનાગઢ રાજ્યના તાબાના ગામ દેલવાડામા તેમનો જન્મ થયો છે તેથી દેલવાડાકરની અટક ધરાવે છે તેમના જન્મ સમયે તેમના પિતામહની મ્હોટી વેપારી પેઢી ચાલતી હતી પાછળથી વ્યાપારની પેઢી કેટલાક કારણોથી નુકસાન લાગવાને લીધે બેસી ગઇ હતી તેમના માતુશ્રી તેમને એક વર્ષ ના મુકી ગુજરી ગયા ગૂ. છઠ્ઠા ધોરણ સુધી અભ્યાસ કરી તેમના કાકાની જોડે મુ બઇ જઇ મેસર્સ વાચ્છા ગાંધીની કમ્પનીમા નામુ લખવાની નોકરી લીધી તે વખતમાના પ્રિ. ઑફ વેલ્સ તરીકે પ્રિ વિક્ટરના હિંદના આગમન વેળા તેમણે પ્રથમ કવિતા તેમના આવકાર માટે લખી અને તે વખણાઇ તેમને નાનપણથી સગીતના વ્યસનનો સારો શોખ હતો સર મગળદાસના કુટુમ્બ સાથે પિછાણ થતા તે માર્ફત આલ્ફ્રેડ નાટક કપની ના અધિષ્ઠાતા ગણાતા ગી રાણીનાએ તેમનો હાથ ગ્રહ્યો અને તેમનુ 'રાજા શ્રીપાળ" અને "સગાળશા નાટક" તે કમ્પનીથી ભજવાઇ પ્રસ શાને પામ્યુ ત્યારપછી ૧૮૯૯ મા "સ્વદેશ નાટક મ ડળી માટે' 'વસત-માધવ" નુ નાટક લખી આપ્યુ અને બીજી ત્રણ ચાર કપનીને પોતે સારા સારા નાટકો લખી આપ્યા છે વળી બાલીવાળાની કપની માટે "ગુણસુદરી' તથા 'મદ વસત', 'વાકાનેર આર્ય હિત" મ ડળીને "રમણસુદરી' અને મ ડાહ્યાભાઇ ધોળશાજીના મિત્ર તરીકે તેમને "તારાસુદરી" તથા વાકાનેર નાત્તમ નાટક મ ડળીને 'નીલમ અને માણેક' વગેરે નાટકો પણ તેમણે લખેલા છે આ સિવાય કૃષ્ણવિજય અને બીજા નાટકો પણ તેમણે લખેલા છે કિન્ડરગાર્ટન પદ્ધતિથી નાના બાળકોને શિક્ષણ આપવાના વિષયમા તેમણે ઘણો શ્રમ લીધો છે તેમણે કિન્ડરગાર્ટન વિષે ઘણા પુસ્તકો લખ્યા છે ને તે કેળવણી ખાતાએ મજુર રાખ્યા છે તેમને આ જાતના પ્રયોગો માટે અમદાવાદ ટ્રેનિંગ કોલેજે માનપૂર્વક નોતરેલા અને 'ગૂજરાત શાળાપત્રે' તેમના કામની નોંધ લીધેલી છે શહેનશાહ જોર્જના મુ બઇ પધારવાને પ્રસગે થયના 'ચિલ્ડ્ર્ન્સ' રીવ્યુ, મા

તેમની ગરબી ગવાયલી અને તેની પ્રશંસા પણ થયલી તેમણે આવશ્યક અંગ્રેજી જ્ઞાન મેળવેલુ છે તેમણે કવિતાઓ ઉપરાંત, નવલગંગા, બહાદૂર કલી, સરોજિની, બૅરિસ્ટરની બૈરી, વિક્રમ-સંભ્રમ તથા નીલમ-માણેકની આઠ ભાગમા નવલકથાઓ પણ લખેલી છે તેઓ હાલ મુંબઇમા રહે છે અને તેમના એક પછી એક ત્રણ વાર લગ્ન થયનાં છે

## અમૃતલાલ સુંદરજી પઢીઆર

તેમનો જન્મ ઇ સ ૧૮૭૦ મા જુનાગઢ તાબે ચોરવાડ ગામમાં થયો છે જ્ઞાતિએ તેઓ ગીરનારા બ્રાહ્મણ છે એમણે ગુજરાતી છઠ્ઠા ધોરણ સુધી અભ્યાસ કર્યો છે. ઓગણીસ વર્ષના ઉમ્મરે તેમણે મુંબઇ જઇ ત્યાના ભાટીઆ શેઠ લક્ષ્મીદાસ ખીમજીની નોકરીમા પ્રવેશ કરેલો તેઓ વૈદકનુ જ્ઞાન ધરાવે છે સ્વભાવે શાન્ત, પરોપકારી તથા નિરભિમાન છે સદ્વૃત્તિ અને સત્સગ તેમને પ્રિય છે સસારને સ્વર્ગ સમાન બનાવવા તેમણે અનેક પ્રયત્નો કરેલા છે ગૂજરાતી સાહિત્યમા તેમના ગ્રંથો એક ન્યા પ્રકારનુ વાચન પૂરું પાડનાર છે તેમણે સસારમા સ્વર્ગ, સ્વર્ગનુ વિમાન, સ્વર્ગની કુચી, સ્વર્ગનો ખજાનો, સાચુ સ્વર્ગ, સ્ત્રીઓનુ સ્વર્ગ, સ્વર્ગની જીદગી, સ્વર્ગની સીડી ભા ૧, સ્વર્ગની સ્ત્રીઓ, પ્રેમ પ્રેમ ને પ્રેમ બાળકોની વાતો, નસીબ ફેરવવાની કુચી, આર્ય વિધવા વગેરે પુસ્તકો રચી ગૂજરાતની ખરી સેવા બજાવી ઉત્તમ પ્રકારનો નીતિબોધ આપેલો છે

## શંભુપ્રસાદ શિવપ્રસાદ મહેતા.

તેમનો જન્મ ઇ. સ. ૧૮૭૧ મા ભાવનગર વિષે થયો છે જ્ઞાતિએ વડનગરા નાગર છે ઇ. સ ૧૮૮૬ મા બી એ. ની પદવી પ્રાપ્ત કરી. ઇ સ ૧૮૯૬ મા તેમણે ગોંડલની ગિરાશીઆ કૉલેજમા તથા વઢવાણની હાઇસ્કૂલમા નોકરી લીધી ત્યારબાદ તેઓ મુંબઇમા રહી ગૂજરાતી, અંગ્રેજી પત્રોમા લેખો લખી તથા ખાનગી નોકરી કરી પોતાનો નિર્વાહ ચલાવે છે. ૧૯૦૧ મા તેમને વિધુરદશા પ્રાપ્ત થઇ હાલમા તેમને ત્રણ પુત્રો અને બે પુત્રીઓ છે. મુંબઇની ટિચર્સ એસોસીએસન તથા ગુર્જર એજ્યુકેશન લીગ તથા સોસાયલ સર્વિસ લીગના તેઓ અગ્રણી અગભૂત છે તેમણે પ્રકીર્ણ લેખો ઉપરાત ભગાઇ વિષે વિવેચન અને દેવી-ચરિત્ર ૧૯૦૪ મા, સક્ષિપ્ત વાસવન્તાની ઉપર ટીકા ૧૯૦૬, ઉપનિષદોનુ ભાષાતર તથા તે ઉપર ટીકા ૧૯૦૮ મા, અને ૧૯૦૯ મા હાઇસ્કૂલ માટે મેન્યુઅલ ઑફ રિવીઝન્સ ટેક્સ બુક (અગ્રેજી) વગેરે પુસ્તકો પ્રસિદ્ધ કરેલા છે સ્પર્શાસ્પર્શ વિષે ગૂજરાતીમા નિબંધ લખી વડોદરા રાજ્ય તરફથી ઇનામ પણ મેળવેલુ છે મુંબઇ સમાચાર નાગર ત્રિમાસિક, બુદ્ધિપ્રકાશ વગેરે માસિકોમા સાહિત્ય વિષયક તથા સાસારિક બાબતો ઉપર પ્રસગે પ્રસગે તેમના લેખો પ્રસિદ્ધ થયા કરે છે.



ફીરોજશા દીનશાહ મુકાદમ.





જમીયતરામ લક્ષ્મિરામ પંડિત.

## પીરોજશા દીનશાહ મુકાદમ.

એ પારસી ગૃહસ્થ પંદર વર્ષની ઉમરથી ચોપડી વેચવાના ધંધામાં પડેલા જોડાયા ત્યાર બાદ ૧૮૮૯ ની સાલમાં મુંબઇમાં ચોપડીઓ વેચવાની તથા પ્રગટ કરવાની દુકાન ઉઘાડી ધીરે ધીરે એ કામમાં ખંત અને ઉદ્યોગથી, વિદ્યા, હુન્નરકળા, તવારીખે, ગાયનો વગેરે જાતના પુસ્તકો પ્રસિદ્ધ કરવા માંડયા અને સને ૧૯૦૧ માં તેમણે "જ્ઞાનવર્ધક" નામનું માસિકપત્ર તેમના મૂળ માલીક પાસેથી ખરીદી લઇ તેમાં સુધારો વધારો કર્યો જે આજે પણ ચાલુ છે અને લોકપ્રિય થઇ પડયું છે. વાચનનો શોખ નાનપણમાંથીજ સારો હોવાને લીધે નાની ઉમરમાં માસિકપત્રોમાં તથા અઠવાડીક પત્રોમાં કવિતાઓ અને લેખો લખ્યાછે જ્યારથી "પારસી લેખક મંડળ"ની સ્થાપના થઇ ત્યારથી તેમને તેના ખજાનચી નીમેલા છે અને આવા પ્રકારની સેવા તેઓ નિઃસ્વાર્થપણે બજાવ્યા કરે છે

## જમીયતરામ લક્ષ્મીરામ પંડિત

એમનો જન્મ ઇ સ ૧૮૭૧ માં પરાંતીજ વિષે થયો છે તેઓ જ્ઞાતિએ વિસનગરા નાગર છે. તેમનો જન્મ વખતે કુટુંબ સ્થિતિ સાધારણ હતી પરન્તુ સાધન સંકોચ જણાવાથી પ્રો ગજ્જરની મદદથી જ્ઞાન મંજુષાના ખાતામાં તેઓ દાખલ થયા. અહીં નોકરી સાથે અભ્યાસ જારી રાખી તેમણે સ્કૂલ ફાઇનલની પરીક્ષા આપેલી જ્ઞાન મંજુષાનું ખાતું કમી થવાથી તેઓ મુંબઇ ગયા અને ગૂજરાતી પ્રેસમાં નોકર રહ્યા, પરન્તુ મુંબઇમાં પ્લેગ આવવાથી વડોદરા પાછા જઇ તેમણે પોતાના મિત્ર છગનલાલ કેવળરામ સાથે મળીને 'પ્રભાકર' નામનું માસિક શરૂ કર્યું, અને તે એક વર્ષ ચાલી ધનસંકોચને લીધે બંધ પડેલું ત્યારપછી મુંબઈ જઈ ફોર્ટ સ્કૂલમાં સાતમા ધોરણના વિદ્યાર્થીઓને ગૂજરાતી શિક્ષણ આપવા રહેલા. પછી ચંદનવાડી સ્કૂલમાં અઢી વર્ષ કામ કર્યું એટલામાં એમને ભીક્ષુ અખંડાનંદ સાથે મેળાપ થયો અને સસ્તું સાહિત્ય ફેલાવવાના કામમાં પોતે જોઇતી મદદ તેમને આપી એવામાં શ્રીયુત છોટાલાલ જીવનલાલ માસ્તરકૃત અધ્યાત્મ બાલ પોષક ગ્રન્થમાળાનો પ્રથમ અંક તેમના જોવામાં આવતા તેનો તેમણે અભ્યાસ કર્યો અને શ્રેયસાધક અધિકારીવર્ગમાં તેઓ દાખલ થઇ ગયા ગયે વર્ષે ગુપ્તવિદ્યાઓપ્રતિ લક્ષ ખેંચતી તથા વ્યવહારપરાયણ જીવનોમાં પણ અત્યંત વિકસમય વ્યકિતઓ અસ્તિત્વમાં હોય છે તે જણાવનારી 'ભદ્રમાળા' નામની નવલકથાનો પ્રથમ ભાગ રચી પ્રસિદ્ધ કર્યો છે 'ભકત માસિક' તેમને સોંપવામાં આવેલું છે, અને તે માસિક તેમના તંત્રીપણા નીચે દિનપ્રતિદિન પ્રતિષ્ઠાને પામતું જાય છે






એમનો જન્મ ઈ. સ. ૧૮૭૨ મા ભરૂચમા થયો હતો તેઓ જ્ઞાતિએ ભટ મેવાડા બ્રાહ્મણ છે. તેમની માતાનુ નામ રેવાબાઈ છે જન્મ સમયે કુટુંબ સ્થિતિ નબળી હતી છતા મહામુશીબત વેઠીને પણ તેમણે ૧૯ વર્ષની વય થતા સુધી ગૂજરાતી અને અંગ્રેજીનો સારો અભ્યાસ કર્યો ત્યારબાદ 'દિનમણી' છાપખાનામા નોકર રહ્યા ત્યારપછી ભરૂચના 'પ્રિન્સ ઓફ વેલ્સ'ના પ્રેસમા રહ્યા પોતાની કામ કરવાની કુશળતાનેલીધે પ્રિન્સ ઓફ વેલ્સ પ્રેસના માલિક શેઠ અરદેશરજી દીનશાહજી ગાધીએ થોડા દિવસ જીનમા નોકરી કરવાની ભલામણ કરી તેથી થોડા માસ એ નોકરી પણ કરવા લાગ્યા એ પ્રમાણે અંકલેશ્વર ધી ઇચ્છારામ હરજીવન જીનીંગ ફેકટરીમા, ભરૂચમા જ્ઞાનોદય છાપખાનામા નોકરી કરી હતી આ સિવાય રબ્બર સ્ટેમ્પ બનાવ્યા હતા અને ભરૂચમાં વિકટોરીઆ પ્રેસ પણ રાખ્યુ હતું

સને ૧૯૦૨ મા તેઓ મુબઈ ગયા અને સચિત્ર ભારતજીવન માસિક પ્રગટ કર્યું આ સિવાય તેમણે નીચે પ્રમાણેના ગ્રથો લખી પ્રકટ કર્યા છે કમળકિશોરી (ચિત્ર સાસારિક નવલકથા) વિનોદ સુદરી (સચિત્ર–સાસારિક), કુસુમ કુમારી (ઐતિહાસિક), ઇલાસુદરી (સચિત્ર–ઐતિહાસિક), પ્રેમકથા દેવી સરસ્વતી (સાસારિક), ચમ્પક કલિકા–પતિવ્રતા ધર્મ (સાસારિક), રતિશાસ્ત્ર (વૈદકીય) દિલ્હી દરબાર (સચિત્ર), તારા અથવા જોધપુરનુ રમણી રત્ન (ઐતિહાસિક), પ્રેમમાળા (નાની નાની ૨૫ નવલકથા) અયોધ્યા અને અગ્રેજ (ઐતિહાસિક), પજાબની રાણી ચદાકુવર (ઐતિહાસિક), પતિવ્રતા બેગમ હુર્ઉન્નિસા (ઐતિહાસિક), યોગમાયા (સાસારિક), દેવી અન્નપૂર્ણા અથવા સાત્વિક જીવનો મહામત્ર (સાસારિક સામાજીક), તપસ્વી રાજકુમાર. આ સિવાય ભારતજીવન, સાંજવર્તમાન, ગુજરાતી પચ, જૈન, દેશમિત્ર અને સયાજીવિજય વગેરે પત્રોમા તેમના લેખ આવે છે.




તેમનો જન્મ ઇ સ. ૧૮૭૨ મા બીમડી વિષે થયો છે જ્ઞાતિએ તેઓ પારસી છે. જન્મ સમયે કુટુમ્બ સ્થિતિ સારી હતી. તેમણે મેટ્રિક સુધી અભ્યાસ કરેલો છે અભ્યાસ પૂરો કર્યા પછી ૧૯ વર્ષની વયે તેમનુ લગ્ન થયુ, અને તેજ સાલથી નાના નાના નાટકો લખવાનો તેમને શોખ ઉત્પન્ન થયો આરભમા એમણે બોમ્બે ક્રિકેટ કલબના મેમ્બરો માટે "રગમા ભગ" એ નામનુ નાટક લખી આપ્યુ એ પ્રથમ પ્રયાસમા ફત્તેહ પામ્યાથી એ વૃત્તિ વધારે ઉત્તેજીત થઇ અને સાહિત્ય તરફ વધારે ને વધારે લક્ષ દોરાતુ ગયુ સને ૧૮૯૫ મા મુબઇની 'અજુમને ઇસ્લામ' લાયબ્રેરીમા ઓનરરી બુક કમીશનર તરીકે નિમણુક થવાથી પુસ્તકો વાચ

વાની સારી તક હાથ લાગતાં અમેરિકન સાઇક્લો પિડીયાના ૧૫ વૉલ્યુમની ગ્રંથ માળાની ઢબ ઉપર ગૂજરાતી ભાષામા સાઇક્લોપિડિઆ અથવા જ્ઞાનચક્ર લખવાની તેમને જીજ્ઞાસા થઇ આવી તેમના એ પ્રયત્નમાં ઘણા ગૃહસ્થોએ નિરાશા ઉપજાવનારા જવાબો આપ્યા, પરંતુ ખંતથી આખરે એ કામ ફતેહમંદીથી તેમણે પાર ઉતાર્યું. તે કામમા શેઠ અરદેશર સોરાબજી, દસ્તુર કામદીન તરફથી યોગ્ય સૂચનાઓ તથા મદદ મળી અને સને ૧૮૯૯ મા જ્ઞાનચક્રનુ નવુ પુસ્તક બહાર પાડ્યુ તે દરમ્યાન તેમણે, વાર્તાઓ, નાટકો, વિદ્યા હુન્નર વગેરેના લેખો લખ્યા છે મૂળથીજ નોકરી કરી પરતંત્રતામાં રહેવું ગમતુ ન હોવાથી તેઓ વેપારમા જીંદગી ગાળે છે

મેસ્મેરીઝમ, રંગમા ભંગ નાટક એરિયાની સદ્ગુણી બાનુઓ, ગુલખુશરો નાટક, સહનશીલ પીરોજા નાટક, જ્ઞાનચક્ર પુસ્તક ૧ થી ૮ સુધી દરેક વર્ષે જુદું જુદું, ચાઇનીઝ ટેલ્સ વાર્તા, સુંદર હેવન કાવ્ય, હક્કદારનો હક્ક, પોશાકની ફેશન, સામાન્ય હુન્નરજ્ઞાન, સંજ્ઞાદર્શક કોષ અથવા સાખ્યાત શબ્દાવળી, જપાન અને જપાનીઝ. જપાની શિક્ષક (મરાઠી), જપાની ભાષાનો ભોમીયો, આઈને અકબરી, ફ્રેંટોગ્રાફી, કાચકામનો હુન્નર તથા નાટકોમા વાજેનવાજ, ચારદાજ, ખુશરો, શીરીન, વફાદાર, ભૂતખાપ પાકજાદપરીન, દીનદારદીના વિગેરે તેમના પ્રસિદ્ધ ગ્રંથો છે.

## કૈશિકરામ વિઘ્નહરરામ મહેતા

તેમનો જન્મ સુરત વિષે ઇ. સ. ૧૮૭૪ મા થયો છે તેઓ જ્ઞાતિએ વડનગરા નાગર છે તેમના પિતા ન્યાયખાતામા કારકુન હતા અને તે બહુ દઢ ચરિત હતા. એઓ સ્વર્ગસ્થ થયા ત્યારે કૈશિકરામની ઉપર આઠ વર્ષની હતી તેથી તેમના મામા રા. બ. મુકુંદરાય મણિરાય બહુ વાત્સલ્યથી તેમની કેળવણી સમ્બન્ધી કાળજી રાખતા હતા. સને ૧૮૯૨ મા વડોદરા કૉલેજમાં અભ્યાસ કરી બીજા વર્ગમા બી એ. પસાર કરી ત્યારપછી સન ૧૮૯૫ મા સામળદાસ કૉલેજમા સીનિયર ફેલો, ૧૮૯૬ થી ૧૯૦૧ ગાયકવાડી રાજ્યના કેળવણી ખાતામા; ૧૯૦૧ થી ૧૯૧૦ સુધી જુનાગઢ હાઇસ્કૂલ હેડમાસ્તર, ૧૯૧૦ થી ૧૯૧૧ સુધી રાજકોટ સંસ્થાનના વિદ્યાધિકારી એ પ્રમાણે નોકરી કર્યા પછી હાલમાં તેઓ ૧૯૧૧ ના મે માસથી ભાવનગર રાજ્યના વિદ્યાધિકારી તરીકે કામ કરે છે.

તેમણે સને ૧૮૯૧ ની સાલથી લખવાનુ શરૂ કર્યું સને ૧૯૦૧ મા "લોકપ્રિય લેખમાળા"નું કામ મહાકાલના તંત્રી સ્વ ઠોટાલાલ માસ્તર સાથે સંયુક્ત તંત્રી તરીકે આરંભ્યુ, કેટલાક અનિવાર્ય કારણોને લીધે તે કામ બંધ કરવુ પડ્યુ હતુ

તેમણે લખેલા પુસ્તકોમા–પુરૂષ અને સ્ત્રી, ગૌરીશંકર જીવનચરિત્ર, નરહરિ વિજ્ઞાપન શતક, ઇશ્વર છે કે નહિ, દશ્યમાર્જન અને બ્રહ્મદર્શન, ધીરો અને તેની કવિતા, બુદ્ધિ અને ક્રિયા, પ્રારબ્ધ અને પુરૂષાર્થ, આર્યલગ્ન, શિક્ષણ અને શિક્ષક, સમાજનુ બંધારણ વગેરે છે આ સિવાય વિચારરત્ન અને ભામિની ભૂષણ પ્રવચન એ બે પુસ્તકો હજુ લખાય છે.

## ભોગીન્દ્રરાવ રત્નલાલ દિવેટીયા.

એઓ જ્ઞાતિએ વડનગરા નાગર ગૃહસ્થ છે. એમનો જન્મ અમદાવાદ શહેર વિષે સને ૧૮૭૫ માં થયો છે. તેમની માતુશ્રી સૌ. મ· કની બ્હેન અમદાવાદના સુપ્રસિદ્ધ સુધારક સરદાર ભોળાનાથ સારાભાઇનાં સગા ભાણેજ થાય. જન્મ સમયે કુટુમ્બ સ્થિતિ સાધારણ હતી

તેમનું લગ્ન અમદાવાદમાં સને ૧૯૦૦ માં મર્હુમ નિલકંઠરાય જશવતરાયનાં એકના એક પુત્રી સૌ. કૌમુદી સાથે થયુ છે સૌ. કૌ· મુદી સૌ. "પ્રમિલા" ને નામે વખતો વખત લેખો લખે છે. તેમને એક પુત્ર તથા એક પુત્રી છે. એમના અંગત મિત્રોમાં રા. રામમોહનરાય વગેરે બન્ધુ સમાજના સભાસદો છે. એમણે લાહોર યુનીવર્સિટિનીબી. એ. ની પરીક્ષા પસાર કરી છે. એ મનું સાક્ષરજીવન સને ૧૮૯૧ થી શરૂ થયલું. તે વખતે પ્રસિદ્ધ થતા 'નાગર-ઉદય,' 'આર્યવ· ત્સલ' વગેરેમાં પોતાના લેખો લખવાનું પ્રથમ શરૂ કરેલું. 'ત્યારપછી વાર્તાવારિધી' ને 'સરસ્વતા'માં, બન્ધુસમાજનુંજ તન્ત્રીપણું હતું એટલે એમાતો નિયમિત લેખો આવતાજ. એમના તરફથી 'નાગર,' 'મેઘનાદ' એ બે માસિકો પ્રગટ થતાં હતાં; એટલામા મુંબઇની સુપ્રસિદ્ધ સંસ્થા 'સેવાસદન' તરફ એમને બોલાવવામાં આવ્યા. ત્યારથી બન્ને પત્રોનું તન્ત્રીપણું તેમને મૂકી દેવું પડયું છે.

તેમનાં પ્રસિદ્ધ કરેલાં પુસ્તકો:—મૃદુલા, ઉષાકાન્ત, ટેલીફોન, સન્માર્ગનો મુસાફર, જીવનકલા, સીનારનો શોખ, ટૉલ્સ્ટૉયની ટૂંકી વાતો, ટોલસ્ટોયનું જીવનચરિત્ર, આદિ. કલેકટર, ચમેલી; બાળવાડી, છેલ્લા પાંચ હજુ અપ્રસિદ્ધ છે.

## નંદનાથ કેદારનાથ દીક્ષિત.

તેમનો જન્મ ઇ. સ. ૧૮૭૭ માં સુરત વિષે થયો છે. જ્ઞાતિએ તેઓ વડનગરા નાગર બ્રાહ્મણ છે. તેમણે ૧૮૯૮ માં બી. એ. ની પરીક્ષા વડોદરા કૉલેજમાથી પસાર કરેલી છે. ૧૮૯૯ માં તેઓ સુરત નાગર બ્રાહ્મણ યુનીય· નના મંત્રી થએલા. કૉલેજમાં રહીને 'કૉલેજ યુ· નીઅન'ની વ્યવસ્થાપકકમિટિમાં તથા "વડોદરા કૉલેજ મીસેલેની" સ્થાપનામાં અમ ભાગ લીધો હતો. તે 'મિસેલેની'માં તેમણે 'Our College life, The Indian Brahmin, The coming Asiatic, એમ ત્રણ અંગ્રેજી લેખો લખેલા. ૧૮૯૭ માં કૉલે· જમાં ગૂજરાતી સભાની સ્થાપના થતાં તેમણે ગૂજરાતી ભાષાનાં સંગીત કાવ્યો, એ વિષે પહેલું ભાષણ આપેલું. તેમણે સેકન્ડ એલ એલ. બી ની પરીક્ષામાં નિષ્ફળ થવાથી અભ્યાસ છોડી મુંબઇના સેક્રેટેરીએટમાં ગૂજરાતી ટ્રાંસલેટર તરીકે નોકરી લીધેલી. ત્યારબાદ વડોદરા રાજ્યમાં દાખલ થઇ તેમણે રેવન્યુખાતામાં, ખાનગી· ખાતામાં તથા કેળવણી ખાતામાં જૂદી જૂદી

જગાએ નોકરી કરેલી છે ૧૯૦૫ મા વડોદરા રાજ્ય તરફથી વિલાયત જઇ શિક્ષણશાસ્ત્રનો અભ્યાસ કરી યુરોપના વિવિધ દેશોની વિદ્યા પાસક સસ્થાઓની મુલાકાત લઇ ૧૯૦૭ માં હિન્દુસ્થાનમા પાછા આવતા વડોદરા રાજ્યની ટ્રેનિંગ કૉલેજના તેઓ પ્રિન્સિપાલ નીમાયા છે કૉલેજમિસેલેનીમાં કટાક્ષક, બકુલમાળા વગેરે કવિતાઓ તથા બુદ્ધિપ્રકાશમાં અને વસતમા, ત્રણ બહેન, જપાન વિષે બે બોલ, દેશમા એક ભાષાની જરૂર, ગુજરાતી ભ્લેડ્યુ વગેરે લેખો લખેલા છે હૃદયપરીક્ષણ, પ્રોટેસ્ટટ પરિવર્તન, વધુવર પરીક્ષા નામે પુસ્તકો તેમણે પ્રસિદ્ધ કરેલા છે. ગાયકવાડના રાજનો ઇતિહાસ, નાગરિકના ધર્મ તથા બ્રેઇસકૃત બ્રિટિશ કોન્સ્ટીટ્યુશન નામક ગ્રથનુ ભાષાન્તર પરિષદ તરફથી તેઓ લખવાના છે રા ત્રિભુવન જ શેઠ વગેરે તેમના અગત મિત્રો છે ૨૧ વર્ષની વયે તેમનુ લગ્ન થએલુ, અને તેમને બે પુત્રો તથા બે પુત્રીઓ મળી ચાર સતાન હાલ હયાત છે તેમની સસારિક સ્થિતિ સારી છે

## મગનભાઈ ચતુરભાઈ પટેલ

તેમનો જન્મ ઇ સ ૧૮૭૭ મા નડિયાદ વિષે થયો છે જ્ઞાતિએ લેઉઆ પાટીદાર છે મેટ્રિકની પરીક્ષા પસાર કર્યા પછી વિલ્સન કોલેજમાં દાખલ થયા અને બી.એ એલ.એલ બી થયા તે દરમ્યાન "શર્મિષ્ઠા" નામનુ સસ્કૃત શૈલીનુ પચાકી નાટક લખ્યુ પછી "વૈદેહિવિજય" નામનુ બીજુ નાટક લખ્યુ, અને "જ્ઞાન મજરી" નામનુ માસિક એકાદ વર્ષ ચલાવ્યુ તેઓ બી એ એલ એલ બી થયા પછી વકીલાત કરે છે હાલમા અમદાવાદમા રહેવાનુ હોવાથી સાહિત્યભાવના સાથે દેશોન્નતિની ભાવનાઓ પણ તેમનામા સ્ફુરી છે તેમણે જૂદા જૂદા વિષયોપર સારા સારાં વ્યાખ્યાનો આપ્યાછે ને નિબધો પણ લખ્યા છે. હાલમા એમની કુસુમાજલિ કે 'વૈદેહિવિજય"કરતા પણ વિશેષ ગૌરવવાળી કૃતિઓ તેમના તરફથી બહાર પડનાર વકી છે કાવ્યના સબધમા તેમનો મત એવો છે કે, હૃદયની અતિશય કોમળતા—નિર્બળતા બતાવવી એ કાવ્ય નથી કાવ્યથી દઢતા અને આત્મનિષ્ઠા વધવા જોઇએ કાવ્યથી તેમ જો ન થતુ હોય તો કાવ્યનો ઉદ્દેશ નિષ્ફળ સમજવો આને લગતો તેમણે 'સુદર્શન" માસિકમા લખેલો "કાવ્યાર્થ પ્રદિપ્ત" નામનો લાગો લેખ કેટલાક અકોથી પ્રસિદ્ધ થાય છે

## અ સૌ. વિદ્યાગૌરી.

તેમનો જન્મ અમદાવાદ વિષે ઇ સ ૧૮૭૬ મા થયો છે તેઓ વડનગરા નાગર ગૃહસ્થ છે જન્મ સમયે કુટુબની સ્થિતિ સારી હતી તેમનુ લગ્ન સને ૧૮૮૯ મા રા બ રમણભાઇ મહીપતરામ નીલકઠ સાથે થયુ છે હાલમા તેમને

બે પુત્ર અને પાંચ પુત્રીઓ છે તેઓએ ૧૯૦૧ માં બી. એ. ની પદવી પ્રાપ્ત કરેલી છે સાક્ષર સ્ત્રીઓમાં એમનો ખરેખરો ધન્યવાદ ઘટે છે તે મણે સને ૧૮૮૪ થી છૂટક લેખો લખવાની શરૂઆત કરી અને સને ૧૯૦૭ માં 'સુધાહાસિની' એ નામનું પુસ્તક ભાષાન્તર કરી પ્રસિદ્ધ કર્યું સુંદરીસુબોધાદિ માસિકોમાં સ્ત્રીઓને ઉપયોગી નિબંધો લખી તેઓ તેમની ઉન્નતિ જોવા ઘણા ઈંતેજાર રહે છે તેમનું ટૂંક જીવન વૃત્તાંત સને ૧૯૦૨ માં ઇન્ડિયન લેડીમેગેઝીનમાં પ્રસિદ્ધ થએલું છે

## મિસીસ જરબાનુ કોઠાવાળા

તેમનો જન્મ એડન વિષે સં ૧૮૭૮ માં થયો છે જ્ઞાતિએ તેઓ પારસી જરથોસ્તી છે એમના જન્મ સમયે કુટુમ્બ સ્થિતિ સારી હતી તેમને ચાર પુત્રીઓ છે તેમણે અંગ્રેજી અભ્યાસ મેટ્રિક સુધી કરેલો છે તેઓ પારસી બાનુઓમાંના એક સારા લેખક છે તેમણે, આગના જમાનાનો શીરસુફ ખોરશેદ અથવા જ્ઞાનની સરસાઇ, નામાંકિત નારીઓ, શાહ અકબરનો જમાનો, બાગે ઇ નની રાણી, સુરજમહાલની શેઠાણી બાગે દીનખુશ અથવા અમ્બરની દરબારમાં ઓલીઅ એ વગેરે પુસ્તકો લખી સાહિત્ય સેવા કરેલી છે



## જન્મશંકર મહાશંકર બૂચ.

તેમનું પુરૂ નામ "જન્મશંકર", મોસાળનું નામ "ગણેશ", બાલનામ "રસલ" અને ગૂજરાતી સાહિત્ય મંદિરનું નામ "લલિત" છે. જ્ઞાતિએ વડનગરા નાગર ગૃહસ્થ છે તેમનો જન્મ ઇ સ ૧૮૭૭ માં જૂનાગઢ વિષે થયો છે તેમનું નિવાસ સ્થાન ગોંડળ છે જન્મ સમયે કુટુમ્બ સ્થિતિ સારી હતી તેઓ રાજકોટ સ્ટેટની આલ્ફ્રેડ હાઈસ્કૂલમાં શિક્ષક હોવા ઉપરાંત કાઠિયાવાડ પોલિટિકલ એજન્સીમાં ઑથોરાઈઝડ ટ્રાન્સલેટરનો ધંધો કરે છે તેમના લગ્ન બે વખત થયેલા છે તેમના બીજીવારનાં લગ્ન સને ૧૮૯૫ માં થયા છે. સન્તતિમાં હાલ બે પુત્રો છે તેમનો અંગ્રેજી અભ્યાસ સ્કૂલ ફાઈનલ સુધી છે તેમને નાની ઉમરમાંથી કાવ્ય લખવાનો શોખ ઉત્પન્ન થયો છે, જેથી તેમને "કલાપી" દ્વારા, સાક્ષરરત્ન રા મણિલાલ નભુભાઈ, સ્વ જટિલ, તથા રા ગોવર્ધનરામ વગેરેનો સારો સમાગમ થયો હતો અને એથી પોતાના સાહિત્ય સેવાના કાર્યમાં એમને ઉત્તેજન મળેલું

તેમની કવિતાની પ્રથમ પ્રસિદ્ધિ એક પાદપૂર્તિ રૂપે સં ૧૯૫૧ માં 'ચન્દ્ર' નામના માસિકમાં થઇ હતી ત્યાર પછી તેમણે 'પ્રિયભગવત', "ક્યાં છે મઝા? 'હૃદય દુભાય શાને તું'," "અમારા વતીના અતિથિ," "બાલુક," "મહુલી," "દુખિયાનો બેલી', મુગલીને', 'અનેરી આશા',

" અમે બે બહીનપણી ", " સ્નેહની ફ્લ ", " કુદની પાંખડી " " હિંદ બ્રિટનની લોકમાળા " " જન્મભૂમિનું જય નંદન " વગેરે અનેક કાવ્યો લખ્યાં છે અને તે બહુ બહુ વખતે બુદ્ધિપ્રકાશ, ગુજરાત શાળાપત્ર સદર્શન, વસંત, સુંદરીસુબોધ, વર્ષા સમાલોચક વગેરે માસિક પત્રોમાં તેમજ બીજાં દૈનિક તેમજ સાપ્તાહિક પત્રોમાં પ્રસંગોપાત પ્રસિદ્ધ થયાં છે. સન ૧૯૦૮ થી ૧૯૧૦ સુધી " કાઠિયાવાડ ટાઇમ્સ " નામના અંગ્રેજી દૈનિક પત્રના તંત્રીપદપર રહી તેઓએ સારૂં કામ કરેલું છે.

## હિમ્મતલાલ ગણેશજી અંજારીયા

જ્ઞાતિએ વડનગરા નાગર ગૃહસ્થ છે. તેમનો જન્મ રાજકોટ શહેરમાં ઇ.સ. ૧૮૭૭ માં સાધારણ સ્થિતિવાળા કુટુમ્બમાં થયો છે. તેઓએ ૧૮૯૮ માં બી. એ. થઈ ૧૯૦૫ માં એમ. એ. ની પરીક્ષા પસાર કરી છે. ત્યારબાદ ઈ. સ. ૧૯૦૬ માં ગોંડળ રાજ્યમાં નોકરી શરૂ કરી. હાલમાં તેઓ મુંબઈની મ્યુનિસીપાલીટીની નિશાળોના સુપરિન્ટેન્ડન્ટની જગ્યાએ નોકરી કરે છે.

તેમણે ગોંડળનો વાર્તારૂપ ઇતિહાસ ૧૯૦૨ માં લખી ગોંડળ રાજ્યની સારી માહિતી આપી છે. ત્યારબાદ કાવ્ય માધુર્ય, કવિતા પ્રવેશ અને સંગીત મંજરી નામનાં વિવિધ કવિઓનાં કાવ્યોના સંગ્રહનાં પુસ્તકો બનાવ્યાં છે. સાથે સાથે વસન્ત, બી ગુજરાતી, સાહિત્ય, જ્યોતિ, બુદ્ધિપ્રકાશ વગેરેમાં છૂટક લેખો આપી ગુજરાતની પ્રજાને સારો લાભ આપ્યો છે અને હજુ આપતા જાય છે. પહેલી બે ગુજરાતી સાહિત્ય પરિષદોમાં તેમણે 'ગૂજરાતી ભાષાનું ઉંચી કેળવણીમાં સ્થાન, તથા 'દેવનાગરિ' લીપી વિષે નિબંધો વાચ્યા છે.

## દીનશાજી કુંવરજી "ભાગળ્યા."

તેમનો જન્મ ગણદેવી વિષે ઇ. સ. ૧૮૮૦ માં થયો છે. તેઓ જાતે પારસી છે. જન્મ સમયે કુટુમ્બ સ્થિતિ સાધારણ હતી. તેઓ મૅટ્રિકની પરીક્ષા પસાર કરી શિક્ષકની નોકરીમાં જોડાયા હાલમા તેઓ નોકરીની સાથે પુસ્તકો તથા લેખો લખવાનું કામ કરે છે. પારસી કોમમાં તેઓ સારા લેખક તરીકે પ્રખ્યાત છે. "ભાગળ્યા" એ ઉપનામથી તેઓ પોતાના લેખો લખે છે તેમણે સને ૧૯૦૮ માં "મેહરે અહલાક" ૧૯૦૯ માં " લયલા " ઉર્ફે ' શયતાન કે બલા ' અને ૧૯૧૦ માં " શાહુચોર " એ પુસ્તકો લખ્યાં છે. આ સિવાય સાંજવર્તમાનમાં " ચીમુક્ષ " તથા " બદમાશોનો ઉસ્તાદ " 'સંજોગનો ભોગ' તથા બીજી કેટલીક વાર્તાઓ લખી છે. હાલમાં તેઓ " બેહેશતનું બુલબુલ " એ પુસ્તક લખે છે જે થોડા સમયમાં પ્રસિદ્ધ થશે. તેઓએ ગુલશને ઇલ્મ નામના માસિકની લગામ પોતાના હાથમાં લીધા પછી તે માસિક પ્રશંસનીય નિવડ્યું છે. એ માસિકમાંની " મોતીગૌરી "

નામની મોટી ઐતિહાસિક વાર્તા પોતે લખે છે. તેમની લખેલી ભૂગોળ કેળવણીખાતાએ ટેક્સ્ટ બુક તરીકે મંજુર કરેલી છે.



## જયસુખરાય પુરૂષોત્તમરાય જોષીપુરા.

જન્મ વર્ષ ઇ. સ. ૧૮૮૧. જન્મભુમિ જૂનાગઢ. જ્ઞાતિએ વડનગરા નાગર ગૃહસ્થ જન્મ સમયથી કુટુંબ સ્થિતિ મધ્યમ વર્ગની સારી છે. તેમની સ્વ. માતાનું નામ ગંગાબાઇ છે. ૧૯૦૪ માં બી. એ., ૧૯૦૫ માં એમ. એ અને ૧૯૦૭ માં પહેલી એલ. એલ. બી. ની પરીક્ષાઓ પસાર કરી છે. ઇ. સ. ૧૮૯૪ માં પ્રથમ લગ્ન થતાં સ્વર્ગસ્થ અ સૌ યુગલ લક્ષ્મીથી એક પુત્રી હાલ હયાત છે. દ્વિતીય લગ્ન ઇ. સ. ૧૯૧૦ માં થયું. હાલનાં પત્નીનું નામ અ. સૌ. નિર્મળાગૌરી છે, અને તેમનાથી હાલમાં એક પુત્ર થયો છે.

લખવાની પ્રથમ ઉર્મી ઇ. સ. ૧૮૯૩ માં ઉઠેલી અને એક નાટક લખવા આરંભ કરેલો. ત્યારબાદ ૧૮૯૮ માંથી ઈશ્વરસ્તુતિરૂપે ભક્તિના કવિતાઓ તથા ગદ્ય લેખો અને નાની નાની નવલકથાઓ લખવા માંડી, અને તે બધી હજુ અપ્રસિદ્ધજ છે. ઇ. સ. '૯૦૧ માં જૂનાગઢમાં યુનિયન કલબ સ્થાપી નીતિબલના સાથે સાહિત્યનો વિકાસ કરવાની યોજના ઘડી અમલમા મૂકેલી અને તેમાં અનેક અપ્રગટ લેખો વાંચેલા

ઇ. સ. ૧૯૦૫ માં અનેક સંયોગોને અધીન થઇ નોકરીની શરૂઆત કરી, મુબઇ સરકારી ઓરીએન્ટલ ટ્રાંસલેટરની પ્રેસરિપોર્ટિંગ બ્રેન્ચમાં અને ત્યારબાદ ઉત્તરોત્તર અખબારે સોદાગરના ઉપ અધિપતિ તરીકે બાન પગારે, અમદાવાદની પ્રેપ્રાયટરી હાઇસ્કૂલમાં ભાષાશિક્ષક તરીકે અને ત્યારબાદ વડોદરા રાજના કેળવણી ખાતામાં ડેપ્યુટી, વિદ્યાધિકારીના આસિસ્ટંટ તરીકે નોકરી કરેલી છે. હાલમાં વિદ્યાધિકારી ઓફિસ તરફથી ભાષાન્તરકાર તથા મેલટ્રેનિંગ કૉલેજ અને વર્નાક્યુલર કૉલેજમાં ભાષાના અધ્યાપકનું કામ કરે છે. ઇ. સ. ૧૯૦૯ તથા ૧૯૧૦ માં વડોદરા શિક્ષકમંડળના મંત્રી હતા. ઇ. સ. ૧૯૧૦ માં વડોદરામાં ભરાયલા ફેન્સી બજારના સેક્રેટરી તથા ૧૯૧૨ માં ચોથી ગૂ. સાહિત્ય પરિષદના મંત્રી તરીકે કામ કરેલું છે.

લાઇફ ઍન્ડ પ્રિચિંગ્સ ઓફ નરસિંહ મહેતા ૧૯૦૧, ભક્ત કવિ નરસિંહ મહેતા—તેમનું જીવન તથા કવન ૧૯૦૪, ભક્ત કવિ ભોજલ ૧૯૦૫, કવિ અને કવિતા ૧૯૦૨, વકતૃત્વ, તથા અંબુજ નામ મારી રાજેશ્વરી અબાલાલ મા. મહેતા સાથે રહી ભ્રમર નામથી ૧૯૧૦ માં 'કાવ્યકલિકા' રચી પ્રસિદ્ધ કરેલ છે. તથા તે ઉપરાંત શ્રીમંત મહારાજા સાહેબની આજ્ઞાથી ભાષાન્તર રૂપે મોન્ટેનના નિબંધો, વાણિજ્યશાસ્ત્ર, જ્ઞાતિબંધન, તૈયાર થતાં રાજ્ય તરફથી પ્રસિદ્ધિને પામેલાં છે. અખબારે સોદાગરમાં સંસાર સુધારા વિષે પણ પ્રકીર્ણ લેખો પ્રસિ ભક્તિસુધાબિન્દુ, મૈ·

ત્રીશતક, આર્યબાલા, સૃષ્ટિસૌંદર્યનાં કાવ્યો વગેરે કાવ્યના લેખો તથા બુદ્ધવીર દિવાન અમરજી, સાક્ષર સુધારક મણિશંકર જટાશંકર કીકાણી, જ્ઞાતિ-ઉન્નતિ વિચાર, નરસિંહ મહેતાના પિતાનું શ્રાદ્ધ, નાગરપુરીમાં પ્રવાસ-એક સ્વપ્ન, અંગ્રેજી સાહિત્યમાં શિષ્ટ પૌરાણિક કથાઓ ( ભાષાન્તરરૂપે ) વગેરે વિવેચનાત્મક લેખો હજુ અપ્રસિદ્ધ છે. હાલમાં શ્રીમંત આજ્ઞાથી મધ્યમકાલિન અને અર્વાચીન યૂરોપ તથા ઇન્ટર રેશ્યલ પ્રોબ્લેમનું ભાષાન્તર તૈયાર કરે છે.

## અ. સૌ. શારદાગૌરી મહેતા.

તેમનો જન્મ અમદાવાદમાં ઇ. સ. ૧૮૮૨ માં થયો છે. જ્ઞાતિએ તેઓ વડનગરા નાગર છે. તેમના પિતાનું નામ ગોપીલાલ મણિલાલ ધ્રુવ છે. જન્મ સમયે કુટુંબ સ્થિતિ સાધારણ હતી. ઇ. સ. ૧૯૦૧ માં બી. એ. ની પરીક્ષા તેમણે પસાર કરેલી છે. ઇ. સ. ૧૮૯૮ માં તેમનાં લગ્ન ડૉ. બટુકરામ મહેતાના પુત્ર ડૉ. રા. રા. સુમંત મહેતા સાથે થયલાં છે. તેમને સંતતિમાં બે પુત્રી તથા એક પુત્ર થયાં છે. ઇ. સ. ૧૯૦૪ માં તેમણે શ્રી. મહારાજા ગાયકવાડના આજ્ઞાથી ' પુરાણોની બાલબોધક વાર્તાઓ ' લખી છે ત્યારબાદ સુધાહાસિની ઇ. સ. ૧૯૦૭, ફ્લૉરેન્સ નાઇટિંગેલનું જીવન ચરિત્ર ૧૯૦૮ માં તથા બાળકનું ગૃહશિક્ષણ ૧૯૦૯ માં, લખી પ્રસિદ્ધ કરેલાં છે. શ્રીમંત મહારાણી સાહેબ સૌ. ચીમનાબાઇ કૃત ધી પોઝિશન ઑફ વીમેન ઇન ઇન્ડિઆ નામક અંગ્રેજી પુસ્તકનું ગૂજરાતી ભાષાન્તર તેઓ હાલમાં છપાવે છે. આ ઉપરાંત સુંદરીસુબોધ, વસંત, ગુજરાતી પંચ, વગેરે પત્રોમાં છુટા લેખો પણ તેમણે લખેલા છે. પ્રાર્થના સમાજમાં, સ્ત્રીસમાજ, મહીલામંડળ, વનિતાવિશ્રામ ઇત્યાદિ સ્થળે તેમણે વ્યાખ્યાનો પણ આપેલાં છે.

## મિસ. ભીખાઇજી લી. પાલમકોટ.

આ પારસી જરથોસ્તી ધર્મ પાળનાર બાનુનો જન્મ મુંબઇમાં થયો હતો જન્મ સમયે કુટુમ્બ સ્થિતિ ઘણી સારી હતી. એમના વડવાઓ મદ્રાસના શાહ સોદાગર હતા. તેઓ અરધી સદી સુધી પાલમકોટમાં રહેલા તેથી અવટંક પાલમકોટ થઇ હતી. તેમનાં માતુશ્રી આવાં બાઇના કેળવણી સંબધી ડહાપણ ભર્યાં તથા દૂર અન્દેશી વિચારો હતા અને ઉંચા પ્રકારની કેળવણી તરફ ઢળેલા હતા. એમને વાંચનનો શોખ સારો હતો. તેમના મૃત્યુ પછી લખાણો અને કવિતાઓનો સંગ્રહ નિકળ્યો હતો. આ સૌ સરકારો મિસ ભીખાઇજીને વારસામાં મળ્યા અને તે પણ સાહિત્ય પ્રેમી થયાં. અને બાપાવા સગીતના રસિક હોવાથી સગીતનો વારસો તે તરફથી મળ્યો. તેઓ સને ૧૮૯૨ માં મૅટ્રિકની પરીક્ષામાં ફતેહ પામ્યાં. એ અભ્યાસ દરમ્યાન ભરત, ગૂંથણકળા, ગાયન અને પીઆનો વગાડવા માટે સારાં ઇનામો અને સ્કોલરશીપો મેળવી હતી. વળી તેમણે સંગીતની વધુ કેળવણી

ઇટાલીઅન પ્રો "જી. સ્ટીન્ઝી" પાસે દશ વર્ષ સુધી લીધી અને પીઆનો વગાડવાનું શાસ્ત્રાનુસાર શિક્ષણ લીધું, તથા લંડનની ટ્રીનીટી કોલેજ ઑફ મ્યુઝિકની જૂદી જૂદી થીયરી તથા પીઆનો વગાડવાની પરીક્ષામાં નવ સર્ટિફિકેટો મેળવ્યાં, અને એ વિષયમાં સીનીયર થનાર પહેલાં પારસી બાનુ તેજ છે. તેમનું ભરતકામ ઘણું વખાણવા લાયક છે. તેમને એ કામના બદલામાં કલકત્તા, ભાવનગર, નાગપુર અને અલ્હાબાદનાં પ્રદર્શનોમાંથી ચાર સોનાના ચાંદ મળ્યા છે. તેઓ સંગીતનું શિક્ષણ આપે છે અને તેમના શિષ્યો, લંડનની ટ્રીનીટી કૉલેજમાં ફતેહમંદ ઉતરે છે. તેઓ મ્યુઝિક ટીચર હોવા ઉપરાંત મુંબઈની જૂદી જૂદી ગાયનશાળાનાં પરીક્ષક છે. તેમના ભાઇ મર્હુમ શેરાબજીના અમેરિકા તથા યુરોપના પ્રવાસ વખતે તેમનું "માસિક મજાહ" પત્ર પોતે સ્વતંત્ર રીતે નિર્વિઘ્ને ચલાવી પ્રશંસા પામ્યાં હતાં. એમણે પોતાની જ્ઞાતિમાં સારી સારી સભાવતો કીધી છે અને કાવ્યોથા તથા ગ્રન્થો લખી સાહિત્યની પણ સારી સેવા બજાવી છે.

ગ્રન્થોઃ—નિર્દય નણંદ, ઇન્સાફની આરસી, સહનશીલ સુંદરી, વિચારી વનિતા, અન્જલનો ફરેસ્તો, એ પુસ્તકો પ્રસિદ્ધ થયાં છે. તેની અંગ્રેજી તેમજ દેશી પત્રોએ ઘણી સારી તારીફ કરી છે તેમનાં કાવ્યોમાં "મા! તુજમાં ખોયુછ એ બે મુલ રતન!", "ગંભીર એક યાદ" અને મર્હુમ ભાઇ શેરાબજી મરણ પર શોકનું "કીધો તારાં મોતે કુટુંબ પર કહેર!" એ કાવ્યો હૃદયદ્રાવક છે. આ સિવાય તેમના ઘણા લેખો અને કાવ્યો અનેક પત્રોમા ખુલ્લી રીતે પ્રસિદ્ધ થાય છે.

---

## અરદેશર ફરામજી ખબરદાર.

તેમનો જન્મ દમણ વિષે ઇ. સ ૧૮૮૨ માં થયો છે. જાતે તેઓ પારસી છે. જન્મ સમયે કુટુમ્બ સ્થિતિ સાધારણ હતી. તેમનું કુટુમ્બ આબરૂદાર ગણાય છે. પોર્ટુગીઝ સરકારમાં તેમજ અમલદાર વર્ગ અને દમણની આજુબાજુની પ્રજામા તેમના સ્વ. પિતામહ કાવસજી સોરાબજી ખબરદાર માટે સારૂ માન હતું. ખબરદારની અવટંક એમને એમની હુશિયારીથી અને ખબરદારીથી લોકો તરફથી પ્રથમ મળેલી. અરદેશરની પાંચ વરસની વયે તેમના પિતા પાઠાના દર્દથી ભરજુવાનીમાં ૨૬ વર્ષની વયે મુંબઇમાં મૃત્યુ પામ્યા હતા. તેમને પોતાને એક પુત્રી તથા બે પુત્રો છે. તેમણે અંગ્રેજી અભ્યાસ મુંબઇની "ન્યુ હાઇસ્કૂલ" માં કરેલો છે. તેમને નાનપણથીજ કવિતા તથા સંગીતનો સારો શોખ હતો. એ સરકારો એમને એમના પિતામહ તરફથી પ્રાપ્ત થયા હતા. અગીયાર વરસની ઉમરથી તેઓ કવિતા લખતા એથી તેમના સહાધ્યાયીઓ તેમને કવિ ઉપનામથી બોલાવી હાસ્ય કરતા હતા. સ્કૂલ છોડી દમણ આવ્યા પછી સોળ વર્ષની ઉમરે સને ૧૮૯૭ માં તારાપોરવાળાના તંત્રીપણા હેઠળ ચાલતા "માસિક મજાહ" નામના ચોપાનિયામાં સો દાષ્ટાંતિક દોહરા લખી, ગૂજરાતના "જૂની સ્કૂલ" ના જાણીતા કવિઓ સાથે હરીફાઇમાં

ઉતરીતેમણે આબરૂ મેળવેલી. તેમનુ પહેલવહેલું પુસ્તક સને ૧૯૦૦ માં "કાવ્યરસિકા" બહાર પડયું ત્યારથી "જૂની સ્કૂલ" ની કવિતા છોડીને "નવી સ્કૂલ" ની ગૂજરાતી કવિતા લખવા તરફ તેમનું મન દોરાયું. આ કામમા નવા વલણને ઉત્તેજન આપનાર તથા પોષનાર તેમના વિદ્વાન શિક્ષક મી જાલભાઇ દોરાબજી ભરડા તથા તેમના સાહિત્ય મિત્ર મી. પે ખ તારાપોરવાળા હતા તેમના બીજાં પુસ્તકો નીચે પ્રમાણે છે.—કાવ્યરસિકા, વિલાસિકા તથા પ્રકાશિકા હાલમાં તેઓ અગ્રેજી કાવ્યો વધારે ભાગે લખે છે હાલમાં નામદાર શહેનશાહ જ્યૉર્જ ૫ મા દીલ્લીદરબાર માટે હિન્દમાં પધાર્યા ત્યારે તેમને આવકાર આપતુ "ઇન્ડિઅન્સ વૅલકમ ટુ ધેર મૅજેસ્ટીઝ" નામે અગ્રેજી કાવ્ય લખી બહાર પાડયું છે. ૧ પ્રભાત ગમન. ૨ અદલ શતસાઇ ૩ અમરદેવી નાટક. ૪ પ્રકાશિકા છપાયા પછીના છૂટક કાવ્યો વગેરે તેમના અપ્રસિદ્ધ લેખો છે.

## પુરૂષોત્તમ વિશ્રામ માવજી.

તેમનો જન્મ ઇ સ. ૧૮૮૨ મા મુંબઇ વિષે થયો છે જ્ઞાતિએ તેઓ ભાટિયા છે. ગૂજરાતી તથા અગ્રેજી ભાષાનો આવશ્યક અભ્યાસ કરી તેઓ પોતાનુ જીવન સાહિત્યસેવા કરવામાં જ ગાળે છે. પુરાણ વસ્તુઓનો સંગ્રહ કરી તે ઉપરથી ઇતિહાસ દૃષ્ટિએ શોધખોળ કરી જૂના કાળને લગતી હકીકતો પ્રસિદ્ધિમાં મુકવા તેઓ સદા તત્પર રહે છે. મહારાષ્ટ્રના ઇતિહાસના તેઓ એક અચ્છા અભ્યાસક છે, અને તેને લગતાં અનેક વૃત્તાતો તેમણે પ્રકાશમાં લેખોદ્વારા મુકેલાં છે સમાલોચક પત્રમા તેમના લેખો પ્રસિદ્ધ થયલા છે તેમનો સાહિત્યપ્રેમ તેમને હાથે અનેક ઉછરતા ગ્રથકારોની ઉપર ઉપકાર કરાવે છે. પ્રાચીન ઇતિહાસ–અન્વેષણ પાછળ તેમણે કરેલો ભગીરથ પ્રયત્ન તથા દ્રવ્યવ્યય દૃષ્ટાંતરૂપ, અનુકરણીય છે. મુંબઇમાં ભરાયલી બીજી સાહિત્ય પરિષદ્‌ના સત્કારમંડળના પ્રમુખપદ ઉપર રહી તેમણે વિદ્વત્તા ભરેલો લેખ વાચેલો હતો.

સખ્યા; वतनपत्रें, निवाडपत्रें वगैरे (મરાઠી); કેફીયત્સ અને યાદીઝ ( મરાઠી ), માનવધર્મ ગાથા, પ્રબોધ ભારત ભાગ ૧,૨; નેટીવ ઍડ્મીનીસ્ટ્રેટિવ જીનીયસ ઑફ નાઇન્ટીન્થ સૅન્ચરી ( અગ્રેજી ), સુરસાગરની સુદરી, વૉટ લિટરેચર કુડ વૉન્ટ; પરમાર્થસાર, શિવાજીનું સ્વરાજ્ય ( અંગ્રેજી ); વગેરે પુસ્તકો તેમણે પ્રસિદ્ધિમાં મુકેલા છે ત્રીજી સાહિત્ય પરિષદ્‌મા તેમણે 'ઐતિહાસિક સાહિત્યનું સ્વરૂપ' એ વિષય ઉપર પોતાનો લેખ વાચેલો. તેમના સબધમાં વિશેષ હકીકત ઉપલબ્ધ થઇ શકી નથી.

## મોહનલાલ પાર્વતીશંકર દવે.

તેઓ જ્ઞાતિએ વડનગરા નાગર બ્રાહ્મણ છે. તેમની જન્મભૂમિ સુરત છે. તેમનો જન્મ સંવત

૧૮૮૩ માં થયેલો છે. જન્મ સમયે કુટુંબ સ્થિતિ સારી હતી. તેમનાં માતુશ્રી ઇન્દિરાગૌરી શાસ્ત્રી દીનમણિશંકરનાં પુત્રી થાય. તેમનાં લગ્ન ઇ. સ. ૧૮૯૮ માં રા. બ. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદીની પુત્રી સાથે થયાં છે. તેઓએ એમ. એ. ની પરીક્ષા પસાર કર્યા બાદ ઇ. સ. ૧૯૦૭ માં એલ એલ. બી. ની પરીક્ષા પસાર કરી છે.

ઇ. સ. ૧૯૦૮ ની સાલથી તેમનું સાક્ષરજીવન શરૂ થયું છે. વસંત, બુદ્ધિપ્રકાશ, ગુજરાત શાળાપત્ર, સાંજવર્તમાન વગેરે માસિકો તથા દૈનિકપત્રોમાં તેમણે 'સાહિત્યકળા', 'આત્મલક્ષી અને પરલક્ષી કાવ્યો', 'સાહિત્ય અને તેનાં અંગો,' ગ્રંથ વિવેચનનું સાહિત્ય, ગુજરાતી સાહિત્યનો બગીચો, " સૃષ્ટિ સૌંદર્યનાં કાવ્યો " ઇંગ્લાંડના વર્તમાનપત્રો વગેરે લેખો લખેલા છે. તે ઉપરાંત કાર્લાઇલકૃત Heroes and Heroworship ના મુખ્ય વિચારો આપી " વીરપૂજા ", પાવાગઢની યાત્રા, એક સ્વપ્ન, સ્ત્રીઓની સ્વતંત્રતા, 'મ્હોટી વયનાં લગ્ન અને તેની જવાબદારી' વગેરે લેખો પણ લખેલા છે.

લૅન્ડોરના 'કાલ્પનિક સંવાદો 'માંના કેટલાકનું ભાષાન્તર ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી તરફથી એક ભાગમાં તેમની પાસે તૈયાર કરાવવામાં આવ્યું છે અને તે પ્રસિદ્ધ થઇ ચૂક્યું છે. તે ઉપરાંત રાજકોટની પરિષદ્ ભંડોળ કમિટિ તરફથી મેકડોનલ્ડના 'સંસ્કૃત સાહિત્ય નો ઇતિહાસ' એ નામના પુસ્તકનું ભાષાન્તર તેમને સોંપવામાં આવેલું છે. વળી 'જાપાન' વિષે પણ એક પુસ્તક તેમણે તૈયાર કરેલું છે, અને મી. વૈદ્યકૃત મહાભારતનું ભાષાન્તર પણ તેમણે કરેલું છે, પરંતુ હજુ તે ત્રણ પુસ્તકો અપ્રસિદ્ધ રહ્યાં છે વસંત વગેરે માસિકોમાં તેમણે છેલ્લાં બે ત્રણ વર્ષોથી ' દીવાળીની રાત્રીના મીઠાં સ્નેહ સ્વપ્નાં,' ' મ્લાન વદન,' ' દેશોદયનું પ્રભાત,' ' એક અબળાનો ઉદ્ગાર, ''વગેરે કાવ્યો લખી પ્રસિદ્ધ પણ કરેલાં છે. એક " The Social situation, a Sketch " એ નામનો અંગ્રેજી લેખ પણ તેમણે લખેલો છે.તેમની સાહિત્ય–પ્રવૃત્તિ હજુ જારીજ છે.



## કરીમ મહમદ માસ્તર.

તેમનો જન્મ ઉમરેઠ વિષે ઇ. સ. ૧૮૮૪ માં થયો છે. જાતે તેઓ મુસલમાન છે. એમના જન્મ સમયે કુટુમ્બ સ્થિતિ સાધારણ હતી. સને ૧૯૦૪ માં બી. એ. ૧૯૦૭ માં એમ. એ. અને ૧૯૧૧ માં એલ. એલ. બી. થયા છે. તેમણે પોતાની નોકરી સ્કૂલ માસ્તર તરીકે શરૂ કરી છે, અને સને ૧૯૧૦ થી તેઓ જૂનાગઢ હાઇસ્કૂલના હેડમાસ્તરની જગો ઉપર છે. તેમનાં લગ્ન બે વખત થયાં છે. હાલમાં સંતતિમાં એક પુત્ર છે. તેઓ સને ૧૯૦૬ થી પ્રસગોપાત છૂટક નાની કવિતાઓ અને વર્તમાનપત્રો અથવા માસિકોમાં લેખો લખે છે. તેમણે સને ૧૯૦૮ માં રા. અંજારિયા સાથે " કવિતા પ્રવેશ " નામક કાવ્યસંગ્રહ બહાર પાડેલો છે. તેમાં ગુજરાતી કવિતાનો

ઐતિહાસિક નિબંધ એમનો સ્વતંત્ર લેખ છે સને ૧૯૦૯ માં તેમણે " An Analysis of Ingram's History of Political Economy " એ પુસ્તક બી. એ. અને એમ. એ. ના વિદ્યાર્થીઓ માટે લખેલું છે. આ સિવાય તેમની કેટલીક પરચુરણ કવિતાઓ તથા લેખો હજી અપ્રસિદ્ધ છે.

## ચંદ્રશંકર નર્મદાશંકર પંડયા.

તેમનો જન્મ ઈ. સ. ૧૮૮૪ માં નડીયાદ વિષે થયો છે. જ્ઞાતિએ તેઓ વડનગરા નાગર બ્રાહ્મણ છે. તેમણે ઈ. સ. ૧૯૦૫માં બી એ. ની પરીક્ષા પસાર કરેલી છે. બી.એ થયાબાદ આગળ અભ્યાસ ચલાવવાની સાથે તેમણે ગદ્ય તથા પદ્યમાં પોતાના લેખો લખી પ્રસિદ્ધ કરવા માંડ્યા છે. નાનકડી નણંદ ', ' સહચારિણી ', ' મોટું મન ', કુદરતને ખોળે ', ' સૃષ્ટિસૌંદર્ય ', 'દેશ ભક્તિનાં પદો', વગેરે કવિતાઓ તથા 'શ્રીયુત ગોવર્ધનરામનું વ્ય-ક્તિરૂપે જીવન', 'વિજ્ઞાનના અભ્યાસની આવસ્યકતા અને તેનાં સાધનોનો વિચાર ', ' યુનિવર્સિટીના અભ્યાસક્રમમાં ગુજરાતીને સ્થાન ', ' સાહિત્ય અને પ્રજા જીવન ', ' રાસાયનિક ઉદ્યોગો વગેરે લેખ ઘો ', અને ' વ્હાલસોરી વસ્તુ ' નામની વાર્તા, ' બેવકુફાઇની બીજી બાજુ ' નામક હાસ્યરસાત્મક લેખ ઉપરાંત વિવિધ પુસ્તકો ઉપર વિવેચનાત્મક લેખો સમાલોચક, વસંત વગેરે માસિકોમાં પ્રસિદ્ધ કરેલાં છે.

## અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી.

તેમનો જન્મ સુરત વિષે ઇ સ. ૧૮૮૫ માં થયો છે. જ્ઞાતિએ તેઓ વડનગરા નાગર બ્રાહ્મણ છે જન્મસમયથી કુટુમ્બ સ્થિતિ સારી છે તેમણે સને ૧૯૦૬માં એમ. એ. ની અને સને ૧૯૦૭માં એલ એલ. બી. ની પરીક્ષા પાસ કરી છે. સને ૧૯૦૮ માં તેમણે લેખો લખવાની શરૂઆત કરી. તેમના લખેલાં પુસ્તકો નીચે પ્રમાણે છેઃ— " જાપાનની કેળવણીની પદ્ધતિ " ( ગુ વ. સો. તરફથી ૧૯૦૯ માં ) એમણે લખ્યું અને " યુરોપના સુધારાનો ઇતિહાસ " નીરૂપણ ( એ તૈયાર થાય છે. )

તેમના મુખ્ય લેખોમાં-કૉમ્ત, એક ફ્રેન્ચ તત્ત્વજ્ઞના વિચારો ને તે વિષે કંઈક મનન, હૃદય-ત્રિપુટી, એક પ્રશંસા, ચૌદ દિવસનો ધાર્મિક પ્રવાસ, ષડ્દર્શન વેદાન્ત ને આધુનિક મતભિન્નતા, નર્મદાશંકરની કવિત્વ શક્તિ, જાપાનમાં સ્ત્રી કેળવણી, ધૂન કે શોખ અને પ્રેમાનંદનું જીવન ચરિત્ર ઇત્યાદિ છે. ઉપર બતાવેલા લેખો, ' બુદ્ધિપ્રકાશ ', ' ગુજરાત શાળાપત્ર ', ' સમાલોચક ', અને ' ગુજરાતી 'ના દીવાળીના અંકમાં પ્રસિદ્ધ થયા છે.



## નટવરલાલ કનૈયાલાલ વૈષ્ણવ.

જ્ઞાતિએ વડનગરા નાગર છે. તેમનો જન્મ જૂનાગઢમાં ઇ સ ૧૮૮૬ માં થયો છે. જન્મ સમયે કુટુમ્બ સ્થિતિ નિર્ધન હતી. ચાર વર્ષ પૂરાં ન હોતાં થયાં એટલામાં તેમનાં માતુશ્રી સ્વર્ગવાસ પામ્યાં હતાં. સાધારણ અંગ્રેજી કેળવણી લીધા પછી તેમનાં લગ્ન થતાં સાંસારિક કારભાર તેને માથે નાની ઉમરમાં આવી પડ્યો. દૈવઇચ્છાએ તેમનાં પ્રથમ પત્ની થોડી મુદતમાં ગૂજરી ગયાં અને ત્યાર પછી પિતા પણ સ્વર્ગવાસ પામ્યા આથી નિરૂપાયે પ્રથમ કાઠિઆવાડ એજન્સીના જપ્તી ખાતામાં ટૂંક પગારથી નોકરી કરી તેઓ હાલમાં રાજકોટ વિષે ટાઇપિસ્ટ તરીકે ખાનગી ધંધો કરે છે. તેમનાં પોતાનાં પુસ્તકો તેમના નિર્વાહનાં સાધન છે. તેમનાં બીજી વારનાં લગ્ન થયાં છે. હાલ એક નાની પુત્રી છે. રાજકુમારધ્રુવ તથા સુલક્ષણા, શ્રી જ્ઞાનવચન, માતાફરજ યાને બાળકોપયોગી ઔષધ, સૌભાગ્ય શિક્ષણિધિ, સગર્ભા સ્ત્રીની સંભાળ, નારીઓનું નિત્ય વાચન, સૌભાગ્ય સંગીતસંગ્રહ, સ્ત્રીઓનું ખાનગી વાચન, સુંદરી અને સાક્ષરો, બાળ સંભાળ, મહિલામિત્ર. એ પૈકી છેલ્લાં ત્રણ સિવાય બધાં છપાઇ તેમની આવૃત્તિઓ નીકળી ગઇ છે આ સિવાય તેઓ "સુંદરી સુબોધ" માં સ્ત્રીઓને ઉપયોગી રમુજી વાર્તાઓ, લેખો વગેરે પ્રસગે પ્રસગે પ્રસિ' કરતા રહે છે.

## કાન્તિલાલ છગનલાલ પં઼

તેમનો જન્મ નડિયાદ વિષે ઇ. સ. માં થયો છે. તેઓ જ્ઞાતિએ વડનગરા નાગ઼ ક્ષણ છે. 'કાદમ્બરી' ના ભાષાન્તરકારના પુત્ર થાય છે. જન્મ સમયે કુટુમ્બ સ્થિતિ હતી. તેઓએ સને ૧૯૦૭ ની સાલમાં બી. તથા સને ૧૯૧૦ માં એમ એ. ની પસાર કરી છે. ૧૯૧૧ ના જુલાઇ chemistry and special industry અભ્યાસ માટે બેંગલોરના Indian Insti of science માં આ દાખલ થયેલા છે ત્યાં અભ્યાસ ચલાવે છે. તેમનું લગ્ન થયું

એમના લેખો અને ગ્રન્થોઃ—"સ્વ. ગોવર્ધનરામ એમના જીવનની કથા અને તુલના સને ૧૯૧૦ માં એ પુસ્તક લખ્યું. અને "માલોચક "માં "કેટલાંક ગ્રન્થાવલોકનો" , રાતી ભાષાની સમૃદ્ધિ શી રીતે થાય " એ ઉ રની અગત્યની ચર્ચાનો સવિસ્તર વૃત્તાંત- ફરગ્યુસન કોલેજનો વૃત્તાંત વગેરે; "વસન્ત" "સૂર્ય જયંતિનો મહોત્સવ" એ નામનો ... રસપૂર્ણ લેખ તથા "ગુજરાતી"ના દી

## ચિમનલાલ દામોદર ત્રિપાઠી.

તેમનો જન્મ ઇ. સ. ૧૮૮૭ માં થયો છે. જ્ઞાતિએ તેઓ મોઢ બ્રાહ્મણ છે. જન્મ સમયે કુટુંબ સ્થિતિ સારી હતી. તેઓએ મૅટ્રિક્યુલેશનની પરીક્ષા પાસ કરી પ્રીવિયસ ક્લાસમાં અભ્યાસ કરેલો; પરંતુ શારીરિક સ્થિતિ નરમ હોવાને લીધે હૃદયવૃત્તિમાં પ્રબુધ ચિન્તાજન્ય હિંસા પુરુષ વિપર્યાસ થવાથી સને ૧૯૦૯ માં અભ્યાસ છોડી દીધો. હાલમાં તેઓ વડોદરા રાજ્યની હાઇસ્કૂલમાં શિક્ષકની નોકરી કરે છે. હાલમાં તેને એક પુત્ર છે. તેઓ રા. બ. રમણભાઇ મહિપતરામ નીલકંઠને તથા કાન્તને પોતાના શુભચિંતકો તરીકે માને છે.સને ૧૯૦૫ ની સાલની તેમણે પોતાની કાવ્યશક્તિને ' મોહમય વિશ્વાબ્ધિ ' એ કાવ્યના રૂપમાં ' કુઝ ' ના તખલ્લુસથી બહાર મૂકી. પછી સને ૧૯૧૧ થી ' કુઝ ' ને બદલે ' દ્વિજ ' ના તખલ્લુસથી લખવા માંડયું છે. તેમનાં કાવ્યો તથા લેખો— ' જ્ઞાનસુધા, ' ' બુદ્ધિપ્રકાશ ' વગેરેમાં વખતો વખત પ્રસિદ્ધ થાય છે. તેમણે ૧૯૦૫ થી ૧૯૦૯ સુધીમાં લખેલાં કાવ્યોનો સંગ્રહ ' હૃદયકુઞ્જ ' નામના પુસ્તકના રૂપમાં પ્રસિદ્ધ કર્યો છે.



## કવિ મહારાણીશંકર અંબાશંકર શર્મા.

આ યુવક કવિનો જન્મ જૂનાગઢ શહેરમાં ગિરનારા બ્રાહ્મણ જ્ઞાતિમા ઇ. સ. ૧૮૮૭ માં થયો છે. અને તેમનાં સ્વ. માતાનું નામ ગિરિજા છે. તેઓ મેટ્રીક સુધીનો અભ્યાસ કરી સાહિત્ય-સંગીતની પ્રસાદી મેળવવા બાળપણથી ભાગ્યશાળી થયા છે.

માતાએ સ્વર્ગવાસ કર્યા પછી તેઓ જન્મભૂમિ છોડી મુંબઈ ગયા છે. સંગીતના શોખે તેમને આધુનિક નીરસ ગોખણપટ્ટીવાળી ઉચ્ચ કેળવણી ભણી અભિરૂચી રહેવા દીધી નહિ. મુંબઇ આવ્યા પછી કવિના સ્વ. કાકા સુપ્રસિદ્ધ નાટકકાર દયાશંકરના આગ્રહથી કાઠિયાવાડ કમ્પનીમાં કવિ તરીકે રહ્યા. આ વખતે તેમણે ' ગુમાન તારા 'નામના નાટકનો કેટલોક ભાગ લખેલો. ત્યાર પછી ' મુબઇ ગુજરાતી ' કમ્પનીમાં સારા કવિની જરૂર પડવાથી અનાયાસે કવિના કામથી ત્યાંના મેનેજરે પોતાની કમ્પનીમાં કવિની ઉચ્ચ પદ્વી આપી. એ કમ્પની માટે કવિએ પ્રથમ ' નંદબત્રીશી ' નામનો ખેલ બનાવી આપ્યો જે હજુ ભજવાય છે. ત્યાર પછી પોતાને ત્યાં રહેવું ઠીક ન લાગવાથી નોકરી છોડી દીધી. એટલામાં તેમને સ્વામી દયાનંદ સરસ્વતી પાસે અભ્યાસ કરવાનો સુપ્રસંગ મળ્યો. આથી તેમના જીવનમાં મોટું પરિવર્તન થયું. એજ સમયથી નાટક ચેટકને ત્યાગી કવિએ પોતાનું

ધાર્મિક જીવન શરૂ કીધું. ત્યાર પછી કવિએ ત્રણ વર્ષ હરદ્વાર ગુરૂકુળમાં રહી સંસ્કૃત અભ્યાસ કર્યો ત્યાંથી મુંબઇ આવ્યા પછી આર્યપ્રતિનિધિ સભાના ઉપદેશક તરીકે નામનો પગાર લઇ રહ્યા, અને ગુજરાત, કઠીઆવાડ અને કચ્છ વગેરે પ્રદેશોમાં ભાષણો આપ્યાં હાલ તેઓ દેવલાલી ગુરૂકુળના ઉપદેશક તરીકે કામ કરે છે તેમનાં પત્ની પણ કવિ પાસેથી સંસ્કૃત, ઈંગ્લીશ, સંગીત વગેરે વિષયોનું જ્ઞાન મેળવી મુંબઇ ઈલાકામાં વ્યાખ્યાનો આપે છે કવિની ઇચ્છા એવી છે કે, પોતાની સ્ત્રી દેશી સ્ત્રીઓની સારી રીતે સેવા બજાવવા લાયક થાય. એ હેતુથી કવિએ "સતી સંગીત" નામનો કાવ્યગ્રંથ રચી પ્રસિદ્ધ કરેલો છે.




આ પારસી ગ્રહસ્થને નાનપણથીજ કુદરતી બનાવોનું અવલોકન કરવાનો, કાવ્યો લખવાનો અને રમુજી અનેક વિષયોપર વાર્તાઓ લખવાનો સારો શોખ થયો છે તેમણે મુંબઇના જૂદા જૂદા ચોપાનીયાઓમાં પોતાના લખાણો આપ્યાં છે. સને ૧૮૯૭ થી "મુંબઇ સમાચાર" પત્રમાં જોડાઇ ૧૯૦૨ સુધી એમણે એ નોકરી દરમ્યાન એ પત્ર માટે સઘળી ચાલુ વાર્તાઓ લખી હતી. એ ને કરી સાથે તેમણે 'હિન્દીપંચ' ની પણ નોકરી બજાવી હતી. અને તેમાં પણ રમુજી વાર્તાઓ લખી હતી. સને ૧૯૦૨ માં તેમણે 'અખબારે સૌદાગર' ની નોકરી સ્વીકારી. દિલ્હી દરબારમાં પણ હાજરી આપી હતી. ત્યાર પછી બીજે વરસે 'જામેજમશેદ' ની નોકરીમાં જોડાયા છે-અને હજુ ત્યાંજ પોતાનું કામ સંતોષકારક રીતે કર્યા જાય છે. હાલમાં પણ 'ગપસપ' પત્રની સાથે તેઓ સારો સબંધ ધરાવે છે. એમનું ઉપનામ "ગુલફામ" છે. એમણે એકંદર ૫૦ વાર્તાઓ લખી છે. તેમાનો મુખ્ય ભાગ રમૂજી વાર્તાઓનો છે. તેમણે અત્યાર સુધીમાં ચોત્રીશ પુસ્તકો પ્રસિદ્ધ કરેલાં છે જેમાંનાં પારસી લગ્નની મીજલસો, બઇરાઓના પોશાક, જૂદા જૂદા મેળાવડાઓ, જુવાનીઆઓના રંગઢંગ, અને ઘરડાઓની ખુબીને ખામી વિગેરે પુસ્તકોમાં તેમણે પોતાના સાંસારિક અનુભવનું દિગ્દર્શન કરાવ્યું છે.




તેમનો જન્મ ઇ. સ. ૧૮૮૨ માં થયો છે. જાતે તેઓ પારસી છે. તેમણે સાધારણ કેળવણી લઈ સત્તર વર્ષની ઉમરે સ્કૂલ છોડી અને આર્ટ સ્કૂલમાં ચિત્રકળાનો અભ્યાસ પૂરો કરી અમેરિકાના ન્યુયોર્ક શહેરમાં હિન્દુસ્તાની ઢબના નિકળેલા હોટેલમાં હિન્દી વાજીંત્રો વગાડનાર તરીકે નોકરી કરેલી.

આ વખતે તેમની ઉમર ઓગણીશ વર્ષની હતી. ત્યાંથી આવ્યા પછી "એપોલોથી અમેરિકા" અને "અમેરિકાની અજાયબીઓ" એ બે લેખો પોતાની મુસાફરીના હેવાલના રૂપમાં લખ્યા તે વખતથી લખવાનો શોખ વધારે જાગૃત થયો, તેથી તેમણે ગુલમાં, એમની માહાન (વાર્તાઓ), એ દુન્યા, ભલી ભાર્યા (નાટકો), ફ્રેનોલોજી (મસ્તક વિદ્યા), રૂસ્તમ સોરાબ, જમશેદ ઓહાક (ગાયનો), વગેરે પુસ્તકો લખ્યાં છે. મી. ભરૂચા એક અચ્છા સીતાર બજાવનાર હોવા ઉપરાંત નાટક લખનાર, વાર્તાઓ લખનાર, મસ્તક પરીક્ષક, ગાયનશાસ્ત્રી અને તાલીમબાજ છે. મોટર મીકેનીકલનું પણ સર્ટિફિકેટ ધરાવે છે.

## રૂસ્તમજી નસરવાનજી મુનશી.

'જામે જમશેદ' પત્રના જાણીતા લેખક "પુરનજી" "R. N. M." તથા બીજાં ગુજરાતી તથા અંગ્રેજી પત્રોમાં જૂદા જૂદા તખલ્લુસથી તવારીખ તથા સાહિત્યના લેખો લખનાર તરીકે પ્રસિદ્ધ છે. ચૌદ વર્ષની ઉમરે "રાહે રોશન" નામના માસિક પત્રમા મોતની શીનસુરી ઉપર એમણે સૌથી પહેલવહેલું લખાણ કર્યું હતું, તેથી એ પત્રના અધિપતિએ આવા તેમના ઉત્તમ લેખ માટે ખાસ નોંધ લીધી હતી. તેઓ "સાંજવર્તમાન"ના એડીટોરિયલ સ્ટાફ ઉપર એક લેખક તરીકે રહ્યા હતા અને ત્યાર પછી "ચેરાગ" નામના માસિકના તેઓ ઉપ અધિપતિ હતા. હાલમાં વિદ્યા હુન્નરના વિષયે પુરતા, તેઓ પુરાણા માસિક "જ્ઞાનવર્ધક"ના અધિપતિ છે તેમણે અંગ્રેજીમાં પણ સારા લેખો લખ્યા છે. હાલ ગયા નવેમ્બર માસમાં The History of the Kutub-Minar નામનું એક પુસ્તક બહાર પાડેલ છે અને તે ઘણું લોકપ્રિય થઇ પડ્યું છે. "કુતુબમિનાર"ની તવારીખપર કાંઇક નવું અજવાળું પાડનારા લેખક તરીકે તેમણે સારી કીર્તિ મેળવી છે.

## કવિ રેવાશંકર જયશંકર.

આ કવિનો જન્મ સંવત ૧૮૯૫ માં પેટલાદ તાલુકાના ભાદરણ ગામમાં થયો હતો. તેઓ જ્ઞાતિએ ઉદીચ્ય ટોળકીયા બ્રાહ્મણ છે એમના પિતાશ્રી ખંભાતમાં રહેતા હતા તેમને આજીવિકાનું અવલંબન આકાશ વૃત્તિ વિના અન્ય કંઈ ન હોવાથી કવિ મોસાળમાં મોટા થયા. ગામઠી નિશાળમાં સાધારણ લખતા વાંચતાં શીખ્યા પછી બારમા વર્ષે તેમનું ખંભાતમાં લગ્ન થયું. ભાદરણમાં એક વખતે એમના માતામહને સપ્તશતીનો પાઠ કરતાં જોઇને કવિએ પૂછ્યું કે આ શું છે? તેના ઉત્તરમાં દાદાએ દેવીનો પાઠ અને તેનું માહાત્મ વ. જે કહ્યું તે સાંભળીને એમનીજ પાસે સપ્તશતીનો પાઠ શીખ્યા અને અનશન વ્રત પાળીને ઇશ્વરીના સાક્ષાત્કાર થતાં સુધી પાઠ કર્યે જવાનું પણ લીધું. અઢી વર્ષ પર્યન્ત ઉપાસના કરતાં એક વખત અર્ધ

રાત્રિએ સૌંદર્યવતી અને દિવ્ય તેજોમયી એક મૂર્તિ તેમના જોવામા આવી, પણ કવિએ કાંઈ પણ બોલ્યા વગર પાઠ કર્યા કર્યો. જગજ્જનની બોલ્યા કે 'પુત્ર ? તુ કોણ છે ? અને એકાંતમા એકલો શામાટે પાઠ કરે છે ! કારએ સશયિત ચિત્તથી કહ્યુ કે–'હુ બ્રાહ્મણ છુ અને વિદ્યા પ્રાપ્ત થવા સારૂ ઈશ્વરીનુ આરાધન કરૂ છુ ' તે સાભળીને પેલી દિવ્ય મૂર્તિ કવિની જીહ્વા ઉપર ચન્દનવડે કઈક લખીને અને પાસેજ ફળ હતા તે આગ્રહપૂર્વક ખવરાવીને અદૃશ્ય થઇ ગઇ. આ પ્રમાણે સુપ્રસન્ન થયેની શકિત ની કૃપા થયા પછી કવિમા કવિત્વનો આવિર્ભાવ થયો એમણે આજ સુધીમા નીચે પ્રમાણે ગ્રથો લખી પ્રસિદ્ધ કર્યા છે જાનધરાખ્યાન, દશ મસ્કધ ભાગવત, ડાકોર મહાત્મ્ય, મહાભારત ૧૮ પર્વ, એકાદશીઓની કથા કામનાથ માહાત્મ્ય, ચણ્ડિ ચરિત્ર, સત્યનારાયણની કથા શબ્દસિદ્ધાન્તિકા, મનહરમાના, શામળનો વિવાહ નરસિહમહેતાના પિતાનુ શ્રાદ્ધ, સુધાસચિત, ત્રિભુવન કીર્તિ અને ઓખાહરણ આ સિવાય તેમના બીજા કેટલાક ગ્રથો અપ્રસિદ્ધ છે

આ કવિમા જેવી કવિત્વ શકિત છે તેવીજ નિરીક્ષણ કરવાની શકિત પણ છે ઘણે પ્રસગે કોઇના સબધે એ જે કહે છે તેજ પ્રમાણે થાય છે એમનો સ્વભાવ પરમ સરળ છે વાણીમાં અપૂર્વ હાસ્યરસ છે વાદ કરવાની શકિત અલૌકિક છે. ઇશ્વરીના અનુગ્રહ ભાજન થયા પછી તથા કોઇ ગુરૂ કર્યો કે નથી પ્રથમથી કઇ ભણ્યા તથાપિ કવિતા, પુરાણ, જ્યોતિષ, વૈદક અને ગણિત એટલા વિષયોનુ ઉત્તમ જ્ઞાન સમ્પાદન કર્યુ છે એમનુ ત્રણ વખત લગ્ન થયા છતા હાલ કઇ સતતિ નથી





## રણછોડલાલ અમૃતરાય દેશાઈ

તેમનો જન્મ ઇ સ ૧૮૬૩ મા વડોદરા વિષે થયો છે જ્ઞાતિએ ઔદિચ્ય સહસ્ત્ર બ્રાહ્મણ છે તેમના વડિલ સુરેશ્વર દેશાઇ ગાયકવાડ સરકારના સારા જાગીરદાર હોવાથી તેમની જન્મ સમયે કુટુબ સ્થિતિ સારી હતી તેમણે ગૂજરાતી ઉપરાત અગ્રેજી મેટ્રિક સુધી અભ્યાસ કર્યો છે. ગૂજરાતી સાહિત્ય તરફ તેમને સારી પ્રીતિ છે. વિદ્યાર્થી અવસ્થામાથી માસિક પત્રોમા લખવાનુ શરૂ કરી તેમણે શિશુબોધ, અનાર્યરૂઢી, અનોવાતશતક બાળા સુબોધ નીતિસાર (હિન્દી) વિદેશીય વસ્ત્ર મણી, આર્યા મદ્યનિષેધ શીયળ, વિદ્યાર્થીની વૃતિ ગુરૂધર્મ વગેરે પુસ્તકો લખેલા છે અદ્યાપિપર્યંત તેઓ નિરાશ્રિત વિદ્યાર્થીઓને યથાશક્તિ પૂરતુ ઉત્તેજન આપવા સતત પ્રયાસ કર્યા કરે છે એ સેવાના બદલામા તેમના પ્રશસકો તરફથી તેમને "ભારતી ભકતાભરણ" નામક ચાદ આપવાની યોજના હાલમા ઘડાય છે.

## ડાહ્યાભાઇ ધોળશાજી ઝવેરી

સદ્ગત ડાહ્યાભાઇનો જન્મ અમદાવાદમાં જૈન જ્ઞાતિમા થયલો છે ગૂજરાતી ઉપરાત અગ્રેજી અભ્યાસ કોલેજમા કર્યાબાદ તેમણે અમદાવાદની મિશનસ્કૂલમા સસ્કૃત શિક્ષકની

જગ્યા શરૂઆતમાં લીધી હતી. રા. આનંદશંકર ધ્રુવ વગેરે તેમના સહાધ્યાયી હતા. ઇ. સ. ૧૮૯૪ માંથી પોતાની નોકરી છોડી તેમણે નાટકનો "પવિત્ર" ધંધો હાથ ધર્યો હતો; અને તે ધંધાને પૂરેપૂરી રીતે સમાજ પ્રિય કરવાને તથા ઉચ્ચતર કરવાને તેમણે બનતો બધો પ્રયાસ કર્યો હતો. તેમણે પોતાનાં બનાવેલાં નાટકોમાં મનુષ્ય જીવનમાં રહેલો કરૂણરસ જગાવવાને સારો પ્રયાસ કરેલો છે. તેમની કવિતાઓ સંસ્કારી, બોધક તથા રસિક છે. તેમણે પોતાનાં નાટકોનાં વસ્તુઓ જૈન સૂરિઓના કથાનકપરથી લીધેલાં છે; અને તેથી શીલ અને પાતિવ્રત્ય સમ્બન્ધી પાત્રોનાં સંભાષણો અને ગાયનો તેમના પ્રત્યેક નાટકમાંથી મળી આવે છે. તેમના રચિત ગરબાઓ ગૂજરાતમાં પ્રિય થઇ પડયા છે. તેમની ભાષા લયલલિત, મધુર, કોમળ અને રૂચિકર છે; શૈલી સરળ અને સાદી છે. "છટેલ મરતી" તેમની કવિતાઓમાં જોવામાં આવતી નથી. તેમણે બનાવેલાં નાટકો નીચે મુજબ છેઃ—

( ૧ ) અશ્રુમતિ, વિજયાવિજય, ઉમાદેવડી, ઉદયભાણુ, સરદારબા, વીણાવેલી, મોહિની ચંદ્ર, ભોજકુમાર, સતિ સંયુકતા, સતિ પાર્વતી, રામવિયોગ, મ્યુનિસીપલ ઇલેકશન, મદનમંજરી, વગેરે સ્વાર્થત્યાગ, અને વિરલ દાનશીલતા તેમનાં પ્રકૃતિ લક્ષણો હતાં. તેમનું મરણ ઇ સ. ૧૯૦૬ માં થયું છે.



## વિશ્વનાથ ગોવિંદજી દ્વિવેદી

એઓ જામનગરના રહીશ ઉદિચ્ય સહસ્ત્ર બ્રાહ્મણ હતા. તેમનો સ્વર્ગવાસ એક માસ ઉપર જામનગરમાં થયો છે. તેમને એક પુત્ર છે, તેમનું નામ છગનલાલ છે. તેમણે સાહિત્યની સેવા સારી કરી છે. વિશ્વનાથે પોતાની આખી જીંદગી નવાં પુસ્તકો લખવામાં અને જૂનાંનો જીર્ણોદ્ધાર કરવામાં મુંબાઈ અને જામનગરમાં ગાળી છે. તેમના તરફથી ઘણાં પુસ્તકો પ્રગટ થયાં છે તેમાંનાં મુખ્ય નીચે પ્રમાણેઃ—

અધ્યાત્મ રામાયણ, ભોજપ્રબંધ ભાષાંતર, વ્યવહાર દર્પણ, વલ્લભ દિગ્વિજય, બ્રહ્મોતરખંડ ભાષાંતર, પંચરત્નગીતા સોળ પુસ્તકો ભેગાં, પુરૂષ લક્ષણ પરીક્ષા, પુત્રધર્મ ( માતપિતાની સેવા ), મિત્રધર્મ, સદ્વિદ્યાનાં રૂપ, ભામિની વિલાસ ભાગ ૧–૨, વ્યાપાર શિક્ષક, સતિધર્મ પતિસેવા, દંપતી ધર્મ, દેવી મહાત્મ ભા. ૧–૨. એમાં કેટલાંકની એક કરતાં વધારે આવૃત્તિઓ થઇ ગઇ છે.

ટીપઃ—કેટલાક ફૉર્મ છપાઈ ગયા પછી કેટલાક ગૃહસ્થો તરફથી તેમનાં જીવન વૃત્તાંત ાથા ફોટોગ્રાફ આવવાથી તેમને તેમની જન્મની સાલના અનુક્રમમાં લેવાઈ શકાયા નથી, તેથી ામને પાછળ મૂકવામાં આવ્યા છે.